ચરિત્રમાળા-વર્ષ બીજું-પુસ્તક ૨૦,૨૧,૨૨.

# ભારતના સંત પુરૂષો.

## ભાગ ૧ લો.

(૧૩ સંત પુરૂષોનાં ચરિત્રો.)

લેખક શિવપ્રસાદ દલપતરામ પંડિત.
બારાં—કોટારાજ્ય.

પ્રસિદ્ધકર્ત્તાઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
ઠે. કાલબાદેવી મુંબઈ. મંત્રી, ભિક્ષુ-અખંડાનંદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૨૫૦૦. સંવત ૧૯૬૯.

મૂલ્ય ના પાકું પૂઠું ના પો૦ જુદું.

"સર્વ હક્ક પ્રકાશક સંસ્થાને સ્વાધીન."

૪૫૭૪

संत तुल्य स[illegible]न नहि, ब्रह्म तुल्य नहि भोग,
भक्ति तुल्य भूषण नहि, काम तुल्य नहि रोग-

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# શિવપ્રસાદ દલપતરામ પંડિતરચિત પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧. | મૈત્રેયી ( વેદના સમયની વાર્તા ) | ૦–૧–૦ |
| ૨. | દેવી અઘોરકામિની ( જીવનચરિત્ર ) | (મળતું નથી.) |
| ૩. | ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર ( જીવનચરિત્ર ) | ૦–૩–૦ |
| ૪. | ભારતનાં સ્ત્રીરત્નો (ભાગ ૧ લો) | (સ. સા. દ્વારા પ્રકાશિત) |
| ૫. | ભારતનાં સ્ત્રીરત્નો (ભાગ ૨ જો) | ,, |
| ૬. | આનંદી બાઈ જોશી (જીવનચરિત્ર) | ,, |
| ૭. | કથા-ગુચ્છ ( ટુંકી વાર્તાઓ ) | ,, |
| ૮. | ભારતના સંત-પુરૂષો ( ભાગ ૧ લો ) | ,, |

## ( હવે પછી બહાર પડનારાં પુસ્તકો. )

૯. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરનું જીવનચરિત્ર.

૧૦. ભારતનાં સ્ત્રીરત્નો ભાગ ત્રીજો.

૧૧. ભારતના સંત-પુરૂષો. ભાગ બીજો.

૧૨. કથા-ગુચ્છ ભાગ બીજો.



# નિવેદન.

ચરિત્રમાળાના ૨૦–૨૧–૨૨ પુસ્તક તરીકે "ભારતના સંતપુરૂષો" નો પ્રથમ ભાગ વાંચકોની સેવામાં સાદર થાય છે. જે વિષે વિશેષ ખુલાસો લેખક બંધુના આ સાથેના ઉલ્લેખમાં જણાશે.

શ્રીયુત્ શિવપ્રસાદ દલપતરામ પંડિતના નામથી ચરિત્રમાળાના વાંચકો સુપરિચિતજ છે; બનતી ખંત અને નિષ્કામતા પૂર્વક ઉત્તમ ચરિત્રોનાં પુસ્તકો તૈયાર કરવા પ્રત્યે તેઓ જે તીવ્ર ઉત્સાહ ધરાવે છે તેના પરિણામરૂપ 'ભારતનાં સ્ત્રી રત્નો'ના બે મ્હોટા ગ્રંથો અને 'આનંદીબાઇ જોશીના જીવન ચરિત્રનાં પુસ્તકો ચરિત્રમાળાના વાંચકો મેળવી ચૂક્યા છેજ. આ પુસ્તક પણ તેમના તે જ્વલંત ઉત્સાહનુંજ ફળ છે. આવા સજ્જનોને વારંવાર શુષ્ક ધન્યવાદો આપવા કરતાં ગરીબ હિંદવાસીઓના કલ્યાણાર્થે ઇશ્વર એવા સાહિત્ય સેવકોને ચિરાયુ કરે; અને લાખે કરોડે પણ પૂર્ણ ન થનારી વિશાળ તૃષ્ણાને આધીન ન થતાં, લોકહિતાર્થે પ્રાપ્ત સ્થિતિથી સંતુષ્ટ રહેનાર આવા અનેક નિષ્કામ સાહિત્ય સેવકો પૂજ્ય ભારતમાતાના અંકમાં રમમાણ કરતા થાય એવી સદ્ભાવનાજ ઉચિત ભાસે છે.

ચરિત્ર ગ્રંથો સાથે ચિત્રો આપવાથી દરેક ચિત્ર ખાતે એકેક ફોર્મ કરતાં પણ અધિક ખર્ચ લાગતો હોવાથી વર્ષને સરવાળે તે ખર્ચ જોગાં પૃષ્ટો વાંચકોને ઓછાં તો મળવાનાંજ; પરંતુ સંસ્કારી વાંચકોના હૃદયને તેવાં ચિત્રો જે સદ્ભાવનાઓ અર્પનારાં થઈ પડે છે તે જોતાં એ ક્ષતિ વિશેષ અગત્ય આપવા જેવી અમને ભાસતી નથી. અને

તેથી શ્રી રામકૃષ્ણ પરમહંસ, શ્રી ગૌરાંગ (ચૈતન્યદેવ), શ્રી સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતી તથા સ્વામીશ્રી ભાસ્કરાનંદ સરસ્વતીનાં ચિત્રો આપેલાં છે.

આ પ્રમાણે ચિત્રોને લીધે વાર્ષિક મૂલ્ય ઓછાં આવે, તે જે વાંચક બંધુઓને ઠીક ન લાગતું હોય તેઓ તેવું લખી મોકલવા કૃપા કરશે તો તેમની સંખ્યાનું યોગ્ય પ્રમાણ જણાતાં વિચાર ફેરવવા અમને હરકત નથી.

ભારતના સંત પુરૂષોના અન્ય ભાગો માટે પણ તજવીજ ચાલે છેજ.

ચૈત્ર શુક્લ પૂર્ણિમા સંવત્ ૧૯૬૯.
એપ્રીલ ૯. સ. ૧૯૧૩. } મંત્રી.

## આ પુસ્તક છુટક પણ મળી શકશે.

ચરિત્ર માળાનાં પુસ્તકો છુટક ખરીદનારને મળી શકતાં ન હોવાથી કેટલાક સજ્જનોની માગણી તથા સૂચનાથી આ પુસ્તકની ત્રણસો પ્રત વધુ છપાવી છે. માટે તે પહોંચશે ત્યાં સુધી છાપેલી કિંમતે છુટક વેચવામાં આવશે.

'વ્યવસ્થાપક' સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.
મુંબઇ અને અમદાવાદ.

# ઉપકાર–પત્ર.

આ પુસ્તક રચવામાં નીચે લખેલા પુસ્તકોની મદદ લેવામાં આવી છે, જ્હેને માટે ત્હેમના વિદ્વાન લેખકો અને પ્રકાશકોનો ખરા અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

૧. જીવની સંગ્રહ (બંગાળી) શ્રી ગણેશચંદ્ર મુખોપાધ્યાય રચિત. (ચોથી આવૃત્તિ.).

૨. શ્રી સંક્ષેપ શંકરજય ( ગુજરાતી ) રા. રા. કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી.

3. Shri Shankaracharya. His Life and Times by C. M. Krishnaswami Aiyer Esq. M.A.L.T.

4. The Vaisnavite Reformers of India by T. Raja Gopala chariyar Esq. M. A., B. L.

૫. મહાત્માઓંકા જીવન ચરિત્ર. ( હિન્દી ) લે. સ્વામી પરમાનંદ પેશાવરનિવાસી.

૬. શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવેર જીવન વૃત્તાંત ( બંગાળી ) લે. સેવક રામચન્દ્ર.

૭. પરમહંસ શ્રી રામકૃષ્ણ દેવકા જીવન ચરિત્ર ઔર ઉપદેશ (હિન્દી) લે. પંડિત માધવપ્રસાદ મિશ્ર.

૮. શ્રી સ્વામી શંકરાચાર્ય ઔર ઉનકી શિક્ષા (હિન્દી) લે. પંડિત રાજારામ પ્રોફેસર દયાનંદ એંગ્લોવેદિક કાલેજ.

૯. વિશુદ્ધ ચરિતાવલી (હિન્દી) લે. શ્રી પંડિત માધવપ્રસાદ મિશ્ર.

# પ્રસ્તાવના.



ભારત વર્ષના કેટલાક સંત પુરૂષોના પવિત્ર જીવનનો ગુજરાતી વાંચક બંધુઓને યતકિંચિત્ પરિચય કરાવવાનો પ્રસંગ આપવા માટે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયના મંત્રી, પૂજ્ય સ્વામી અખંડાનંદનો, હું વિશેષ ઉપકૃત છું. કારણ કે મહાપુરૂષોની જીવનકથાનું કીર્તન લેખક અને વાચક, વક્તા અને શ્રોતા ઉભયને કલ્યાણકારી નીવડે છે. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે મહાત્માઓનાં જીવન ચરિત્રોનું વાંચન અને મનન અનેક ઉપદેશકોના શુષ્ક ઉપદેશ કરતાં અધિક કાર્ય કરે છે. સાધુનું પ્રત્યેક કર્તવ્ય માનવ હૃદયમાં ઉંડા સંસ્કાર ઉત્પન્ન કરે છે. આધુનિક કાળમાં આ પુસ્તકનો ગર્જર બંધુઓ તરફથી કેવો આદર થશે તે હું કહી શકતો નથી, કારણ કે હાલના નવ શિક્ષિત યુવકોનુ વલણ જડવાદ અને પાશ્ચાત્ય પદ્ધતિઓ ઉપર વિશેષ છે; ત્યહારે પોતાને સંરક્ષક અને જૂના વિચારના ગણાવવામાં અભિમાન ધરાવનારાઓમાં પણ ખરી ધાર્મિકતા ઘણી થોડી જોવામાં આવે છે. અમુક બાહ્યાડંબરોથી તેઓ સંતોષ માને છે; અને આચારની શુદ્ધતા, તત્ત્વ જાણવાની જિજ્ઞાસા, નિઃસ્વાર્થતા, પરદુઃખ ભંજનતા, નિરભિમાન, એકાગ્રતા, આદિ સત્પુરૂષોચિત ગુણોનો ત્હેમનામાં લગભગ અભાવ દીઠામાં આવે છે. ગુજરાતમાં ભગવાં વસ્ત્ર ધારી મનુષ્યોનો આદર થાય છે એ વાત ખરી, પણ પાત્ર અને કુપાત્રનો વિચાર કર્યા વગર સાધુ સેવા કર્યાથી દેશને લાભ કરતાં હાનિ વિશેષ થાય છે.

આ પુસ્તકમાં મહાપુરૂષોનાં ચરિત્રો સમયના અનુક્રમાનુસાર આપવાનું બની શકયું નથી ત્હેને માટે દિલગીર છું. નહિ તો ભારત

વર્ષમાં ધર્મની ગતિ કેવા પ્રકારની થઇ છે તે જાણવાનું નવશિક્ષિત સંપ્રદાયને વિશેષ અનુકૂળ થઇ પડશે.

આ પુસ્તકના બીજા ભાગમાં બુદ્ધદેવ, નાનક, કબીર, રામાનુજ, માધ્વાચાર્ય, રામદાસ, નામદેવ, સ્વામી વિવેકાનંદ, મહર્ષિ દયાનંદ, રાજર્ષિ રામમોહનરાય, મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર તથા બ્રહ્માનંદ કેશવચંદ્રસેન આદિ મહાત્માઓનાં ચરિત્રો આપવાનો વિચાર છે.

આ પુસ્તકમાં ભક્તરાજ દાદુનું ચરિત્ર, સાક્ષર શ્રી તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી, બી. એ. રચિત લેખના અક્ષરશઃ ઉતારા રૂપ છે. તેમજ શ્રીમદ્ વલ્લભાચાર્યનું ચરિત્ર, સ્વર્ગસ્થ રા. બા. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખે કલકત્તાની આર્યાવર્તના સર્વ ધર્મોની પરિષદ્માં આપેલા વ્યાખ્યાનના ત્હેમના સત્પુત્ર રા. રા. મોતીલાલ લલ્લુભાઈ પારેખ. એમ. એ., એલ. એલ. બી. દ્વારા પ્રકાશિત થયેલા ભાષાન્તરનો અક્ષરશઃ ઉતારો છે; એ બન્ને ચરિત્રોનો ઉતારો કરવાની રજા આપવા માટે હું રા. રા. તનસુખરામભાઇનો તેમજ રા. રા. મોતીલાલભાઇનો વિશેષ ઉપકૃત છું.

તા. ૨૫ ફેબ્રુઆરી ૧૯૧૭.
બારાં કોટારાજ્ય, રાજપુતાના, } શિવપ્રસાદ દલપતરામ પંડિત.



# અનુક્રમ.





નવા જુની　　　આ સાથેનું છુટું કાર્ડ.

જેઠ આખર સુધીમાં મંગાવનારને ખાસ લાભ.

હાલ પ્રસિદ્ધ થયેલા બે નવીન ગ્રંથો.

# ૧-શ્રી શિવાજી છત્રપતિ.

સચિત્ર સંપૂર્ણ મ્હોટું જીવનચરિત્ર.

# ૨-શ્રીમદ્ ભાગવત.

વેદધર્મ સભાવાળું ઉત્તમ ભાષાંતર.

---

ઉપલાં બન્ને મ્હોટાં પુસ્તકો વિવિધ ગ્રંથમાળા તથા ચરિત્ર-માળાનાં ગ્રાહકોને જેઠ આખર સુધીને માટે કિફાયતથી આપવા ઠરાવ્યું છે. માટે તે જોઇએ તેમણે પોતાનો ગ્રાહક નંબર જણાવી સત્વર મંગાવી લેવાં. એ મુદત પછીથી એ કિફાયતનો લાભ મળશે નહિ.

**શ્રીમદ્ ભાગવત ભાષાંતરનું** પુસ્તક ચૈત્ર આખર સુધીને માટેજ કિફાયતે આપવાનું અગાઉ જણાવ્યા છતાં તે તૈયાર થવામાં ઢીલ થવાથી તે પણ જેઠની આખર સુધી કિફાયતથી આપવાનું રાખ્યું છે.

પાછળથી લેનારને પણ સામટી સાત પ્રતે એક પ્રત કમિશન દાખલ વધુ આપવારૂપ કિફાયતનો નિયમ તો છેજ, પરંતુ માળાઓનાં ગ્રાહકોને છૂટક પ્રતોમાં પણ તે કિફાયતનો લાભ મળી શકે એટલા માટેજ ઉક્ત ધોરણ રાખવામાં આવ્યું છે.

**મૂલ્ય તથા કિફાયતની વિગત માટે આગળ વાંચો.**



ॐ तत्सत् परमात्मने नमः

# भारतना संत पुरुषो.



## १. महर्षि नारद.



ભારતવર્ષના હિન્દુઓમાં એવા ઘણા થોડા હશે કે જ્હેમણે શ્રી મહર્ષિ નારદજીનું નામ ન સાંભળ્યું હોય. શ્રી મહર્ષિ નારદજી આપણા દેશમાં વિશેષ પ્રસિદ્ધ થયા છે તથા ભક્તિભાજન બનીને આદર તથા પ્રતિષ્ઠાયોગ્ય બન્યા છે, ત્હેનું મુખ્ય કારણ એજ છે કે ત્હેમનું જીવન ભક્તિરસથી પરિપૂર્ણ હતું. એ એક સાચા ભક્ત હતા. આ મહાત્મા નારદજી કોણ હતા?

અને એમનો આટલો બધો આદર શાથી થવા લાગ્યો? તથા કેવી રીતે એમને અનન્ય અને નિરંતર પરમા ભક્તિની પ્રાપ્તિ થઇ? એ બધી બાબતો જાણવી આપણે માટે બહુ આવશ્યક છે. એટલા સારૂ હમે સંક્ષેપમાં એમનો થોડોક વૃત્તાંત લખીશું.

શ્રીનારદજી એક મુનીશ્વરના દાસીપુત્ર હતા. બાલ્યાવસ્થામાંજ એમણે સંગીતવિદ્યામાં ઘણી ઉત્તમ શક્તિ પ્રાપ્ત કરી લીધી હતી. એમનો સ્વભાવ પહેલેથી જ સુશીલ અને ધાર્મિક હતો. સામાન્ય રમત ગમતની તરફ ત્હેમનું ધ્યાન જતું નહોતું. એ ચુપચાપ એકાન્તમાં બેસી રહેતા હતા. જે મુનીશ્વરના આશ્રમમાં ત્હેમની માતા દાસી તરીકે સેવા ચાકરી કરતી હતી તે મુનીશ્વરના આશ્રમમાં ચોમાસાની ઋતુમાં બીજા પણ અનેક સાધુ સન્ત અને ભક્ત મહાત્માઓ આવીને ઉતરતા હતા. કારણ કે ભારતવર્ષમાં સન્ત લોકો વર્ષાઋતુમાં એકજ સ્થાનમાં બેસીને ભગવદ્ભજન, અને સાધુસત્સંગ કરે છે; તથા જપ, તપ, પાઠ, પૂજા, ધ્યાન અને યોગ આદિમાં ચતુર્માસ નિર્ગમન કરે છે. આ કારણને લીધે જે મહાત્માને ત્હાં નારદજીની માતા દાસીપણું કરતી હતી, તે મહાત્માના આશ્રમમાં ચતુર્માસમાં ઉત્તમોત્તમ જ્ઞાની અને તપસ્વી સાધુઓની ભીડ જામેલી રહેતી હતી. મહર્ષિ નારદ પણ પોતાની માતાની પેઠે સાધુઓની સેવા ચાકરી કરવામાં તલ્લીન રહેતા, અને જ્યહારે લાગ મળતો ત્યહારે એ સન્તોનો ધર્મોપદેશ સાંભળતા તથા પોતે પણ સુમધુર કંઠથી હરિગુણ ગાઇને સાધુઓને તૃપ્ત કરતા. નારદજીને શાન્ત સ્વભાવના, ભજનપરાયણ અને સુશીલ સ્હમજીને મહાત્મા સાધુઓ, તથા આશ્રમવાસી મુનિઓ ત્હેમના ઉપર વાત્સલ્યભાવ રાખતા અને અત્યંત પ્યાર કરતા. તેઓ એમની અવસ્થાના પ્રમાણમાં નારદજીને કોઇ કોઇ દિવસ સદ્ઉપદેશ પણ આપતા હતા. શ્રીનારદજીનો પણ આ સાધુઓ સાથે એક

પ્રકારનો અપૂર્વ આધ્યાત્મિક સંબંધ બંધાઇ ચૂક્યો હતો. એ સાધુઓનો સંગ કદી છોડતા નહિ, અને હરિગુણ–ચર્ચા કર્યા વગર એક ઘડી પણ એમને ચેન પડતું નહિ. શ્રીનારદજીનુ પોતાનું કથન છે કે, જેમ જેમ હું એ મહાત્મા સાધુઓના સુન્દર ઉપદેશો તથા ભક્તિભાવથી પરિપૂર્ણ કીર્તનો સાંભળતો ગયો, તેમ તેમ મ્હારૂં ચિત્ત પણ હરિની તરફ આકર્ષાયું અને હરિ–કીર્તન કરવાનો મ્હને અત્યંત શોખ લાગ્યો, ખાતાં પીતાં ઉઠતાં બેસતાં હરતાં ફરતાં હું હરિ–કીર્તનના સાધન રૂપ વીણા–વાદ્યને કદી છોડતો નહિ. હરિ-કીર્તન શિવાય કોઇ પણ વાતમાં મ્હારૂં ચિત્ત ચોંટતું નહિ. એક દિવસ એવું બન્યું કે, એક વનમાં ફરતો ફરતો અને પ્રભુની વિચિત્ર અદ્ભુત સૃષ્ટિનું અવલોકન કરતો કરતો તથા પ્રભુના ગુણ ગાતો ગાતો હું એક વિશાળ વડના વૃક્ષ તળે બેઠો અને મહાત્માઓના ઉપદેશાનુસાર આસન વાળીને સાધુઓએ બતાવેલી યુક્તિ પ્રમાણે ભગવત્ સ્વરૂપનું ચિન્તવન કરવા લાગ્યો. ધીમે ધીમે સાધુઓને મુખે સાંભળ્યું હતું એવાજ સ્વરૂપનુ મ્હને દર્શન થયું. મન શાન્ત થયું, વ્યાકુળતા બધી દૂર થઈ ગઇ અને બધી ચિન્તા એકદમ જતી રહી. મ્હારી અવસ્થા એકદમ બદલાઇ ગઇ.

**रूपं भगवतो यत्त्र मनः कान्तं शुचापहम् ।**
**अपश्यं सहसोत्तस्थे वैक्लव्याद् दुर्मना इव ॥**

"આંખો ઉઘડી એટલે ચારે તરફ બધી વસ્તુઓમાં પ્રકાશ દેખાવા લાગ્યો."

નારદજીનું કહેવું એ છે કે, મનુષ્ય ગમે તેવાં પુણ્યનાં પવિત્ર બીજને લઇને જન્મ્યો હોય, પરન્તુ જ્યહાં સુધી ઉપયુક્ત સંબંધ બંધાતો નથી ત્યહાં સુધી અંદરના સ્વચ્છ ભાવ પ્રગટ થતા નથીઃ

એવો સંબંધ-મહાત્માઓનો સત્સંગ, એ પુણ્યોના પવિત્ર બીજને પવિત્ર મીઠી વાસના રૂપી પવન, અને સદુપદેશ રૂપી કિરણ તથા શુદ્ધ ભાવ રૂપી જળનો યોગ કરાવી આપી એ ન્હાના સરખા બીજને ઉગી નીકળવાની અને અન્તમાં મ્હોટું વૃક્ષ થવાની શક્તિ આપે છે. કોઇ કોઇ વખત મનુષ્ય ઘણાં સારાં ધર્મ-બીજ લઇને ઉત્પન્ન થાય છે, પરન્તુ જ્યહાં સુધી એ ધર્મ-બીજને ઉગી નીકળવા યોગ્ય સામગ્રી મળી આવતી નથી ત્યહાં સુધી એ બીજ દબાઇને પડયું રહે છે અને ત્હેની વૃદ્ધિ થતી નથી. જો એ અવસ્થામાં ઉત્તમ સામગ્રીને બદલે કુસંગ રૂપી સામગ્રી મળી જાય તો ખરાબ વાસનાઓ વધી જાય છે તેથી અનેક અનર્થ ઉત્પન્ન થવા માંડે છે, અને પાછળથી એવી દશા આવે છે કે જ્યહારે એ ખરાબ વાસનાઓ પોતાનું ફળ બતાવવા માંડે છે, અને એ મનુષ્ય કદી પણ નહિ સુધરે, કદી પણ પાપ માર્ગ-માંથી પાછો નહિ ફરે, એવું લાગવા માંડે છે. પરંતુ હમેશાં એ પ્રમાણે બનતું નથી, એથી ઉલટું કેટલીક વખત એવું પણ બને છે કે થોડા સમય પછી એનો એ મનુષ્ય એકદમ સુધરી જાય છે અને ત્હેની ગણત્રી સત્પુરૂષોમાં થવા માંડે છે. એવો મનુષ્ય પ્રથમ તો અપ-વિત્ર માર્ગનો ત્યાગ કરીને પવિત્ર અને શુભ માર્ગ ગ્રહણ કરે છે. એવીજ રીત્યે એવા પણ કેટલાક મનુષ્ય હોય છે કે જહેમની અંદર સારા ભાવોનું ન્હાનું સરખું પણ બીજ રહી ગયું હોય છે અને એ બીજ ખરા ભકતો અને પવિત્ર સાધુઓના સંગથી એકદમ ઉગી નીકળે છે અને ત્હેનું વૃક્ષ બની જઇને સુખ અને શાન્તિ રૂપી ફળ આપે છે. કોઈ કોઈ વખત એવું પણ બને છે કે જહેના હૃદયમાંનું સદ્‌ગુણ રૂપી બીજ તદ્દન સડી ગયું હોય છે એવો મનુષ્ય કોઈ સજ્જન-સાધુ મહાત્માનું ઉચ્ચ જીવન જોઇને અથવા ત્હેનો ઉપદેશ સાંભળીને એવા સાધુ પુરૂષ તરફ શ્રદ્ધા અને ભક્તિ રાખવાને બદલે ઉલટો

ત્હેના તરફ તિરસ્કાર દર્શાવે છે અને ત્હેનાથી દૂર ન્હાસે છે. ત્હેને સાધુ પુરૂષો ઉપર એટલો બધો અણગમો ઉપજે છે કે તે ત્હેમના તરફ ખેંચાતો નથી અને ત્હેમની સંગતને જરા પણ પસંદ કરતો નથી. એટલુંજ નહિ પરન્તુ ત્હેના અંતઃકરણમાં અહંકાર વધી પડવાથી ઉલટો એવા મહાત્મા સંબધી જૂઠી જૂઠી વાતો જોડી કહાડીને લોકોમાં ત્હેનો પ્રચાર કરે છે અને ત્હેમના પવિત્ર નામને કલંક લગાડે છે. એવો મનુષ્ય સન્ત પુરૂષોને પોતાથી ઉંચા અને પૂજ્ય ગણવાને બદલે ત્હેમને સતાવવામાં અને દુઃખ દેવામાંજ આનંદ માને છે. એટલા માટે મનુષ્યની અંદર જ્યહાં સુધી સારા વિચારોનું બીજ કાયમ રહ્યું હોય ત્યહાં સુધી એણે એ બીજને ખિલવવાનો અને ઉચ્ચ જીવનનો પાયો નાંખવાનો પ્રયત્ન કરવો જોઇએ. નહિ તો પાપ કર્મમાં અતિશય રચ્યાપચ્યા રહેવાથી સદાચારનું બીજ બળીને તદ્દન ભસ્મીભૂત થઇ જશે તો પછી એવા મનુષ્યના ઉદ્ધારનો સંભવ ઘણોજ ઓછો થઇ જશે.

શ્રીનારદજીના હૃદયમાં અતિ ઉત્તમ ભાવોના બીજનો ભંડાર ભરેલો હતો એજ કારણથી એમનું ચિત્ત સાધુસંગ, ભક્તસેવા અને એકાન્તમાં ભગવત્ ઉપાસના કરવા તરફ વધારે આકર્ષિત થયું અને આ પવિત્ર યોગ જેમ જેમ વધારે દૃઢ થતો ગયો તેમ તેમ ભક્તિભાવના પવિત્ર અંકુરમાંથી એક મ્હોટું વૃક્ષ બની ગયું અને ત્હેમના હૃદયને પૂર્ણ શાન્તિ મળી. એ વખતે ત્હેમને જે આત્મજ્ઞાન થયું તે ઉપરથી ત્હેમના હૃદયમાં વૈરાગ્યનો પાયો નંખાયો. વૈરાગ્યનો અભ્યાસ વધતે વધતે નારદજીની એવી અવસ્થા આવી ગઇ કે,–

"**तदेतत् प्रेयः पुत्रात् प्रेयो वित्तात् प्रेयोन्यस्मात् सर्वस्मात् यदिदं किञ्च**" સ્વાર્થત્યાગ અને પરોપકારની તરફ ત્હેમનું ધ્યાન એટલું બધું ગયું તથા આત્મપ્રસાદની પ્રાપ્તિ એટલી

બધી થઈ કે હેમના મુખમાંથી વારંવાર એજ ઉચ્ચાર થવા લાગ્યો. **आनन्दरूपममृतं यद्विभाति**" મહાત્માઓ નારદજીની આ દશા જોઇને સહમજી ગયા કે નારદજીને ખરૂં આત્મજ્ઞાન થયું છે. હેમણે હેમને આજ્ઞા આપી કે હવે તહમે એક જગ્યાએ રહેવું છોડી દઇને આખા જગતમાં વિચરતા ફરો તથા મનુષ્યજાતિનો ઉદ્ધાર કરો. આ આજ્ઞા મળવાથી નારદજીએ પણ બહાર નીકળીને દેશ વિદેશમાં ફરવાનું તથા પ્રભુના નામનો ઉપદેશ દેવાનો વિચાર કર્યો. પરન્તુ નારદજી પોતાની વૃદ્ધ માતાના એકના એક પુત્ર હતા એટલે હેની સેવા છોડી શકે એમ નહોતું. આખરે માતાને સાથે લઇને એ પ્રવાસ કરવા નીકળી પડયા. અનેક નગર, તીર્થ, મંદિર, વન ઉપવનમાં ફરતાં ફરતાં તથા વીણા દ્વારા હરિગુણ ગાતાં ગાતાં નારદજી એક બગીચામાં પહોંચ્યા અને ત્યહાં એક વૃક્ષની નીચે વિશ્રામ કર્યો. દૈવયોગે એ રાતે એમની માતાને સાપ કરડયો અને સાપ કરડતાની સાથેજ હેના દેહમાં વિષનો એટલો બધો સંચાર થઈ ગયો કે તરતજ એ પરલોક સીધાવી.

હવે નારદજી બિલકુલ સ્વતંત્ર થયા. માતાનુ ક્રિયાકર્મ કરીને નિશ્ચિન્ત મને નારદજી ઇશ્વરના ગુણાનુવાદ ગાતા ગાતા દેશવિદેશમાં પ્રવાસ કરીને સમય વ્યતીત કરવા લાગ્યા. નારદજી કહે છે કે, આ પ્રમાણે યાત્રા કરતો કરતો હું એક દિવસ એક ગાઢા જંગલમાં જઈ પહોંચ્યો. ત્યહાં આગળ મ્હને એક સરોવર દેખાયું. અને હેની પાસેજ એક અત્યંત હરિયાળુ પીપળાનું વિસ્તૃત વૃક્ષ પણ દેખાયું; એવું રમણીય અતિ ઉત્તમ સ્થાન જોઇને મ્હારા મનમાં વિચાર આવ્યો કે, આ દિવ્ય સ્થાન ભગવાનની ઉપાસના કરવાને યોગ્ય છે. હું ત્યહાં આગળ ગયો અને સરોવરમાં સ્નાન કરીને એ પીપળાના વૃક્ષની નીચે પથ્થરની એક સ્વચ્છ છાટ ઉપર બેસીને થાક ઉતાર્યો અને મુની-

શ્વરોએ આપેલા ઉપદેશ અનુસાર ઉપાસના અને યોગમાં ચિત્તને પરોવ્યું. મ્હને એવું પ્રતીત થયું કે, મ્હારા આહ્વાન કરતાં વારજ આનંદ સ્વરૂપ ભગવાન્ મ્હારા હૃદય સિંહાસન ઉપર આવીને બિરાજમાન થયા છે. મ્હને લાગ્યું કે હવે હું આ મૃતક સંસારમાં નથી, પરન્તુ પરમ આનંદ ધામમાં પહોંચ્યો છું; એ દિવ્ય સ્થાનમાં કોઇનો ભય નથી, ચારે તરફ આનંદ સ્રોત વહી રહ્યો છે.

હૃદયની અંદર એક એવો દૈવી પ્રકાશ આવ્યો કે જેથી ચિત્તની અંદર પહેલાં કદી નહિ અનુભવેલો આનંદ થયો. નારદજી કહે છે કે, એ દિવસના જેવો પવિત્ર આનંદ ફરીથી કદી અનુભવવામાં નહિ આવ્યો. મ્હારી ખાત્રી થઈ કે હૃદયનાથ ભગવાન મ્હારા બોલાવ્યાથી એ દિવસે મ્હારા હૃદયમાં આવી બિરાજ્યા હતા. "**आहूत इव मे शीघ्रं दर्शनं याति चेतसि**"

"મ્હારી તરફથી આહ્વાન થતાં વારજ મ્હારા ચિત્તમાં આવીને મ્હને દર્શન આપી રહ્યા છે."

કેટલોક વખત સુધી એવીજ અવસ્થામાં હું બેસી રહ્યો. અન્તમાં ધીમે ધીમે એ દશા ન રહી. એ સ્વર્ગીય દૃશ્ય ધીમે ધીમે લોપ પામ્યું, પરન્તુ મ્હને અંદરથી એવું પ્રતીત થવા લાગ્યુ કે, "જ્યહાં સુધી જીવીશ ત્યહાં સુધી આ અવસ્થાને કદી ભૂલી જઇશ નહિ. દેહ કાંપી ઉઠયો, આનંદનો સ્રોત આખા અંગમાં વહેવા લાગ્યો. મ્હને લાગ્યુ કે જાણે, હવે હું સ્વર્ગ રાજ્યમાં ચાલ્યો ગયો છું. પાછળથી મ્હને ખાત્રી થઇ કે જ્યહાં સુધી વૈરાગ્ય અને હૃદયની પવિત્રતા વડે અંદરની મલિનતા સારી પેઠે દૂર થશે નહિ; મોહનાં બંધન તુટશે નહિ, તથા મનની ચંચળતા દૂર થશે નહિ ત્યહાં સુધી આ સ્વર્ગીય દૃશ્ય મ્હને પ્રાપ્ત થશે નહિ." એ કારણથી હવે નારદજી ચિત્તની શુદ્ધિ, પવિત્રતા અને વૈરાગ્યની પછાડી પડયા અને એ વસ્તુઓની પ્રાપ્તિ માટે સંસારમાં

ઉપદેશ આપવા લાગ્યા. સ્વતંત્ર તો એ થઇજ ચૂક્યા હતા. હવે એમણે નિષ્કામ સાધુસેવા આરંભી. આથી એમના હૃદયમાં પ્રેમભાવ ઘણો વધી ગયો. જેમ જેમ પ્રેમ વધતો ગયો તેમ તેમ ભગવદ્ ભક્તિ અને પ્રભુના મહિમાનું ગાન એ વધારે જોશથી કરવા લાગ્યા. કોઈ કોઈ દિવસ તો પ્રેમભક્તિમાં તલ્લીન થઇ જઇને એ ઉન્મત્ત પુરૂષની પેઠે રોવા લાગતા, તો કદી હસ્યાજ કરતા. કદી ગાતા તો કદી વીણા વગાડતા અને કદી નાચવા માંડતા હતા.

અન્તમાં એવો સમય પણ આવી પહોંચ્યો કે જ્યહારે એમનું ચિત્ત શાન્ત અને નિર્મલ થઇ ગયું. સર્વે પ્રાણીઓ ઉપર ત્હેમનો પ્રેમ વધવા લાગ્યો અને એ પ્રેમ વધતાંની સાથે પ્રેમ ભક્તિ પણ એટલી બધી વધી પડી કે **यत्परो नास्ति** એવા ભગવાનના ગુણાનુવાદ ઘણા ઉત્સાહપૂર્વક ગાવા અને લોકોને સંભળાવવા લાગ્યા. થોડા સમય પછી એવી દશા થઈ કે નારદજીનું ચિત્ત શાન્તિ અને પ્રેમરસથી સદૈવ ભરપૂર રહેવા લાગ્યું. જ્યહારે શ્રી નારદજીએ નવ જીવનરૂપી આ અવસ્થા પ્રાપ્ત કરી ત્યહારે નિર્ભયપણે પ્રભુના ગુણનું વર્ણન કરવા સારૂ વીણા હાથમાં લઇને એ બહાર નીકળ્યા અને મીઠા સૂર અને તાન સાથે પોતાના ભક્તિ-ભાજન ભગવાનના ગુણાનુવાદ સંસારના મનુષ્યોના કાન સુધી પહોંચાડવા લાગ્યા. જગતના કલ્યાણ સારૂ લોકોને પ્રભુભક્તિનો મહિમા શીખવીને પોતાના જીવનને કૃતાર્થ માનવા લાગ્યા.

મહર્ષિ નારદજીએ એ સ્થિતિએ પહોંચ્યા પછી સૂત્રો દ્વારા ઈશ્વર-ભક્તિ સંબંધી પોતાના વિચાર જગતને દર્શાવ્યા. નારદજીએ ઉપદેશેલાં એ ભક્તિસૂત્રો તથા ભક્તિમાર્ગના અન્ય ઉપદેશકોના પણ એમને મળતા ઉપદેશોનો અત્રે સંક્ષેપમાં ઉલ્લેખ કરીને હમે આ ચરિત્રને સમાપ્ત કરીશું.

**१. तल्लक्षणानि चोच्यन्ते नाना मतभेदात् ।**

અર્થઃ—ભક્તિના સ્વરૂપના વર્ણન સંબંધી આચાર્યોમાં નાના પ્રકારનો મત ભેદ છે.

**२. पूजादिष्वनुराग इति पाराशर्यः**

પારાશરજીનો મત છે કે પૂજા, ભજન, કીર્તન, ભગવાનમાં અનુરાગ એ ભક્તિ છે.

**३. आत्मन्यविरोधेनेति शाण्डिल्याचार्यः ।**

શાણ્ડિલ્ય આચાર્યનો મત છે કે, આત્મામાં જે સ્વાભાવિક ભાવ ઉત્પન્ન થાય છે ત્હેની વિરૂદ્ધ કાંઈ પણ ન કરવું એજ ભક્તિ છે.

**४. नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमव्याकुलतेति ।**

નારદજી કહે છે કે, બધા આચાર વિચારોને એજ પરમેશ્વરને સોંપી દેવા અને પોતાને ભૂલી જઇને આકુળ વ્યાકુળ થઇ જવું એ ભક્તિ છે.

**५. सा तु विषयत्यागात्संगत्यागाच्च ।**

એ પ્રેમરૂપી ભક્તિ સંસારના વિષયોનો ત્યાગ કરવાથી અને દુષ્ટોની સોબત છોડી દેવાથી પ્રાપ્ત થાય છે. **(નારદજી.)**

**६. नित्यदास्यं नित्य कान्ताभाजनात्मकं प्रेमएव कार्यमिति ।**

સર્વદા દાસ, અથવા પ્રિયતમા સ્ત્રીના પ્રેમની માફક પરમેશ્વર ઉપર પ્રેમ કરવો જોઇએ. કેવળ પ્રેમજ કરવો જોઇએ. **(નારદજી.)**

**७. भक्तिशास्त्राणि मननीयानि तदुद्-**
**बोधक कर्माणि करणीयानि ॥**

ભક્તિભાવને જાગૃત કરનારાં શાસ્ત્રોનું મનન કરવું જોઈએ, અથવા ભક્તિ ઉત્પન્ન કરનારાં કામો કરવાં જોઇએ. **(નારદજી.)**

**૮. सुखदुःखलोभेच्छालोभादिभिस्त्यक्ते काले ।**
**प्रतीक्षमाणेनार्द्धं क्षणमपि व्यर्थं न नेयम् ॥**

સુખ દુઃખ ઇચ્છા, લોભઆદિના વ્યર્થ વિચારથી પૃથક રહીને અડધી ક્ષણ પણ પ્યારા પ્રભુનું સ્મરણ કર્યા વગર ગુમાવવી એ ઉચિત નથી.

**(નારદજી.)**

**९. अहिंसासत्यशौचदयास्तिक्यादि चरित्राणि पालनीयानि ।**

અહિંસા, સત્ય, દયા, શુચિતા અને આસ્તિકપણું આદિ કર્મોનુ પાલન કરવું જોઇએ.

**१० अनिर्वचनीयं प्रेमसुखम् ।**

ઇશ્વિરપ્રેમનું સુખ અનિર્વચનીય છે અર્થાત્ જીભ વડે ત્હેનું વર્ણન થઈ શકે એમ નથી. **(નારદજી.)**

**११ मूकास्वादनवत् । (શ્રી વલ્લભાચાર્ય.)**

મૂંગાને મનથી જીભના સ્વાદની બરોબર છે, અર્થાત્ મૂંગો માણસ જીભના સ્વાદનું વર્ણન નથી કરી શકતો તેવી રીત્યે મનુષ્ય પ્રભુપ્રેમનું યથાર્થ વર્ણન નથી કરી શકતો.

**१२ सा कस्मै परमप्रेमरूपा ।**

ઇશ્વિરની સાથે સૌથી વધારે પ્રેમ રાખવો એજ ભક્તિનું સ્વરૂપ છે.

**(શ્રી વલ્લભાચાર્ય.)**

**१३ यल्लब्ध्वा पुमान् सिद्धो भवत्यमृतो भवति तृप्तो भवति । (શ્રી વલ્લભાચાર્ય.)**

જે ભક્તિને પ્રાપ્ત કર્યાથી મનુષ્ય સિદ્ધ થાય છે, અમૃત થાય છે અને તૃપ્ત થાય છે.

**૧૪ अमृतस्वरूपा च ।**

અમૃત (મૃત્યુભય શૂન્ય) થવું એજ ભક્તિનું લક્ષણ છે.

**૧૫ शान्तिरूपा परमानन्दरूपा च ।**

શાન્તિ અને સૌથી ઉંચો આનંદજ ભક્તિનાં સ્વરૂપ છે.

**(શ્રી નારદજી.)**

**૧૬ यः श्रद्दधते स भक्तिमान् भवति स प्रेष्ठं लभते स प्रेष्ठं लभते ।**

જે શ્રદ્ધા રાખે છે ત્હેને ભક્તિ પ્રાપ્ત થાય છે, એજ પ્રિય (પરમાત્મા) ને મેળવે છે, એજ પ્રિયને મેળવે છે.

ભક્તિમાર્ગના આચાર્યોએ ભક્તિનુ નિરૂપણ કરતાં છેવટે કહ્યું છે

**ईश्वरे परानुरक्तिर्भक्तिः ।**

પુત્ર, સ્ત્રી, ધન સંપત્તિ, માન, પ્રતિષ્ઠા એ બધાથી ઈશ્વરને વધારે વહાલો ગણીને ત્હેના ઉપર પ્રેમ રાખવો એજ ભક્તિ છે. અને જે કર્મો કર્યાથી ત્હેના ઉપર પ્રગાઢ ભક્તિ ઉત્પન્ન થાય છે એજ કર્મ ધાર્મિક કર્મ ગણાય છે અને એજ નિષ્કામ ભક્તિ નિરંતર વધારનારી તથા આત્મપ્રસાદ આપનારી છે. **(શ્રી નારદજી.)**





# ૨. દત્તાત્રેયજી.

સત્યયુગમાં અત્રિ નામના એક મ્હોટા તપસ્વી રાજર્ષિ થઇ ગયા છે. એમની સ્ત્રીનું નામ અનસૂયા હતું. અનસૂયાને સંતાન નહોતું. સંતાનની ઇચ્છાથી અનસૂયાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ધ્યાન ધર્યું; તથા બ્રહ્મચર્યાદિ વ્રત ધારણ કરીને કઠણ તપસ્યા કરી. અનસૂયાને ઘોર તપ કરતાં કરતાં ઘણો સમય થઇ ગયો ત્યહારે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે દેવતાઓએ ત્હેને પ્રત્યક્ષ દર્શન દીધાં અને કહ્યું "હમે ત્હારા તપથી પ્રસન્ન થયા છીએ. તું હમારી પાસેથી મન પસંદ વરદાન માગ." અનસૂયાએ કહ્યું "દેવતાઓ! આપ મ્હારા ઉપર પ્રસન્ન થયા છો તો આપ ત્રણે મ્હારા ઉદરમાંથી પુત્રરૂપે જન્મ ધારણ કરો." અનસૂયાની એ વિનંતિ સાંભળીને ત્રણે દેવતાઓએ 'તથાસ્તુ' કહ્યું, અને ત્યહાંથી અન્તર્ધ્યાન થઈ જઈને પોતપોતાને ધામ ગયા. ત્યહાર પછી થોડો સમય વીત્યા પછી ત્રણે દેવતાઓએ એક પછી એક અનસૂયાના ગર્ભમાં જન્મ લીધો. પ્રથમ વિષ્ણુએ અવતાર લીધો ત્હેમનું નામ દત્તાત્રેય પાડવામાં આવ્યું. વિષ્ણુએ અનસૂયાની કુખમાંથી જન્મ ધારણ કરેલો હોવાથી,

લોકો દત્તાત્રેયને વિષ્ણુ ભગવાનનો અવતાર કહેવા લાગ્યા. વળી વિષ્ણુમાં જેવી રીત્યે જ્ઞાન વૈરાગ્ય આદિ ગુણો સ્વભાવથીજ હોય છે, તેવી રીત્યે દત્તાત્રેયમાં પણ જન્મથીજ જ્ઞાન, વૈરાગ્ય આદિ ગુણ સ્વભાવથી આવ્યા હતા. પછી મહાદેવજીએ અનસૂયાને પેટે દુર્વાસા નામથી અવતાર ધારણ કર્યો. એમનો સ્વભાવ તમોગુણ પ્રધાન હતો. પછી થોડા સમય પછી બ્રહ્માએ ચન્દ્રમા રૂપે ત્હેના ગર્ભમાંથી જન્મ ધારણ કર્યો. એમનો સ્વભાવ બ્રહ્માની પેઠે રજોગુણ પ્રધાન હતો. એ ત્રણ બાળકોમાંથી દત્તાત્રેયજી બાલ્યાવસ્થાથીજ જ્ઞાન અને વૈરાગ્યને લીધે સાંસારિક બાબતોથી વિરકત રહેતા હતા; પરન્તુ એ સહેજ મ્હોટા થયા એટલે ત્હેમના પિતા અત્રિઋષિનો દેહાન્ત થયો અને બધાએ એમને વડિલ પુત્ર ગણીને રાજ સિંહાસન ઉપર બેસાડયા. રાજગાદી ઉપર બેઠા પછી ત્હેમણે થોડા સમય સુધી પ્રજાનું સારી પેઠે પાલન કર્યું, અને દુષ્ટોને દંડ આપીને સજ્જનોનું રક્ષણ કર્યું. ત્યહાર પછી એક દિવસ ત્હેમના ચિત્તમાં રાજ્યના ઉપર ધૃણા ઉત્પન્ન થઇ, અને રાજપાટનો ત્યાગ કરીને એકલા વિચરવા લાગ્યા. એમની સૌમ્ય અને દયાળુ મૂર્તિ જોઇને ઘણા મુનિકુમારો પણ ત્હેમની સાથે ગયા. જ્યહાં જ્યહાં દત્તાત્રેયજી જાય ત્યહાં ત્યહાં એ છોકરાઓ પણ જતા. દત્તાત્રેયજીએ એ મુનિકુમારોને પાછા વાળવાનો ઘણોએ યત્ન કર્યો પણ તેઓ પાછા હઠયા નહિ. ત્યહારે દત્તાત્રેયજીએ એવો વિચાર કર્યો કે, એવું કાંઈ કામ કરવું જોઇએ કે જેથી આ કુમારોને મ્હારા ઉપર તિરસ્કાર ઉપજે. કારણકે ગ્લાનિ ઉપજ્યા વગર એ લોકો મ્હારો પીછો નહિ છોડે. એવો વિચાર કરીને એક દિવસ દત્તાત્રેયજી વનમાં વિચરતા વિચરતા એક તળાવના કિનારા ઉપર જઇને ઉભા રહ્યા અને થોડીવાર પછી એકદમ એ તળાવમાં ડુબકી મારીને ઘણીવાર સુધી એમાંજ સમાધિ લગાવીને બેસી રહ્યા; પરન્તુ એ મુનિ કુમારોને દત્તા-

ત્રેયજી ઉપર એટલો બધો સ્નેહ હતો કે તેઓ એમની રાહ જોતા તળાવ કિનારેજ ઉભા રહ્યા. દત્તાત્રેયજીએ જોયું કે આ છોકરાઓ તો આમ કર્યાથી પણ ખસતા નથી, ત્ય્હારે ત્હેમણે બીજી યુક્તિ વાપરી. ત્હેમણે પોતાના યોગબળથી એક યુવાન સ્ત્રી અને મદિરાની રચના કરી. એક હાથથી એ સ્ત્રીનો હાથ પકડયો અને બીજા હાથમાં મદિરાનું પાત્ર પકડયું. આ સ્થિતિમાં તળાવની બહાર આવીને એ માયાવી રમણી સાથે અનેક કુચેષ્ટાઓ કરવા લાગ્યા. ત્હેમનું આવું અધમ આચરણ જોઇને એ સદાચારપ્રિય મુનિ કુમારોને દત્તાત્રેય ઉપર ઘણોજ તિરસ્કાર ઉપજ્યો, અને ત્હેમણે એકદમ ત્હેમનો સંગાથ છોડી દીધો. બધા મુનિકુમારો ચાલ્યા ગયા એટલે દત્તાત્રેયજીએ પોતાની માયા સમેટી લીધી. માયારચિત રમણી તથા મદિરા પાત્ર અદૃશ્ય થઇ ગયાં. હવે દત્તાત્રેયજી અવધૂત થઇને વિચરવા લાગ્યા. કદી કોઈ નગરોમાં જઇને લોકોને દર્શન આપતા તો કદી વન ઉપવનમાં પરમાત્માની અગાધ લીલા નિહાળતા, અને કદી પર્વતોની ગુફાઓમાં જઇને ધ્યાનમગ્ન થતા. વાસનાઓથી મુક્ત થઇને, જીવન્મુક્ત થઇને એ સર્વત્ર વિચરવા લાગ્યા. એક દિવસ દત્તાત્રેયજી પોતાની ધૂનમાં મગ્ન થઇને મસ્ત હસ્તીની માફક ચાલ્યા જતા હતા, એવામાં યદુ રાજાની દૃષ્ટિ ત્હેમના ઉપર પડી. રાજાએ દત્તાત્રેયજીને પૂછ્યું "હે મહારાજ ! ત્હમે વ્યવહારિક કાર્યમાં જોડાયા નથી, છતાં આપની આ રીતે સર્વ લોકોથી વિલક્ષણ અને નિપુણ બુદ્ધિ શાથી થઇ છે ? આપ વિદ્વાન છતાં પણ તે બુદ્ધિનો આશ્રય કરીને બાળકની પેઠે જગત્માં ફરો છો. મનુષ્યો ઘણું કરીને ધર્મ, અર્થ, કામ અને આત્માના વિચારમાં પ્રવૃત્તિ કરે છે અને તે પણ આયુષ્ય, યશ કે લક્ષ્મીની ઇચ્છાથીજ પ્રવૃત્તિ કરે છે.

"ત્હમે તો સમર્થ છો, વિવેકી છો, કાર્યે કુશળ છો, રૂપાળા છો, મધુર વાણી બોલનારા છો, છતાં જડ, ઉન્મત્ત અને પિશાચની પેઠે

કંઈ કરતા નથી, તેમ કશું ઈચ્છતા નથી, સર્વ લોકો કામ અને લોભ રૂપી દાવાનળ અગ્નિથી બળ્યા કરે છે, છતાં ત્હમે ગંગાજળમાં ઉભેલા હાથીની પેઠે તે અગ્નિથી મુક્ત છો અને તેનાથી સંતાપ પામતા નથી. આવો મહા આનંદ ત્હમને ક્યહાથી મળ્યો? હે બ્રાહ્મણ! ત્હમે વિષયના ભોગથી તથા સ્ત્રી પુત્રાદિકથી રહિત, કેવળ આત્મસ્વરૂપમાં રહેલા છો. આપને મનમાં આવો આનંદ શાથી રહે છે? ત્હેનું કારણ હમે પૂછીએ છીએ માટે તે હમને કહો."

બ્રાહ્મણોને માનનારા, ઉત્તમ બુદ્ધિવાળા, યદુરાજાએ ઉપર પ્રમાણે સન્માનપૂર્વક પૂછ્યું, એટલે ગુરૂ દત્તાત્રેયે નીચે પ્રમાણે કહ્યું.

"હે રાજા બુદ્ધિથી સ્વીકારેલા મ્હારા ઘણા ગુરૂઓ છે. જે ગુરૂઓ પાસેથી બુદ્ધિ મેળવીને હું આ સંસારમાં મુક્ત થઈને ફરૂં છું, તે ગુરૂઓનાં નામ સાંભળો.

પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ, ચંદ્ર, સૂર્ય, હોલો, અજગર, સમુદ્ર, પતંગ, મધમાખી, હાથી, મધ ઉતારનારો પારધિ, હરણ, માછલું, પિંગલા નામની વેસ્યા, ટીંટોડી, બાળક, છોકરી, બાણ ઘડનાર, સર્પ, કરોળીઓ તથા ભમરો. આ ચોવીસને મ્હેં ગુરૂ માનેલા છે અને ત્હેમનાં આચરણો ઉપરથી મ્હેં મ્હારે પોતાને માટે ઉપદેશ ગ્રહણ કર્યો છે.

હે પુરૂષમાં સિંહ સમાન યદુરાજા! મ્હેં જેની પાસેથી જે શિખામણ લીધી છે તથા જે પ્રમાણે લીધી છે તે સાંભળો.

પ્રાણીઓ પૃથ્વીને પગવતી દબાવે છે, તો પણ પૃથ્વી ચલાયમાન થતી નથી, તેમ દૈવને વશ રહેલાં પ્રાણીઓ દુઃખ દેતાં છતાં પણ ધીર પુરૂષે તે પ્રાણીઓ દૈવને આધીન છે, એમ જાણવું અને પોતાના નિયમથી ચલાયમાન થવું નહિ. આ આચરણ હું પૃથ્વી પાસેથી શીખ્યો છું.

ઝાડ, ખડ, ઝરણાં વગેરેને ઉત્પન્ન કરવાની પર્વતની સઘળી ક્રિયાઓ સદા પરોપકાર માટેજ હોય છે; તેમ સાધુ પુરૂષે પણ પોતાની સર્વ ક્રિયાઓ તથા જન્મ પરોપકારને માટે રાખવાં જોઇએ. વળી ઝાડ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. ઝાડ નિરંતર જેમ પરાધીન રહે છે અર્થાત્ બીજા લોકો ત્હેને કાપી અથવા ઉખેડીને લઇ જાય છે, તો પણ તે સ્વીકારે છે, તેમ મહાત્મા પુરૂષે પણ પરાધીન રહેવું, અર્થાત્ બીજા મારી નાંખે અથવા તો ઘસડી જાય તો તે પણ સહન કરવું.

પ્રાણ વાયુરૂપ છે, અને તે બે પ્રકારનો છે. તેમાં પ્રાણરૂપ અને બહાર ફરનારા પ્રાણવાયુ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. પ્રાણ જેમ કેવળ આહાર મળવાથીજ સંતોષ પામે છે, પરન્તુ રૂપ, રસાદિક ઈંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણ આહારના લાભથીજ સંતોષ રાખવો, પરન્તુ ત્હેમાં સારા નરસા આહારની અથવા તો બીજા વિષયોની ઇચ્છા રાખવી નહિ. આહાર ન કરવાથી મન વિકળ થાય, અને તેથી જ્ઞાનનો નાશ થાય માટે દેહનો નિર્વાહ કરવા માટે આહારને ગ્રહણ કરવો, પરન્તુ સારા આહારની કે વિષયોની ઇચ્છા રાખવાથી વાણી અને મન વિક્ષેપ પામે છે, માટે જ્ઞાનનો નાશ ન થાય, તેમ વાણી અને મન વિક્ષેપ ન પામે તેવી રીતનો આહાર કરવો.

વાયુ જેમ વનમાં હોય ત્યહારે પ્રસન્ન થતો નથી અને અગ્નિમાં હોય ત્યહારે ખિન્ન થતો નથી, તેમ ગુણ દોષ રહિત બુદ્ધિશાળી યોગીએ ટાઢ, તડકો વગેરે અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂળ વિષયો મળે ત્યહારે પ્રસન્ન થવું નહિ અને પ્રતિકૂળ મળે ત્યહારે ખિન્ન થવું નહિ.

તેમ હું બહારના વાયુ પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. વાયુ જેમ દુર્ગંધી, સુગંધી જણાય છે, પરન્તુ વસ્તુતાએ તો એ સુગંધી તેમ દુર્ગંધી કાંઈ પણ નથી; તેમ આત્મા પણ પૃથ્વીના વિકારરૂપ આ

દેહમાં રહેલો હોવાથી જન્મ મરણવાળો લાગે છે, પરન્તુ વસ્તુતઃ એ જન્મ મરણવાળો નથી.

આકાશ નામના ગુરૂ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. આકાશ જેમ સર્વત્ર વ્યાપક છે, છતાં ત્હેને કોઇ વસ્તુનો સંગ નથી; ને કોઈ પણ પદાર્થ ત્હેનું માપ લઈ શકતો નથી, તેમ યોગીએ પણ દેહમાં રહ્યા છતાં બ્રહ્મસ્વરૂપની ભાવના કરીને, પોતાનો આત્મા સ્થાવર જંગમોમાં અનુગત હોવાથી વ્યાપ્ત છે, અને તે પણ મણિઓમાં સૂત્રની પેઠે નહિ, પરન્તુ સર્વ અંશમાં વ્યાપ્ત છે, એમ જાણીને તે આત્મા દેહાદિકના સંગથી રહિત છે અને કોઈ પણ પદાર્થથી ત્હેનો પરિચ્છેદ થઈ શકતો નથી; આમ વિચાર કરવો તથા વાયુએ પ્રેરેલા અને ક્ષણમાં નાશ થનારા તથા ક્ષણમાં આવનારા મેઘપટલ અથવા તો રજ વગેરે પદાર્થોનો જેમ આકાશને સ્પર્શ થતો નથી; તેમજ કાળે સર્જેલા પૃથ્વી, જળ તથા તેજમય દેહાદિક પદાર્થો, જેઓ ક્ષણમાં ઉત્પન્ન થાય છે અને ક્ષણમાં નાશ પામે છે, તેઓ પણ આત્માનો સ્પર્શ કરી શકતા નથી, એમ યોગીઓએ જાણવું જોઈએ.

જળ નામના ગુરૂ પાસથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. પાણી જેમ સ્વચ્છ, સ્વાભાવિક, તથા સ્નિગ્ધ, મધુર, મનુષ્યોને પવિત્ર થવાનું એક તીર્થરૂપ તથા જોવાથી, સ્પર્શ કરવાથી અને કીર્તન કરવાથી પવિત્ર કરે છે; તેમ યોગીઓએ પણ સ્વચ્છ, સ્વભાવથી સ્નિગ્ધ, મધુર ભાષી, મનુષ્યોને પવિત્ર થવાના એક તીર્થરૂપ તથા દર્શન, સ્પર્શ અને કીર્તન કરવાથી બીજાઓને પવિત્ર કરવા જોઇએ.

અગ્નિ નામના ગુરૂ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું; અગ્નિ જેમ તેજસ્વી, પ્રતાપથી પ્રકાશમાન, કોઇથી પણ તિરસ્કારી શકાય નહિ તેવો, ઉદર રૂપીજ એક પાત્ર રાખનારો અને સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ નિર્દોષ રહે છે; તેમ યોગીએ પણ જ્ઞાનથી અતિ તેજસ્વી,

તપથી પ્રકાશમાન, તિરસ્કાર કરી શકાય નહિ તેવા તથા પેટ વિના બીજું પાત્ર ન રાખનારા હોવું જોઇએ અને તે પ્રમાણે રહેવાથી સર્વ વસ્તુનું ભક્ષણ કરવા છતાં પણ યોગી દોષભાગી થતો નથી.

વળી અગ્નિ જેમ કોઈ ઠેકાણે ગુપ્ત રહે છે, કોઈ ઠેકાણે સ્પષ્ટ રહે છે તથા કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય છે અને યજ્ઞમાં બળિ આપનારાઓનાં ભૂત ભવિષ્ય કાળનાં પાપોને બાળીને ભસ્મ કરે છે અને સર્વ ઠેકાણે બીજાની ઇચ્છાથી ભોજન કરે છે; તેમ યોગીએ પણ કોઈ ઠેકાણે પ્રગટ તથા કોઈ ઠેકાણે કલ્યાણની ઇચ્છાવાળાઓએ ઉપાસના કરવા યોગ્ય થવું, તથા અન્ન જમાડનારાઓનાં ભૂત ભવિષ્ય કાળનાં પાપોને બાળી નાંખવાં, અને બીજાઓની ઇચ્છાથી સર્વ ઠેકાણે ભોજન કરી લેવું.

વળી અગ્નિ જેમ કાષ્ટમાં રહેવાથી તે તે કાષ્ટના સરખો વાંકો તથા ટૂંકો જણાય છે, પરન્તુ વસ્તુતઃ એ વાંકો પણ નથી અને ટૂંકો પણ નથી; તેમ આત્મા પણ અવિદ્યાથી સર્જાયલા આ ઉચ્ચ નીચ દેહમાં રહેવાથી ઉચ્ચ નીચતાવાળો જણાય છે, પરન્તુ ખરી રીતે તે ઉચ્ચનીચ નથી. એમ યોગીએ જાણવું.

ચન્દ્રમા નામના ગુરૂ પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું; શુક્લ પક્ષમાં વધવું, કૃષ્ણપક્ષમાં ઘટવું, વગેરે જેમ ચંદ્રમાની કળાઓને થાય છે, પણ ચન્દ્રમાને થતું નથી, તેમ જન્મથી મરણ સુધીના છ વિકારો પણ દેહને થાય છે, પણ આત્માને થતા નથી એમ યોગીએ જાણવું.

વળી અગ્નિની જ્વાળાઓ ક્ષણે ક્ષણે નાશ પામે છે તથા ક્ષણે ક્ષણે નવી નવી ઉત્પન્ન થાય છે. પરન્તુ તે જેમ આપણે જાણતા નથી તેમ પ્રવાહની પેઠે અવિચ્છિન્ન વેગવાળા કાળથી આત્માની પાછળ લાગેલાં શરીરો ક્ષણે ક્ષણે નાશ પામે છે અને ક્ષણે ક્ષણે નવાં ઉત્પન્ન

થાય છે, પરન્તુ આપણે તે જાણતા નથી; માટે યોગીએ આ દેહને ક્ષણભંગુર જાણીને વૈરાગ્ય રાખવો જોઇએ.

હું સૂર્ય નામના ગુરૂ પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું; સૂર્ય જેમ આઠ મહિના સુધી પોતાના કિરણો વડે પૃથ્વીમાંથી જળ ચૂસી લે છે અને વર્ષાઋતુમાં પાછું તે પાણી કિરણો વડે વર્ષાવે છે, પરન્તુ ત્હેમાં તે ગ્રહણ કરવાનુ અથવા તો ત્યાગ કરવાનું અભિમાન કરતો નથી, તેમ યોગીએ પણ ઈંદ્રિઓને ઉપયોગી વસ્તુ સ્વીકારવી અને કોઈ યાચના કરવા માટે આવે ત્યારે તે પદાર્થો આપી દેવા, પરન્તુ તે પદાર્થો ઉપર, આ ગળ્યો અને આ આપી દીધો, એવું અભિમાન કરવું નહિ. વળી સૂર્ય જેમ આકાશમાં પોતાના સ્વરૂપમાં રહે છે, ત્યાં એક રૂપ છે, પરન્તુ તે પાણીના કુંડ વગેરેની ઉપાધિઓમાં પ્રતિબિંબ રૂપે રહે છે, ત્યારે સ્થૂલ બુદ્ધિવાળાઓને જૂદો જૂદો દેખાય છે. તેમજ આત્મા સ્વરૂપ છે, છતાં પણ તે દેહાદિકની ઉપાધિઓમાં સ્થૂલ બુદ્ધિવાળાઓને જૂદો જૂદો દેખાય છે; પરન્તુ વસ્તુતઃ એક રૂપ છે એમ યોગીઓએ જાણવું.

હું હોલા પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છું. કોઈ પણ પુરૂષે કોઈ પણ ઠેકાણે અતિ પ્રીતિ કે લાલનપાલન વગેરેની અત્યંત આસક્તિ રાખવી નહિ, પુરૂપ જો આત્માસક્તિ કરે છે, તો દીન બુદ્ધિવાળા હોલાની પેઠે સંતાપ પામે છે.

કોઈ એક હોલો વનમાં ઝાડ ઉપર માળો બાંધીને, ત્હેમાં પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાંએક વર્ષ સુધી રહ્યો હતો. સ્નેહથી એક હૃદયવાળાં બન્ને ગૃહસ્થાશ્રમી જોડાએ અન્યોન્ય દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અંગ સાથે અંગ અને બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી.

તે બન્ને જણાં વિશ્વાસથી સૂવું, બેસવું, ફરવું, ઉભાં રહેવું, વાતો

કરવી, રમત રમવી તથા ખાવું વગેરે ક્રિયાઓ ભેળાં થઈને વનમાં એક સાથેજ કરતાં હતાં.

હે યદુરાજા ! પેલી હોલી, હોલાને સંતોષ આપતી અને હેનું પ્રેમપાત્ર બની ગઈ હતી. તે જે જે વસ્તુ માગતી હતી, તે તે વસ્તુ ઇંદ્રિયાધીન હોલો દુઃખ સહન કરીને પણ લાવી આપતો હતો.

તે પતિવ્રતા હોલીને પ્રથમ ગર્ભ રહ્યો અને વિયાવાનો સમય થયો એટલે તે હોલીએ માળામાં પોતાના પતિના સન્મુખ ઈંડાં મૂક્યાં.

તે ઈંડાં જે પાણીથી ભરેલાં હતાં, તેઓમાં ભગવાનની અચિંત્ય શક્તિવાળી માયા વડે સમય થયો એટલે અવયવો થયા અને તે ઈંડાં કુમળાં શરીરવાળાં અને રૂંવાડાંવાળાં થયાં. બચ્ચાં ઉપર વ્હાલ ધરાવનારૂં એ જોડું પ્રસન્ન થઈને તે બચ્ચાંનું પોષણ કરવા લાગ્યું. તેઓનું મધુર ભાષણ સાંભળવા લાગ્યું અને તે બચ્ચાંઓના મધુર શબ્દોથી આનંદ પામવા લાગ્યુ.

સદા આનંદમાં રહેતાં તે બચ્ચાંનાં કોમળ પીછાંથી, કલ શબ્દોથી, નિર્દોષ રમતગમતથી તથા પોતાની સ્હામા આવવાથી તે હોલો હોલી પ્રસન્ન થતાં.

તે બન્ને સ્ત્રી પુરૂષનું હૃદય સ્નેહથી અન્યોન્ય બંધાઇ ગયું હતું, તેઓ વિષ્ણુની માયા વડે મોહ પામેલાં હતાં, તેથી દીનબુદ્ધિવાળાં તે બન્ને પક્ષીઓ પોતાનાં બચ્ચાંનું પોષણ કરતાં હતાં. એક દિવસ તે બન્ને કુટુમ્બી પક્ષીઓ બચ્ચાંને માટે ચારો લેવા સારૂ વનમાં ગયાં; ત્યહાં ચારાની ઇચ્છાથી તે બન્ને ઘણી વાર સુધી ભટક્યાં. એટલામાં કોઈ એક પારધિ વનમાં ફરતો ફરતો પેલાં બચ્ચાંના માળાની પાસે આવ્યો અને તે બચ્ચાંને પોતાના માળાની પાસે ઉડતાં દીઠાં. એટલે જાળ ફેલાવીને તે બચ્ચાંને પકડી લીધાં. એટલામાં બચ્ચાંનું પોષણ

ફરવામાં નિત્ય ઉત્કંઠા ધરાવનારાં હોલો હોલી ખાવાનું લેવા માટે વનમાં ગયાં હતાં, તે ચારો લઈને પોતાના માળા તરફ આવ્યાં.

પેલી કપોતી પોતાનાં બચ્ચાંને જાળમાં સપડાઈ ગયેલાં અને ત્હેને લીધે ચીસો પાડતાં જોઇને અત્યંત ખિન્ન થઈ ગઈ અને રડતી રડતી તે બચ્ચાંઓની તરફ દોડી. નિત્યના સ્નેહપાશથી બંધાયલી તથા ભગવાનની માયા વડે દીન મનની થઈ પડેલી હોલી, બચ્ચાંઓને બંધાયલાં જોયાં હતાં છતાં પણ, પોતે ભાન ભૂલી જઇને, તે જાળમાં બંધાઈ ગઈ.

પ્રાણ કરતાં પણ વિશેષ વ્હાલાં બચ્ચાંને તથા પોતાને યોગ્ય એવી સ્ત્રીને જાળમાં બંધાયલી જોઈને રાંક બુદ્ધિવાળો હોલો બહુજ દુઃખી થઈને વિલાપ કરવા લાગ્યોઃ—અરે રે! મ્હારો સંહાર થઈ ગયો ત્હેના તરફ દૃષ્ટિ કરો! હું અલ્પ પુણ્યવાળો તથા દુષ્ટ બુદ્ધિવાળો છું. હજી મ્હારી તૃષ્ણાઓ પણ તૃપ્ત થઈ નથી. તેમ મ્હારા મનોરથો પણ પૂર્ણ થયા નથી, એટલામાં તો ધર્મ, અર્થ અને કામને સંપાદન કરવાના સ્થાનરૂપ મ્હારૂં ઘર ભાગી ગયું.

મ્હારા યોગ્ય, મ્હારે અનુકૂલ રહેનારી તથા પતિવ્રતા એવી આ સ્ત્રી મ્હને આ ઉજ્જડ ઘરમાં રઝળાવીને પોતાનાં ભલાં બચ્ચાંની સાથે સ્વર્ગમાં જાય છે. હું રાંક થઈ ગયો, રંડાયો, મ્હારૂં જીવન ખારૂં થઈ ગયુ, મ્હારાં બચ્ચાં મરી ગયાં; માટે હવે આ સૂના ઘરમાં મ્હારે શા માટે જીવવાની ઇચ્છા કરવી જોઇએ?

આ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ખ તથા રાંક થઈ પડેલો હોલો ઉપર કહ્યા પ્રમાણે પેલાં બચ્ચાંને અને હોલીને જાળમાં ફસાયલાં, કાળના મુખમાં કોળિયા રૂપ થઈ પડેલાં અને તરફડતાં જોયાં, છતાં પણ પોતે જાળમાં ફસાઈ પડયો. આ પ્રમાણે ગૃહસ્થ હોલો હોલી

તથા ત્હેમનાં બચ્ચાંને મેળવીને તે ક્રૂર પારધિનું કામ પૂર્ણ થઈ ગયું અને તે પોતાને ઘેર ગયો.

જે ચંચળ ચિત્તવાળો કુટુંબી મનુષ્ય સુખ દુઃખાદિક દ્વંદ્વ પદાર્થોમાં આસક્ત થઈ, રાંક બુદ્ધિથી કુટુંબનું પોષણ કરે છે. તે મનુષ્ય આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે.

ઘરમાં થયેલી આસક્તિ જ્યહારે પશુપક્ષીઓને પણ અનર્થકારી થઈ પડે છે ત્યહારે મનુષ્યને અનર્થકારક થઈ પડે તેમાં તો શું કહેવું? માટે જે મુક્તિનાં ઉઘાડાં બારણાં જેવા મનુષ્યના અવતારને પામીને હોલાની પેઠે ઘરની જંજાળમાં બંધાઈ રહે છે, તે મનુષ્ય ઉપર ચઢી નીચે પડ્યો, એમ વિવેકી પુરૂષો જાણે છે."

આ પ્રમાણે પોતાના આઠ ગુરૂઓનું વર્ણન કર્યા પછી ગુરૂ દત્તાત્રેય રાજાને ઉપદેશે છે કે "હે રાજા! ઉદ્યમ કર્યા વિના પણ પ્રારબ્ધના બળથી જેમ દુઃખ પોતાની મેળેજ મળે છે, તેને માટે પ્રયત્ન કરવો પડતો નથી તેમ સ્વર્ગમાં અને નરકમાં જ્યાં જઈએ ત્યહાં ઈંદ્રિય સંબંધી સુખ પણ પોતાની મેળેજ મળે છે, માટે જ્ઞાની પુરૂષે સુખ માટે પ્રયત્ન કરવો નહિ.

હું અજગર પાસેથી નીચે પ્રમાણે શીખ્યો અજગરને જેમ ઉદ્યમ વિના પણ પ્રારબ્ધના વશથી પોતાની મેળે સારૂં નરસું અને ઝાઝું થોડું જે કાંઈ મળે છે, ત્હેના ઉપર આજીવિકા કરે છે; તેમ યોગીએ પણ ઉદ્યમ રહિત થઇને સારૂં નરસું તથ ઝાઝું થોડું જે કાંઈ ખાવાનું મળે, ત્હેના ઉપર આજીવિકા કરવી.

પરન્તુ ખાવાનું મળે નહિ ત્યહારે પણ ઉદ્યોગ કરવો નહિ, પણ પ્રારબ્ધ ઉપરજ આસ્થા રાખીને અજગરની પેઠે ઘણા દિવસ સુધી સૂઈ રહેવું. ઈન્દ્રિયોનું, મનનું તથા શરીરનું બળ હોય તોપણ દેહથી કાંઈ પણ કર્મ કરવું નહિ, પરન્તુ સૂઈ રહેવું, આત્મપ્રાપ્તિ રૂપી સ્વા-

થૈમાં લક્ષ રાખવું અને ઇન્દ્રિયો સંપૂર્ણ હોય તોપણ તેઓનાથી કાંઇ વ્યાપાર કરવો નહિ.

ગંભીર સમુદ્રની પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. સ્થિર જળથી ભરેલો મહાસાગર જેમ ઉપરથી પ્રસન્ન દેખાય છે, અંદર ગંભીર હોય છે, જેના તળિયાને કોઈ અડી શકતું નથી, જેમ હેના પારને કોઈ પહોંચી શકતું નથી, કારણ કે તે અનંત અને અપાર છે. વળી તે ક્ષોભ પમાડી શકાય નહિ એવો છે, તેમ યોગીએ પણ ઉપરથી પ્રસન્ન રહેવું, અંદર ગંભીરતા રાખવી, કોઈ પણ તળ સ્પર્શ કરી શકે નહિ તેવા થવું, તથા કોઈ ઉલ્લંઘન કરી શકે નહિ તેવા થવું. સ્વસ્વરૂપના આવિર્ભાવને લીધે કાળથી, દેશથી તથા અવધિથી થતા અમુક માપ રહિત થવું અને રાગ દ્વેષાદિકનો ત્યાગ કરીને નિર્વિકાર થવું જોઇએ. વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં ઘણી નદીઓ મળવાથી વધી જતો નથી, ને ગ્રીષ્મ ઋતુમાં નદીઓ ન મળવાથી સૂકાઇ જતો નથી; તેમ યોગીએ પણ નારાયણ ઉપર એકાંત ભાવ રાખવો. સંપૂર્ણ વૈભવો મળે તોપણ રાજી થવું નહિ, તેમ વૈભવો ન મળે તો તેથી ખિન્ન થવું નહિ.

રૂપ ઉપર મોહિત થવાથી કેવું દુઃખ પડે છે તે હું પતંગીઆ પાસેથી શીખ્યો છું. પતંગીઉં જેમ અગ્નિનું રૂપ જોઇ, હેના રૂપ ઉપર લોભાઇને હેમાં પડે છે; તેમ ઇંદ્રિયાધીન પુરૂપ પણ પરમાત્માની માયારૂપી સ્ત્રીનું રૂપ જોઈ હેના વિલાસોથી લોભાઇને મહા મોહમાં પડે છે.

મૂઢ મનુષ્ય ઇશ્વરની રચેલી સ્ત્રી, સુવર્ણ, આભૂષણ, તથા વસ્ત્રાદિક પદાર્થો ઉપર ઉપભોગની બુદ્ધિથી અંતઃકરણપૂર્વક આશાવાળો થાય છે અને પછી પતંગીઆની પેઠે મોહથી આંધળો થઇને નાશ પામે છે, માટે યોગીએ માયાવિરચિત પદાર્થોની ઇચ્છા રાખવી નહિ.

મધુકર પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. મધુકર જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં વાસ કરે છે, તો જ્યહારે સાયં-કાળે કમળ બીડાઈ જાય છે, ત્યહારે ત્હેમાં કેદ થઈ જાય છે; તેમ યોગી પણ ઉત્તમોત્તમ પદાર્થોના લોભથી એકજ ગૃહસ્થના ઘરનો આશ્રય કરે છે, તો ત્હેના ઉપર મોહિત થવાથી બંધાઈ જાય છે. માટે યોગીએ ગૃહસ્થોને દુઃખ ન આપતાં જેટલા અન્નથી પોતાનો દેહ ટકી રહે, તેટલાજ થોડા અન્નના કોળીઆ ખાવા. પરન્તુ મધુકરની પેઠે અતિ લોભમાં પડવું નહિ.

વળી ભ્રમર જેમ ન્હાનાં, મ્હોટાં સર્વ પુષ્પોમાંથી સાર સાર ગ્રહણ કરે છે, તેમ વિદ્વાન યોગીએ પણ ન્હાનાં મ્હોટાં શાસ્ત્રોમાંથી સાર સાર ગ્રહણ કરવો જોઇએ.

હું મધમાખી પાસેથી નીચે પ્રમાણે શીખ્યો છુઃ–મધમાખી મધનો સંગ્રહ કરે છે, તેથી ત્હેને જેમ મરવું પડે છે; તેમ યોગી પણ જો આજને માટે અથવા તો આવતી કાલને માટે અન્નાદિકનો સંગ્રહ કરી રાખે તો ત્હેને પણ મરવું પડે છે. માટે યોગીએ જેટલું હાથમાં રહી શકે તેટલુંજ લેવું; વધારે લેવું નહિ, તેમ અન્ન ભરી રાખવા માટે માત્ર પેટરૂપીજ એક વાસણ રાખવું, મધમાખીની પેઠે સંગ્રહકર્તા થવું નહિ.

સંન્યાસીએ સાયંકાળ માટે તથા આવતી કાલ માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહિ. જો મધમાખીની પેઠે સંગ્રહ કરે છે તો તે સંગ્ર-હની સાથેજ પોતાનો નાશ થાય છે.

સ્ત્રીનો સંગ કરવાથી કેવું અનિષ્ટ થાય છે, તે વિષે હું હાથીની પાસેથી શીખ્યો છું. હાથી પોતાને પકડનારાઓએ જેમ લાકડાની હાથણી કરીને સામી ઉભી રાખી હોય ત્હેને મેળવવાના લોભથી ત્હેની પાસે જાય છે કે, વચ્ચે ખડ વગેરેથી ઢાંકી રાખેલા કૂવા વગેરેમાં

પડીને બંધાઈ જાય છે; તેમ પુરૂષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાના લોભથી બંધાઈ જાય છે. માટે યોગીએ લાકડાની પુતળીનો પણ સ્પર્શ કરવો નહિ અને તે પણ હાથથી તો શું પરન્તુ પગથી પણ સ્પર્શ કરવો નહિ.

બુદ્ધિશાળી યોગીએ પોતાનો નાશ કરનાર સ્ત્રીઓનો કોઈ દિવસ સંગ કરવો નહિ. યોગી જો સ્ત્રીનો સંગ કરે છે, તો હાથણીનો સંગ કરનાર હાથીનો જેમ બીજા બળવાન હાથીઓ નાશ કરે છે, તેમ સ્ત્રીનો સંગ કરનારા પુરૂષનો પણ બીજા બળવાન પુરૂષો નાશ કરે છે.

ધનનો ત્યાગ તથા ઉપભોગ ન કરવાથી કેવું અનિષ્ટ થાય છે, તે વિષે હું પારધિ પાસેથી શીખ્યો છું. મધમાખીઓએ ઘણા દુઃખથી એકઠું કરી રાખેલું મધ જેમ પારધિ ભોગવે છે, તેમ લોભીઓએ ઘણાં સંકટ વેઠીને સંગ્રહ કરી રાખેલું ધન દાનમાં અથવા તો ઉપભોગમાં ઉપયોગી થતું નથી, પરન્તુ ત્હેને કોઈ બીજો બળવાન પુરૂષ ભોગવે છે. ત્હેની પાસેથી કોઈ ત્રીજો ધણી ભોગવે છે, અને ત્હેની પાસેથી વળી ચોથો બળવાન ધણી ભોગવે છે. ઝાડના કોતરમાં તથા બીજા ગુપ્ત સ્થાનમાં મધનાં પોડાં હોય છે, ત્હેને પારધિ જેમ જાણે છે અને ત્હેને લાવે છે; તેમ લોભી મનુષ્યે પણ ગુપ્ત સ્થાનમાં સંગ્રહી રાખેલા ધનને પણ બીજા લોકો જાણી જાય છે અને ત્હાંથી હરી લાવે છે; માટે યોગીએ સંગ્રહ કરવો નહિ તેમ મધમાખીઓ ઘણા કષ્ટથી મધને એકઠું કરીને ત્હેને ભોગવતી નથી, તેટલામાં તો ત્હેની પહેલાં પારધિઓ ત્હેનો ઉપભોગ કરે છે, તેમ ગૃહસ્થો બહુ સંકટો વેઠીને મેળવેલા ધન વડે ઘરનાં સુખોની ઈચ્છા કરે છે અને ઘરમાં ભોજનાદિક રાંધીને તૈયાર કરે છે, તે અન્ન તેઓના ખાધા પહેલાંજ સંન્યાસીઓ ખાઈ જાય છે, માટે યોગીઓને ઉદ્યમ વિના પણ સર્વ વૈભવ મળે છે.

ગાયનમાં મોહિત થવાથી કેવું અનિષ્ટ થાય છે, તે હું હરિણ પાસેથી શીખ્યો છુઃ—વનમાં ફરનારૂં હરિણ જેમ પારધિના ગાયનથી મોહિત થઇને બંધાઈ જાય છે, તેમ વનમાં ફરનારો સંન્યાસી પણ ગાયન સાંભળે, તો ત્હેના ઉપર મોહિત થઇને બંધાઇ જાય છે, માટે સંન્યાસીએ કોઈ પણ દિવસ વિષય સંબંધી ગાયન સાંભળવું નહિ. હરિણીના પુત્ર ઋષ્યશ્રૃંગ ઋષિ વેશ્યાઓના સંગમાં વિષયોથી ભરેલાં નૃત્યો, વાદિત્રો અને ગાયનો સેવવાથી એક રમકડાની પેઠે વેશ્યાઓને અધીન થઈ ગયા હતા; માટે યોગીએ વિષયી ગાયન સાંભળવું નહિ.

હું માછલા પાસેથી જે શીખ્યો છુ તે સાંભળોઃ-માછલું જીહ્વા-રસના લોભથી આંકડ ગળીને ત્હેનાથી જેમ વિંધાઇને મરણ પામે છે, તેમ રસમાં મોહિત થયેલો દેહાભિમાની મનુષ્ય પણ બહુજ દુઃખ દેનારી જીહ્વા વડે મરણ પામે છે.

વિદ્વાન મનુષ્યો આહારનો ત્યાગ કરવાથી અન્ય ઇન્દ્રિયોને ઝટ વશ કરી શકે છે, પરન્તુ જિહ્વાને વશ કરી શકતા નથી; કારણ કે અન્નનો ત્યાગ કરવાથી જીભનો લોભ વધે છે.

બીજી ઇન્દ્રિયોને જીત્યા છતાં પણ જ્યહાં સુધી જિહ્વા ઇન્દ્રિયને જીતી ન હોય ત્યહાં સુધી પુરૂષ જિતેન્દ્રિય કહેવાતો નથી. જો જીભ જીતાઈ તો સર્વ ઇન્દ્રિયો જીતાઈ સમજવી. માટે યોગીએ રસની ઇચ્છાનો ત્યાગ કરીને ઔષધની પેઠે અન્ન ખાવું.

હે રાજા ! પૂર્વે વિદેહનગરમાં પિંગળા નામની એક વેશ્યા રહેતી હતી, ત્હેની પાસેથી હું નિરાશા શિખ્યો છું.

એક પિંગળા નામની વેશ્યા એક દિવસે પુરૂષને પોતાના રતિ-મંદિરમાં લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરીને સાંજની વખતે પોતાના ઘરના બારણાના બહારના ભાગમાં બેઠી. તે ધનની

ઇચ્છાવાળી વેશ્યા માર્ગમાં આવતા ધનાઢ્ય પુરૂષોને જોતી; તે જાણતી હતી કે આ પુરૂષો મ્હને ધન આપશે તથા મ્હારી સાથે સુરત કરશે, આવેલા પુરૂષો પાછા ગયા; પછી પેલી સંકેત બુદ્ધિથી આજીવિકા કરનારી વેશ્યા વિચાર કરવા લાગી કે વળી બીજો કોઇ પણ ધનાઢ્ય પુરૂષ વિશેષ ધન આપનારો મ્હારી પાસે આવશે. આવી દુષ્ટ આશાથી તે વેશ્યાની નિદ્રા ઉડી ગઇ. અને બારણાના બહારના ભાગમાં બેઠેલી તે વેશ્યા ઘડીકમાં અંદર આવતી અને ઘડીકમાં પાછી બહાર નીકળતી હતી. આ પ્રમાણે કરતાં કરતાં મધ્ય રાત્રી વીતી ગઇ. આ રીતે ધનની આશાથી ત્હેનુ મન દીન થઇ પડ્યું, મુખમાં શોષ પડવા લાગ્યો અને મહા ખેદ થવા લાગ્યો અને તે ખેદથી હવે આ ધંધો ત્યાગ કરવો એજ સારૂં છે, એવી ચિંતાને લીધે સુખકારક મ્હોટો ખેદ થયો. જાહેના મનમાં ખેદ થયો હતો એવી રાંક મનની તે વેશ્યાએ તે સમયે ગીત ગાયુ હતું તે હું ત્હમને કહું છું તે સાંભળોઃ–પુરૂષોને જે નિર્વેદ એટલે હવે ઘણું થયું, આવી બુદ્ધિ થાય છે તે આશારૂપી પાશોને કાપી નાંખવામાં તલવાર સમાન છે. હે રાજા ! જ્યહાં સુધી નિર્વેદ ઉત્પન્ન થતો નથી ત્યહાં સુધી પુરૂષ દેહનાં બંધનનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. દષ્ટાન્તમાં જેમ વિજ્ઞાનરહિત અવિવેકી મનુષ્ય મમતાનો ત્યાગ કરી શકતો નથી પરન્તુ વિવેક થયા પછી તેજ ત્હેનો ત્યાગ કરે છે.

પિંગલા ખિન્ન થઇને ગાય છે. " અરેરે !!! હું અવિવેકી હોવાથી મનને અધીન છું. મ્હારા મોહનો વિસ્તાર તો જુઓ. જે મોહને લીધે હું મૂર્ખ, એક હલકા પુરૂષની પાસેથી કામનાની ઇચ્છા રાખું છું. આ અપરોક્ષ અન્તર્યામી, નિત્ય પાસે રહેનારા, ધન આપનારા, તથા આનંદ આપનારા ઇશ્વરનો ત્યાગ કરીને કામના ન પૂરનારા પરન્તુ દુઃખ, શોક, મોહ, વગેરે આપનારા હલકા પુરૂષને હું મૂર્ખી સેવું છું.

અરેરે ! ! હું સ્ત્રીલંપટ, લોભી, તથા શોક કરવા યોગ્ય પુરૂષને મ્હારૂં શરીર વેચી, ત્હેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખું છું અને સંકેતની વૃત્તિરૂપી અતિ નીચ ધંધાવડે હું મ્હારા અંતઃકરણને સંતાપમાં નાંખું છું. પુરૂષનું શરીર એ એક ઘર છે. જ્હેમાં વળાઓ, વળીઓ અને આડસરો હાડકાંનાં બનેલાં છે. અને ત્હેની અંદર વિષ્ઠા તથા મૂત્ર ભરેલું છે. જ્હેના ઉપરનો ભાગ ચામડાથી, રૂંવાડાથી તથા નખોથી મઢેલો છે. આવા પુરૂષને મ્હારા વિના બીજી કઈ સ્ત્રી સેવે ? આ મહાજ્ઞાની વિદેહ રાજાની નગરીમાં હુંજ એક મંદબુદ્ધિવાળી અને દુષ્ટ છું, કારણકે હુંજ સ્વસ્વરૂપને આપનારા તથા અન્તર્યામી એવા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરીને ભોગની ઇચ્છા કરૂં છું. વિચાર કરતાં તો આ ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર તથા પરમપ્રિય આત્મારૂપ છે. માટે હું મ્હારા મનવડે ત્હેમનેજ વેચાતા લઇને હવે લક્ષ્મીની પેઠે ત્હેમની સાથે વિહાર કરૂં. વિષયો, વિષયો આપનારા પુરૂષો તથા દેવતાઓ આદિ તથા અંતવાળા છે, અને કાળના મુખમાં પડેલા છે. તેઓએ મ્હારૂં ભાર્યાનું શું હિત કર્યું છે ? કંઇ પણ કર્યું નથી. માટે આ લોક તથા પરલોકમાં ઇશ્વર વિના બીજો કોઇ પણ સેવા કરવા યોગ્ય નથી. પૂર્વજન્મનાં કોઇ પણ શુભ કર્મને લીધે ભગવાન વિષ્ણુ મ્હારા ઉપર ખરેખર પ્રસન્ન થયા છે. આ દુઃખકારક આશા ઉપર મ્હને સુખાકારી વૈરાગ્ય ઉપજ્યો. મ્હારૂં ભાગ્ય મંદ હોત તો મ્હને આ રીતે વૈરાગ્ય આપનારા ક્લેશો થાત નહિ, વૈરાગ્યને લીધે પુરૂષ, ઘર વગેરે સર્વ પરિવારનો ત્યાગ કરીને શાન્તિ પામે છે. માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવારૂપી જે મ્હારા ઉપર ઉપકાર કર્યો છે ત્હેને હું મ્હારા માથા ઉપર ચઢાવું છું, અને પામર મનુષ્યોની સાથે રહેલી દુષ્ટ વાસનાઓ ત્યાગ કરીને તે ઇશ્વરને શરણે જાઉં છું, તેમ હવે હું સંતોષ રાખીશ અને આ વિષય ઉપર

શ્રદ્ધા રાખીશ, જે કંઇ મળશે ત્હેનાથી આજીવિકા ચલાવીશ અને આત્મરૂપી પતિની સાથેજ વિહાર કરીશ. કારણ કે સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોથી આંધળા થયેલા અને કાળરૂપી સર્પથી ગળાયલા જીવનું રક્ષણ કરવા ભગવાન વિના બીજો કોણ સમર્થ છે? હું કંઇ રક્ષા કરવાની આશાથી શ્રી હરિને ભજીશ નહિ. કારણ કે જીવ જ્યહારે આ જગતને કાળરૂપી સર્પથી ગળાયલું જુવે છે અને ત્હેનાથી સાવધાન થઇને આ લોકના અને પરલોકના ભોગથી વૈરાગ્ય પામે છે, ત્યહારે પોતેજ પોતાનુ રક્ષણ કરવાને સમર્થ થાય છે. માટે હું તો કેવળ પ્રેમથીજ ભગવાનને ભજીશ. શ્રી ગુરૂ દત્તાત્રેય કહે છેઃ–તે પિંગલા વેશ્યા ઉપર પ્રમાણે નિશ્ચય કરીને જારની આશાથી ઉત્પન્ન થયેલી દુષ્ટ આશા કાપી નાંખી, શાન્ત થઇને શય્યામાં સૂતી. આ વાતમાંથી મ્હેં એ સાર ગ્રહણ કર્યો કે, આશા રાખવી એજ મ્હોટું દુઃખ છે અને નિરાશા રાખવી એજ મ્હોટું સુખ છે; કારણ કે પિંગળા જારની આશા છોડી દીધા પછીજ સુખે કરીને સૂતી હતી.

ગુરૂ દત્તાત્રેય કહે છે! એક ટીટોડો ચાંચમાં માંસનો પિંડ લઇને ઉડતો હતો, એટલામાં બીજા બળવાન ટીટોડાઓ જેઓની પાસે માંસ નહતું, તેઓ ત્હેને મારવા લાગ્યા એટલે તે ટીટોડો માંસનો ત્યાગ કરિને સુખ પામ્યો હતો. આ રીતે હુ તે ટીટોડા પાસેથી શીખ્યો કે, જે જે ઘણીજ પ્રિય વસ્તુઓ હોય તેનો સ્વીકાર કરવો એજ દુઃખદાયી છે, એમ જાણીને જે પુરૂષ પોતાના કુટુંબાદિકનો તથા સર્વ વસ્તુઓનો ત્યાગ કરે, તે પુરૂષ અનંત સુખ પામે છે.

હું બાળક પાસેથી જે શીખ્યો છું, તે સાંભળોઃ—બાળક છોકરાને જેમ માન અને અપમાન હોતું નથી, તેમ ઘરબારવાળા અને છોકરાંવાળાને જે ચિન્તા થાય છે તે ચિન્તા પણ તેને હોતી નથી; તેમ મ્હને પણ માન અપમાન નથી તથા ચિન્તા પણ નથી. હું

મ્હારી પોતાની સાથેજ રમુ છું. અને મ્હારી પોતાની ઉપર પ્રીતિ રાખીને બાળકની પેઠે જગતમાં ફર્યા કરૂં છું. જે મૂર્ખ તથા ઉદ્યમે રહિત બાળક હોય તે અને જે ગુણથી પર એવા ઈશ્વરને પામેલો હોય તે, એ બેજ પુરૂષોને ચિંતાથી મુક્ત થએલા અને પરમાનંદમાં નિમગ્ન થયેલા જાણવા.

કુંવારી કન્યા પાસેથી હું નાચે પ્રમાણે શીખ્યો છું. કોઈ એક ગામમાં એક ગૃહસ્થને કુંવારી પુત્રી હતી, તે પુત્રીને ઘરમાં આવ્યા ગયાની સંભાળ માટે રાખી, ગૃહસ્થ તથા બીજાં મનુષ્યો કોઇ કામને લીધે બહાર ગયાં હતાં; એટલામાં તે કન્યાનું વેશવાળ કરવા માટે વર તરફના લોકો તે ગૃહસ્થને ઘેર પરોણા તરીકે આવ્યા. પેલી કુવારી કન્યાએ તે પરોણાની સારી પરોણાચાકરી કરી. હે રાજા! તે કન્યા આવેલા પરોણાને જમાડવા માટે એકાંતમાં શાળ ખાંડવા બેઠી, તે વખતે તહેના હાથમાં પહેરેલી ચુડીઓ બહુજ ખડખડાટ કરવા માંડી. એટલે તે કન્યાએ કહ્યું કે 'હું પોતે શાળ ખાંડવા બેઠી છુ, એ ઠીક ગણાય નહિ. આ વાત આ પરોણા જાણશે તો મ્હારાં માત પિતાને દરિદ્રિ જાણશે.' આવો વિચાર કરીને તે બુદ્ધિશાળી કન્યાએ લજ્જાથી બન્ને હાથમાંથી સર્વ ચૂડીઓ કાઢી નાંખી, માત્ર બબ્બે ચૂડીઓજ રાખી. આમ કરીને ખાંડવા માંડતાં પેલી બબ્બે ચૂડીઓ પણ ખડખડવા માંડી એટલે તે કન્યાએ બન્ને હાથમાંથી પાછી એક એક ચૂડી પણ કાઢી નાંખી એટલે એક એક ચૂડી રહી, તે ચૂડીનો શબ્દ થયો નહિ. હે યદુરાજ! હું લોકોનું તત્ત્વ જાણવાની ઇચ્છાથી આ લોકોમાં ફરૂ છું; તેથી મ્હેં કન્યાની પાસેથી આ ઉપદેશ ગ્રહણ કર્યો છે કે 'ઘણાંઓ એક સાથે રહેવાથી ક્લેશ થાય છે અને બે જણાંઓ સાથે રહેવાથી વાતચીત થાય છે, માટે યોગીએ તો કુંવારી કન્યાનાં કંકણની પેઠે એકલાજ રહેવું યોગ્ય છે જેથી કંઈ પણ જાતની ખટપટ થાય નહિ.'

બાણ ઘડનારા પાસેથી હું નીચે પ્રમાણે શીખ્યો છું. "કોઈ એક બાણ ઘડનારો મનુષ્ય બાણ ઘડતો હતો બાણ ઘડવામાં ત્હેનું ચિત્ત એવું તો લાગી ગયું કે, તે સમયે ત્હેની પાસેથી રાજાની સ્વારી ગાજતે વાજતે નીકળી, પરન્તુ પેલા બાણ ઘડનારાએ રાજાને દીઠો નહિ, તેમ જ્હેનું ચિત્ત બ્રહ્માકાર થઈ ગયું હોય, તે યોગી બહારના પદાર્થોને તેમજ મનમાં સુખ દુઃખાદિકને પણ જાણતો નથી. આસન જીતવાથી શ્વાસનો વિજય કરી શકાય છે, અને શ્વાસને જીતવાથી મન સ્થિર થાય છે. ક્ષણ માત્ર નિશ્ચલ રહ્યા પછી વિષયોની વાસનાયો મનમાં વિક્ષેપ પડવાનો ભય રહે છે, અથવા તો સુષુપ્તિમાં જે મનનો સર્વથા લય થાય છે, તેમ મનનો લય થવાને ભય રહે છે. માટે દૃઢ વૈરાગ્ય વડે મનમાં વિક્ષેપ થવા દેવો નહિ. પરન્તુ આળસ મૂકીને અભ્યાસના યોગથી મનને પરમાનંદ સ્વરૂપમાં જોડી દેવું. તે મન પરમાત્મામાં સ્થિર થાય છે, એટલે પોતેજ ધીરે ધીરે વિષયોની વાસનાનો ત્યાગ કરે છે, તથા મનને વિક્ષેપ ઉત્પન્ન કરનારા રજોગુણ તથા તમોગુણનો પણ સત્વગુણની વૃદ્ધિથી નાશ કરીને તથા ગુણના કાર્ય રહિત કેવળ નિર્વાણ સ્થિતિને પામે છે, અર્થાત્ વૃત્તિ રહિત થયેલું મન બ્રહ્મ સ્વરૂપે રહે, ત્હેને અસંપ્રજ્ઞાત નામના સમાધિ કહે છે.

સર્પની પાસેથી હું જે શીખ્યો છું, તે ત્હમને કહું છું. સર્પ જેમ એકલો ફરે છે, પોતાનો એક ઠેકાણે નિવાસ રાખતો નથી, સાવધ રહે છે, એકાંતમાં વાસ કરે છે. ત્હેની ગતિ ઉપરથી તે ઝેરી છે કે ઝેર વિનાનો છે એ જણાતું નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી અને થોડું બોલે છે તેમ યોગીએ પણ એકલા ફરવું. પોતાનું નિવાસસ્થાન એક ઠેકાણે રાખવું નહિ, સાવધ રહેવું, એકાંતમાં રહેવું, પોતાની વર્તણુંક બીજાઓને જાણવા દેવી નહિ, તેમ કોઇને પોતાની સાથે રાખવો નહિ અને થોડું બોલવું. વળી જેમ સર્પ

પોતાને માટે દર કરતો નથી, પરંતુ કોઇ બીજાના દરમાં પેશીને સુખેથી વૃદ્ધિ પામે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર ન કરતાં બીજાઓએ કરેલા ઘરમાં રહીને પોતાનું આયુષ્ય ગાળવું. કારણકે ઘર બાંધવું, એ મહા દુઃખદાયી છે અને દેહ નાશવંત હોવાથી નિષ્ફળ છે.

હું કરોળીઆની પાસેથી જે શિખ્યો છું, તે ત્હમે સાંભળો. કરોળીઓ જેમ મુખદ્વારા પોતાના હૃદયમાંથી લાળને બહાર કાઢીને ત્હેને ફેલાવે છે અને ત્હેની સાથે રમીને પાછો પોતે તેને ગળી જાય છે, ત્હેમાં ત્હેને બીજા કોઇ સાધનની જરૂર નથી; તેમ પરમાત્મા પણ આ જગતને પોતાનામાંથી ઉત્પન્ન કરે છે અને ત્હેની સાથે વિહાર કરીને ત્હેને પાછા ગળી જાય છે; અર્થાત્ પોતાને વિષે લય કરે છે, ત્હેમાં ત્હેને બીજા કોઇ પણ સાધનની જરૂર પડતી નથી. પરમાત્મા એવા નારાયણ ભગવાન પોતાની માયા વડે પૂર્વે સર્જેલા આ જગતને પ્રલય કરતી વેળા કાળની શક્તિરૂપ પોતાની માયા વડે પાછો સંહાર કરીને સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદ રહિત સર્વના અધિષ્ઠાનરૂપ ભગવાન નારાયણ એકજ રહે છે. તે સમયે પોતાના પ્રભાવરૂપ કાળ અને જગતમાં કારણરૂપ સત્ત્વાદિક સર્વે શક્તિઓને પ્રધાનમાં લઇ જાય છે. ત્યહારે પ્રધાન તથા પુરૂષના ઇશ્વિર આદિ પુરૂષ બ્રહ્મા અને બીજા મુક્ત જીવોના પ્રાપ્ય, નિર્વિષય, અનુભવ સ્વરૂપ, આનંદના સમૂહરૂપ રહે છે. મોક્ષના નામથી કહેવાતા એક નિરૂપાધિક સ્વરૂપ રહે છે. તે પરમાત્મા પોતાના પ્રભાવરૂપી એક કાળવડે પોતાની ત્રિગુણાત્મક માયાને વિકારવાળી કરીને તેમાંથી પ્રથમ મહત્તત્ત્વ ઉત્પન્ન કરે છે. હે રાગદ્વેષાદિકને દમન કરનારા રાજા! તે મહત્ તત્ત્વજ ત્રણ ગુણના કાર્ય રૂપ છે; તથા પોતાનાથી ઉત્પન્ન થયેલા અહંકાર વડે અનેક પ્રકારના જગતને ઉત્પન્ન કરે છે, આમ કહેવાય છે, જેમાંથી જીવોની ઉત્પત્તિ થયા કરે છે એવા તે સમષ્ટિ રૂપ મહત્ તત્ત્વમાં

આ જગત ઓતપ્રોત રહેલું છે. તે ઉપરથી મહત્ તત્ત્વને શાસ્ત્રમાં સૂત્ર નામ આપ્યું છે.

હું કીડાની પાસેથી જે શીખ્યો છું તે, હે યદુરાજા! ત્હમે સાંભળો! ભમરી કીડાને પકડીને પોતાના દરમાં પૂરી રાખે છે. તે કીડો ભમરીના ભયથી ત્હેનુંજ ધ્યાન કરતો કરતો ભમરીરૂપ થઈ જાય છે. તેમ પ્રાણી પણ બુદ્ધિપૂર્વક સ્નેહથી, દ્વેષભાવથી અથવા તો ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે છે તે તે વસ્તુ રૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યહારે ભમરીનુ ધ્યાન કરવાથી પોતાના દેહનો ત્યાગ કરીને ભમરી બની જાય છે, ત્યહારે પ્રાણી પણ ભગવાનનુ ધ્યાન કરવાથી બીજા દેહથી ભગવાનના સ્વરૂપને પામે, ત્હેમાં આશ્ચર્ય શું! આ રીતે મ્હે ઉપર કહેલા ચોવીસ ગુરૂઓની પાસેથી શિખામણો લીધી છે, હવે મ્હેં મ્હારા દેહ પાસેથી જે ઉપદેશો ગ્રહણ કર્યા છે તે હું ત્હમને કહું છું. તે હે પ્રભો! ત્હમે સાંભળો.

આ દેહ પણ મ્હારો એક ગુરૂ છે. કારણ કે, ત્હેણે મ્હને વૈરાગ્ય અને વિવેક શીખવ્યાં છે. આ દેહ જન્મ તથા મરણવાળો છે, તથા પરિણામે પીડાકારક થઈ પડે છે, તેથી મ્હને ત્હેના ઉપર વૈરાગ્ય થયો છે, અને તત્ત્વનો વિચાર કરવાથી વિવેક પણ ત્હેના વડેજ મ્હને મળ્યો છે. આ પ્રમાણે આ દેહથી હું તત્ત્વોનો વિચાર કરતાં શીખ્યો છુ. તો પણ હું ત્હેના ઉપર આસક્તિ રાખતો નથી. પરન્તુ ત્હેનાથી દૂર રહીને આ દેહ તો પારકો છે એટલે મરી ગયા પછી કાગડા, કુતરાં અથવા તો અગ્નિને આધીન થનારો છે; એમ મનમાં નિશ્ચય કરીને સર્વ સંગનો ત્યાગ કરીને જગતમાં ફરૂં છું. મનુષ્ય મ્હોટા પરિશ્રમથી જ્હેમાં માત્ર પ્રથમજ સુખ જોવામાં આવે છે એવું ધન એકઠું કરીને જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુત્ર, ધન, પશુ, ચાકર, નોકર, ઘર અને સગાં સંબંધીઓના વર્ગો વધારે છે તથા તેઓનું

પોષણ કરે છે, તે દેહ તો આયુષ્ય પૂરૂં થાય છે એટલે નાશ પામે છે. માટે દેહમાં માત્ર દુ:ખ ભોગવવા રૂપીજ ફળ રહ્યું છે. તે દેહ પડયા પછી પણ દુ:ખનો છેડો આવતો નથી; કારણ કે તે દેહ ઝાડના જેવો જ છે. ઝાડ જેમ બીજને ઉત્પન્ન કરી તે નાશ પામે છે, તેમજ આ દેહ પણ પુરૂષને માટે બીજા દેહના બીજ રૂપી કર્મો સર્જીને પછી પોતે નાશ પામે છે. ઘણી શોકયો જેમ ઘરના ધણીને ચારે તરફથી ખેંચે છે અને દુ:ખ આપે છે, તેમ દેહાભિમાની પુરૂષને એક તરફથી જીભ સ્વાદ માટે ખેંચી જાય છે; બીજી તરફથી તૃષા પાણી માટે ખેંચે છે; ત્રીજી તરફથી શિશ્ન મૈથુન માટે ખેંચી જાય છે; ચોથી તરફથી ચામડી સુંવાળા પદાર્થોનો સ્પર્શ કરવા તરફ ખેંચી જાય છે; પાંચમી તરફથી પેટ અન્ન માટે ખેંચી જાય છે; છઠ્ઠી તરફથી નાસિકા ઇન્દ્રિય સુગંધ માટે ખેંચી જાય છે; સાતમી તરફથી ચંચળ નેત્રો રૂપ તરફ ખેંચી જાય છે; તે ઉપરાંત બીજી કર્મેન્દ્રિયો દેહને ખેચી જાય છે. આ રીતે દેહમાં અનંત કષ્ટો છે, તેથી મ્હને ત્હેના ઉપર વૈરાગ્ય આવ્યો છે. છતાં પણ આ મનુષ્યનો દેહ ઘણોજ દુર્લભ છે. પરમાત્માએ પોતાની શક્તિરૂપી માયાવડે વૃક્ષો, પેટથી ચાલનારા સર્પાદિકો, પશુ, પક્ષી, ડાંસ, માછલાં વગેરે નાના નાના પ્રકારનાં શરીરો ઉત્પન્ન કર્યાં, પરન્તુ ત્હેમાં કોઇની પણ બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી, આમ ધારીને પરમાત્મા મનમાં સંતોષ પામ્યા નહિ, અને ફરીને તેમણે સૃષ્ટિ ઉત્પન્ન કરવા માંડી, ત્યહારે છેવટે પોતાને સાક્ષાત્કાર ક - વામાં સમર્થ બુદ્ધિવાળા મનુષ્ય દેહને સૃજીને પરમાત્મા પ્રસન્ન થયા. માટે આ મનુષ્ય દેહ અતિ દુર્લભ છે. ત્હેને પામીને ઇશ્વિર ઉપર નિષ્ઠા રાખવી જોઇએ. ઘણા જન્મોની અન્તે આ મનુષ્ય દેહ મળે છે, જે મનુષ્ય દેહ નાશવંત છતાં પણ પુરૂષાર્થ આપે છે, ત્હેને દૈવેચ્છાથી સંપાદન કરીને પુરૂષે તે દેહ જ્યહાં સુધી પડે નહિ તેટલામાં શીઘ્ર

કલ્યાણને માટે પ્રયત્ન કરવો. પરન્તુ વિષયનું સુખ તો પશુઓના અવતારમાં પણ મળે છે; માટે ત્હેને અર્થે પ્રયત્ન કરવો નહિ. આ રીતે મ્હેં ઘણા ગુરૂઓ પાસેથી ઉપદેશ ગ્રહણ કર્યો તે ઉપરથી મ્હારા મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો થયો છે, તેથી હું સર્વ પ્રકારે કામ કરવાને સમર્થ છું: તોપણ સર્વનો સંગ છોડી દઈને તથા અંહકાર રહિત થઈને આ પૃથ્વી ઉપર ફરૂં છું.

જ્ઞાન આપનારો એકજ ગુરૂ કરવો જોઇએ. તો પણ તે ગુરૂ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી પોતાની બુદ્ધિવડે ઉપદેશને અનુકૂળ બીજાં દૃષ્ટાન્તો લઈએ નહિ તો ગુરૂ પાસેથી લીધેલું જ્ઞાન સ્થિર થાય નહિ અને ત્હેમાં વધારો પણ થાય નહિ. તે માટ મ્હેં ઘણા ગુરૂઓ કર્યા છે. આ બ્રહ્મ એક સ્વરૂપજ છે. ત્હેનું ઋષિઓ ઘણા પ્રકારે વર્ણન કરે છે. કેટલાક કહે છે કે તે પ્રપંચ રહિત છે, કેટલાક કહે છે કે તે પ્રપંચવાળો છે, ને બીજા કેટલાક વળી ત્હેને જૂદાજ પ્રકારથી વર્ણન કરે છે. માટે તે પરમાત્મા વિષે પોતાને અસંભાવના તથા વિપરીત ભાવના દૂર કરવા માટે પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણાં દૃષ્ટાન્તો લેવાં જોઈએ.

યદુરાજાના વંદન ઉપરથી તથા પ્રાર્થના ઉપરથી ગંભીર બુદ્ધિવાળા બ્રાહ્મણ ગુરૂ દત્તાત્રેયે ઉપર પ્રમાણે ઉપદેશ કર્યા પછી યદુરાજાની સંમતિ લઈને પ્રસન્ન થતા થતા જેમ આવ્યા હતા તેમ ત્હાંથી પાછા ગયા. ×

દત્તાત્રેયજીના ઉપદેશથી રાજાને પણ આત્મજ્ઞાન પ્રાપ્ત થયું અને એ પણ મોહથી રહિત થઈને પોતાને ઘેર ચાલ્યો ગયો. દત્તાત્રેયજી

× ગુરૂ દત્તાત્રેયનો આ બધો ઉપદેશ ભિક્ષુ અખંડાનંદજી તરફથી પ્રગટ થયેલા શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કન્ધના અધ્યાય ૭થી ૯માંથી અક્ષરશઃ ઉતારવામાં આવ્યો છે.

પાછા પૃથ્વીમાં પર્યટન કરવા લાગ્યા. જે જે સ્થળોએ ગુરૂ દત્તાત્રેયજીએ ચતુર્માસ નિવાસ કર્યો છે તે સ્થાનો આજ સુધી તીર્થરૂપે પૂજાય છે. જેમકે, ગોદાવરી કિનારે નાશકથી થોડે દૂર; ગિરનાર પર્વતમાં, કાશ્મીરમાં, તથા બીજા અનેક પર્વતોમાં હેમનાં સ્થાન છે. ગુરૂ દત્તાત્રેયના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હેમની અવલોકન શક્તિ ઘણી તીવ્ર હોવી જોઈએ, જે જે વસ્તુઓમાંથી દત્તાત્રેયજીએ સાર ગ્રહણ કર્યો તે તે વસ્તુઓ આપણે પણ પ્રતિદિન જોઇએ છીએ, પરન્તુ આપણે તે ઉપર ઉંડો વિચાર કરતા નથી તથા તેમાંથી ઉપદેશ ગ્રહણ કરતા નથી. હાલના સમયમાં પાશ્ચાત્ય દેશના નિવાસીઓની અવલોકન શક્તિ ઘણી તીવ્ર હોય છે. પથ્થરોમાં અને વહેતા ઝરણાઓમાં પ્રભુનો ઉપદેશ જોવાની સલાહ પાશ્ચાત્ય દેશનો એક કવિ આપી ગયો છે. આપણા દેશમાં તો ગુરૂ દત્તાત્રેયજી તુચ્છ દેખાતી જડ અને ચેતન અનેક વસ્તુમાંથી ગંભીર ઉપદેશ ગ્રહણ કરવાનું જ્વલંત દૃષ્ટાન્ત દેખાડી ગયા છે. સંસાર ત્યાગી વૈરાગી બનવાની સર્વને જરૂર નથી, પરન્તુ દત્તાત્રેયજીની માફક સારગ્રાહી થઈ, ઈશ્વર રચિત સૃષ્ટિમાંથી હેનો ઉપદેશ શોધી કહાડી, સદાચારી અને ઈશ્વરપરાયણ જીવન ગાળવું એ પ્રત્યેકથી બની શકે તેમ છે. એમ કર્યાથીજ ગુરૂ દત્તાત્રેયની ખરી પૂજા કરી ગણાશે.





# ૩. સ્વામી શ્રી શંકરાચાર્ય.



કપિલવસ્તુના સંસ્કારી રાજકુમાર સિદ્ધાર્થ—બુદ્ધદેવના નિર્વાણ પછી ભારતભૂમિને કોઈ વિભૂતિ રૂપ મહાત્માનું દર્શન થયું હોય તો તે સ્વામી શંકરાચાર્યનું છે. બુદ્ધદેવનું ચરિત્ર 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી' પુસ્તકાકારમાં છપાઈ ગયું છે એટલે ત્હેમનો પરિચય આ પુસ્તકમાં ન આપતાં સ્વામી શંકરાચાર્યના અપૂર્વ અને અનુકરણીય ચરિત્રનો થોડો ઘણો ભાસ આપવાનો પ્રયત્ન અત્રે કરવામાં આવશે. સ્વામી શંકરાચાર્યના સમય અને જન્મભૂમિ વિષે અનેક ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. ત્હેની સત્યાસત્યમાં વિશેષ ઉંડા ન ઉતરતાં હમે વિદ્વાનોમાં પ્રચલિત સામાન્ય ઘટનાઓનોજ ઉલ્લેખ કરીશું. કોચીન—શોરાનપુર રેલવેમાં અલવોઇ નામનું એક સ્ટેશન છે. એ સ્ટેશનથી ૬ માઇલ દૂર કલાદી નામનું એક ન્હાનું સરખું ગામડું છે. એ ગામમાં શંકર સ્વામીનો જન્મ થયો હતો એમ માનવામાં આવે છે. કેટલાકના મત પ્રમાણે ત્હેમની જન્મભૂમિ ચિદંબરમ ગણાય છે. એ ગામમાં શિવજીનું એક મંદિર હતું અને ત્હેની પૂજા કરવા સારૂ, વિદ્યાધિરાજ નામનો એક

વિદ્વાન્ અને ધર્મશાસ્ત્રમાં પારદર્શી બ્રાહ્મણ રહેતો હતો. એ બ્રાહ્મણને શિવગુરૂ નામનો એક પુત્ર હતો.

માતપિતાએ બાલ્યાવસ્થામાં ઘણા લાડથી શિવગુરૂનું લાલનપાલન કર્યું હતું, પરન્તુ ત્હેમનાં લાડ, સંતાનના હિતને આડે આવે એવાં નહોતાં. એ ધાર્મિક દંપતી વિદ્યાનો મહિમા સારી રીતે જાણતાં હોવાથી, ત્હેમણે યોગ્ય સમયે શિવગુરૂને જનોઇ દઇને ગુરૂકુલમાં વિદ્યાભ્યાસ કરવા મોકલી દીધો હતો. ગુરૂને ઘેર રહીને શિવગુરૂએ ધર્મશાસ્ત્રનો ઘણો સારો અભ્યાસ કર્યો. વિદ્યાભ્યાસ સમાપ્ત થયા પછી ગુરૂએ ત્હેની પરીક્ષા લીધી અને ત્હેના જ્ઞાનથી સંતુષ્ટ થઇને કહ્યું કે: "ત્હેં છએ અંગ સાથે વેદનો અભ્યાસ પૂર્ણ કર્યો છે. એટલુંજ નહિ પણ સદાચાર અને સેવા દ્વારા ત્હેં મ્હને પણ પ્રસન્ન કર્યો છે. ત્હારા ઉપર મ્હારી ઘણી પ્રીતિ છે. ત્હારા જેવા શિષ્યને છોડવાની ઇચ્છા મ્હને થતી નથી. પરન્તુ ત્હારાં માતપિતા ત્હને મળવા કેટલાં અધીરાં થઇ ગયાં હશે ત્હેની હું કલ્પના કરી શકું છું. એ લોકોને ત્હારા લગ્નનો લ્હાવો લેવાની ઇચ્છા હવે થતી હશે, માટે તું ઘેર જા, અને ત્હારે યોગ્ય કોઇ કન્યા સાથે લગ્ન કરીને સુખપૂર્વક ગૃહસ્થાશ્રમ ધર્મનું પાલન કર."

ગુરૂનો આ ઉપદેશ સાંભળીને બુદ્ધિમાન્ વિદ્યાર્થી શિવગુરૂએ વિનયપૂર્વક કહ્યું "ગુરૂમહારાજ! આપની આજ્ઞા સાચી છે, પણ પુરૂષે બ્રહ્મચર્ય આશ્રમ પૂરો કર્યા પછી ગૃહસ્થાશ્રમમાંજ પ્રવેશ કરવો જોઇએ એવો કાંઇ નિયમ નથી. બ્રહ્મચર્ય આશ્રમ પછી પુરૂષ બીજા કોઈ પણ આશ્રમમાં પ્રવેશ કરી શકે છે. જે પુરૂષ આત્મા અને અનાત્માનો વિવેક કરી શકે છે અને જ્હેનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે બ્રહ્મચર્ય પછી સંન્યાસ આશ્રમમાં પણ પ્રવેશ કરી શકે છે. પણ હુંતો હજુ ગૃહસ્થાશ્રમમાં પણ પ્રવેશ કરવા નથી માગતો તેમજ

સંન્યાસ આશ્રમના દુસ્તર માર્ગમાં પગ મૂકવાનું પણ સાહસ નથી કરવાનો. મ્હારી અંતઃકરણની ઇચ્છા એવી છે કે આખી જીંદગી સુધી બ્રહ્મચારી રહીને આપની સેવા કર્યા કરૂં. એથી કરીને જગતનાં બંધનોથી છૂટો રહીને હું મ્હારા આત્માની શાન્તિ સ્થિર રાખી શકીશ. આપ કદાચ એમ પૂછશો કે લગ્ન કર્યા પછી મનુષ્યને અનેક પ્રકારના સુખ વૈભવ ભોગવવાના મળે છે તે છોડી દઇને તું આ દુઃખી અને સાદા નૈષ્ઠિક બ્રહ્મચારીના જીવનને શા સારૂ પસંદ કરે છે, પણ મ્હારો નમ્ર અભિપ્રાય એવો છે કે, લગ્નનો આનંદ જ્યહાં સુધી અનુભવવામાં નથી આવ્યો ત્યાં સુધીજ એ સુખ અને આનંદ આપનારો છે. પરણ્યા પછી બધો રસ ચાલ્યો જાય છે; અને મનુષ્યને અનેક બંધનોમાં ફસાવું પડે છે. વળી લગ્ન કર્યાથી કેવળ સુખ નથી મળતું એટલુજ નહિ પણ એથી અત્યંત દુઃખ ભોગવવું પડે છે. કારણકે ગૃહસ્થાશ્રમ માંડયા પછી માણસ પાસે સંસારનાં સુખ ભોગવવાને માટે તથા ગરીબોને દાન કરવા માટે પૂરતું ધન હોતું નથી તો તે નિશ્ચય નરક વેદના ભોગવે છે. વળી ધન પ્રાપ્ત થાય છે તો પણ મનુષ્યને તૃપ્તિ થતી નથી. વિષયભોગમાં ત્હેનો મોહ વધતોજ જાય છે અને એ ધનદ્વારા અનેક પ્રકારના અનર્થોનાં બીજ રોપાય છે. માટે મ્હારો વિચાર ગૃહસ્થાશ્રમમાં પડવાનો નથી."

આ પ્રમાણે શિવગુરૂ અને ત્હેના ગુરૂની વાતચીત ચાલી રહી હતી એટલામાં ત્હેનો પિતા વિદ્યાધિરાજ પુત્રને ઘેર તેડી જવા માટે ત્યહાં આવી પહોચ્યો; ત્હેણે શિવગુરૂને ઘણું સ્હમજાવ્યો તથા ત્હેને હાથે ગુરૂદક્ષિણા અપાવીને ગુરૂજીની રજા લઇને પુત્રને પોતાની સાથે ઘેર લઈ ગયો.

ઘેર ગયા પછી વિદ્યાધિરાજે શિવગુરૂને વેદના પદ, ક્રમ, જટા, શિખા, ધન વગેરે સંબંધી ઘણા પ્રશ્ન પૂછ્યા, તથા ભટ્ટપાદ, પ્રભાકર,

કણાદ, ગૌતમઆદિ ઋષિઓ અને આચાર્યોના મત વિષે પુત્રનું કેટલું જ્ઞાન છે તે તપાસ્યું. વેદશાસ્ત્રમાં શિવગુરૂની વ્યુત્પત્તિ જોઇને તથા તર્ક કરવામાં ત્હેની નિપુણતા જોઇને વિદ્યાધિરાજને ઘણો આનંદ થયો.

થોડાકજ દિવસમાં શિવગુરૂની કીર્તિ ચારે તરફ પ્રસરી ગઇ અને ત્હેનું લગ્ન કરવા સારૂ અનેક સારાં સારાં ઘરની કન્યાઓનાં માગાં આવવા માંડયાં. ઘણા ધનવાન મનુષ્યોએ પોતાની કન્યા શિવગુરૂને પરણાવવાની ઇચ્છા દર્શાવી હતી પણ વિદ્યાધિરાજે ધનના સ્હામું જોયું નહિ. એમણે બધાના ગુણ તથા કુળની પરીક્ષા કરી મઘપંડિત નામના એક સુશીલ બ્રાહ્મણની કન્યા સાથે પોતાના પુત્રનો વિવાહ કર્યો. પ્રથમ તો લગ્ન કોને ઘેર જઇને કરવું એ સંબંધમાં બન્ને વેવાઇઓમાં ઝગડો થયો. કન્યાના બાપે કહ્યું કે "જો વરને મ્હારે ઘેર લાવીને પરણાવશો તો જેટલું દ્રવ્ય આપવાનો મ્હેં સંકલ્પ કર્યો છે ત્હેનાથી બમણું આપીશ." વરના બાપે કહ્યું "તમે મ્હારે ઘેર કન્યા લાવીને પરણાવશો તો હું કાંઇ પણ દ્રવ્ય લીધા વગર શિવગુરૂનું લગ્ન કરીશ." બન્ને જણા વચ્ચે એ સંબંધમાં ઘણી રકઝક થઇ, પણ આખરે મઘપંડિતે વિચાર્યું કે બહુ હઠ કર્યાથી આવો સારો વર હાથમાંથ. ચાલ્યો જશે માટ આ વખતે નમતું મુકવું ઠીક છે. એમ વિચારી ત્હેણે વિદ્યાધિરાજનું કહેવું માન્ય રાખ્યું, અને બન્ને વેવાઇઓએ શુભ લગ્ન જોવરાવીને, શિવગુરૂનુ મઘપંડિતની કન્યા સાથે લગ્ન કરી દીધું. શિવગુરૂની આ પત્નીનું નામ સતી હતું. એ ઘણી સુશીલ અને પતિવ્રતા સ્ત્રી હતી. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને બન્ને જણાંએ વૈદિક કર્મોમાં ચિત્તને પરોવી દીધું. વિવાહ સમયે જે જગ્યાએ હવન થયો હતો તેજ જગ્યાએ શિવગુરૂ રોજ અગ્નિહોમ કરતો હતો. એમના યજ્ઞ કુંડમાં અગ્નિ કદી શાંત થવા પામતો નહિ. એ યજ્ઞ કુંડ આગળ પતિ પત્ની સ્હવાર સ્હાંજ ઇશ્વરોપાસના કરતાં

અને વેદ ભણતાં. બાકીનો સમય અતિથિ સત્કારમાં, વિદ્યાર્થીઓને ભણાવવામાં તથા શાસ્ત્રોની ચર્ચા કરવામાં વ્યતીત થતો. એ પ્રમાણે ઘણો સમય વીતી ગયો પણ શિવગુરૂની પત્નીને કાંઇ સંતાન થયું નહિ. એથી બન્નેના મનને ઘણો સંતાપ થતો હતો. પુત્રની વાંચ્છનાથી પતિ પત્નીએ શિવજીની એકાગ્ર ચિત્તે આરાધના કરવા માંડી. એમ કહેવાય છે કે આ પ્રમાણે ઘણા વર્ષ સુધી પૂજાર્ચના કર્યા પછી, એક દિવસ શિવગુરૂએ સ્વપ્નમાં જોયુ કે, એક વૃદ્ધ બ્રાહ્મણ ત્હેના ઓશીકા આગળ ઉભો રહીને કહી રહ્યો છે 'બેટા ! હું ત્હારી પૂજાથી પ્રસન્ન થયો છું. માગ કાંઇ વરદાન ' ' શિવગુરૂએ સ્વપ્નાવસ્થામાંજ વરદાન માગ્યું કે ' મહારાજ ! આપના જેવો સદ્‌ગુણસંપન્ન એક પુત્ર મ્હારે ઘેર જન્મે એજ હું પ્રાર્થના કરૂં છું.' 'તથાસ્તુ' કહીને બ્રાહ્મણ ચાલ્યો ગયો. ત્યાર પછી થોડા દિવસોમાં શિવગુરૂની પત્ની સતીએ ગર્ભ ધારણ કર્યો અને યથાસમયે શુભ લગ્નમાં, ' સૂર્ય, ભોમ અને શનિ પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહ્યા હતા અને ગુરૂ કેન્દ્રસ્થાનમાં હતો ત્યારે સતીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ પુત્રના જન્મથી શિવગુરૂ અને સતીના આનંદનો પાર રહ્યો નહિ. નામકરણ સંસ્કાર કરીને ત્હેમણે બાળકનું નામ શંકર પાડયુ. શંકર સ્વામીનો જન્મ કયા વર્ષમાં થયો તે વિષે પણ વિદ્વાનોમાં ઘણો મત ભેદ છે. સાધારણ રીતે એમ મનાય છે કે ત્હેમનો જન્મ વિક્રમ સંવત્ ૮૪૫માં અર્થાત્ ઈ. સ. ૭૮૮માં થયો હતો.

શંકરાચાર્યનું બાલ્ય જીવન ઘણું અદ્‌ભૂત અને ચમત્કારિક છે. એમ કહેવાય છે કે એક વર્ષની વયમાં ત્હેમણે માતૃભાષાનો અભ્યાસ કર્યો હતો. બીજા વર્ષમાં માતાના ખોળામાં બેસીને અદ્‌ભૂત-સ્મરણ શક્તિને લીધે, માતાના મુખમાંથી નીકળેલાં પુરાણો વગેરેનાં આખ્યાનોને કંઠસ્થ કર્યા હતાં; ત્રીજા વર્ષમાં શંકરના પિતા શિવગુરૂનુ મૃત્યુ

થયું. ચોથા વર્ષમાં તો એમનું જ્ઞાન મહા પંડિત જેવું થયું. પાંચમા વર્ષમાં એમને જનોઇ દઇને ગુરૂ ગૃહે વિદાય કરવામા આવ્યા. છ વર્ષની ઉમરે શંકરાચાર્ય સર્વ શાસ્ત્ર અને સર્વ વિદ્યામાં સારા પંડિત થઇ ગયા. એ વખતે વેદમાં એ બ્રહ્મા સમાન, તાત્પર્ય સ્હમજવામાં બૃહસ્પતિ સમાન અને સિદ્ધાન્તમાં વ્યાસ સમાન હતા.

હાલના જમાનામાં ઘણાઓને શંકરાચાર્યની અદ્ભૂત સ્મરણ શક્તિની આ વાત ઠંડા પહોરના ગપાટા જેવી લાગશે. ત્હેમને વિશેષ કાંઈ ન કહેતાં બંગાળી સંવત્ ૧૩૧૫ ના વૈશાખ માસમાં ૧૧ મી તારીખના 'હિતવાદી' પત્રમાં "અદ્ભૂત સ્મરણ શક્તિ" મથાળા નીચે જે પ્રબંધ પ્રગટ થયો છે તે નીચે અક્ષરશઃ ઉતારી લેવાની રજા માગીએ છીએ. એ ઉપરથી વાંચકો અનુમાન કરી શકશે કે, આપણા અધઃપતનના સમયમાં પણ મનુષ્ય સમાજમાં અદ્ભૂત સ્મરણ શક્તિવાળા બાળકો દીઠામાં આવે છે. તો પછી વિદ્યાધિરાજના પૌત્ર અને શિવગુરૂ તથા સતી જેવાં સંસ્કારી માતપિતાના પુત્રમાં અસાધારણ બુદ્ધિબળ અને સ્મરણ શક્તિ હોય ત્હેમાં કાંઇ આશ્ચર્ય નથી. 'હિતવાદી' પત્રમાં જે લખાણ પ્રગટ થયું હતું ત્હેનું ભાષાન્તર નીચે મુજબ છે.

"ભારતમાં વર્ણાશ્રમ ધર્મની અવનતિની સાથે સાથે આર્યજાતિના શીર્ષસ્થાનીય બ્રાહ્મણોનું ઘોર અધઃપતન થયુ છે. બ્રાહ્મણોની અસાધારણ બુદ્ધિ, અલોકસામાન્ય પ્રતિભા, નિસ્પૃહતા અને તેજસ્વિતા હાલમાં લુપ્તપ્રાય થઈ ગયાં છે એ વાત ખરી, પણ આ ઘોર દુર્દિનમાં પણ બ્રાહ્મણોમાં જે મેધા, બુદ્ધિમત્તા અને સ્મરણશક્તિનો પરિચય મળી આવે છે, તેવી બુદ્ધિમત્તા અને સ્મરણ શક્તિ પૃથ્વીના બીજા કોઇ પણ દેશમાં, બીજી કોઈ પણ જાતિમાં મળી નહિ આવે. એક વર્ષ થયાં, પુણ્યતીર્થ કાશી નગરીમાં બે બ્રાહ્મણ બાળક આવ્યા છે. એ બન્ને બાળક અત્યંત મેધાવી અને બુદ્ધિમાન છે. વાંચકોનું કૌતુહલ નિવારણ

કરવા સારૂ ત્હેમની બન્નેની છબીઓ અત્રે આપીએ છીએ. જે બાળક દંડ, કમંડળ, અજિન, મેખલા, કૌપીન અને બહિર્વાસ ધારણ કરીને ઉભો છે ત્હેણે પાંચ વર્ષની વયમાં હિન્દી, બંગાળી, અંગ્રેજી અને સંસ્કૃત ભાષાના અનેક ગ્રન્થો વાંચ્યા હતા અને પાણિનિનું અષ્ટાધ્યાયી વ્યાકરણ આખુ કંઠસ્થ કર્યું હતું. ૭ વર્ષની વયે યજ્ઞોપવીત ધારણ કરીને વેદમાં વર્ણવ્યા પ્રમાણે કઠોર બ્રહ્મચર્ય પાળીને સામવેદનો અભ્યાસ કરવા માંડ્યો છે. હમણાં એ બાળકે આઠમા વર્ષમાં પ્રવેશ કર્યો છે. બીજો બાળક એનો ન્હાનો ભાઇ છે. એ પણ ચાર પાંચ ભાષાથી જાણીતો થયો છે, તે હાલમાં પાણિનિ ભણે છે. એનુ વય પાંચ વર્ષનું છે. ગણિતશાસ્ત્રમાં ત્હેનો અધિકાર અસામાન્ય છે. એમનો પિતા અને ગુરૂ શ્રીમદ્ વંશધર સરસ્વતી અગ્નિ હોત્રી એક યાજ્ઞિક બંગાળી બ્રાહ્મણ છે. વેદના વિધાન પ્રમાણે અરણી કાષ્ઠનો શુદ્ધ અગ્નિ સળગાવીને શ્રૌત અને સ્માર્ત પંચાગ્નિ વડે અનેક પ્રકારના યજ્ઞ કરે છે અને વિદ્યાર્થીઓને વેદ ભણાવે છે. કાશીધામમાં જનારા યાત્રાળુઓ હાલમાં મદનપુરા નામક મહોલ્લામા ૨૦૭ નબરના ઘરમાં ત્હેમને મળી શકશે. ત્યહાં આગળ ઉપર જણાવેલા બે બાળકોને તથા યજ્ઞશાળામાં હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા, અગ્નીધ્રઃ અને આચાર્ય તથા ચિર પ્રજ્વલિત અગ્નિ દેવતાનાં દર્શન કરીને અને વેદધ્વનિ શ્રવણ કરીને યાત્રાળુઓ આનંદિત થશે."

શંકર જે સમયમાં ગુરૂને ઘેર નિવાસ કરતા હતા તે સમયમાં એક જાણવાજોગ બનાવ બન્યો હતો. એક દિવસ આશ્રમના બીજા બ્રહ્મચારીઓની સાથે શંકર પણ ભિક્ષા માગવા નીકળી પડ્યા. ભિક્ષા માગતા માગતા તેઓ એક ગરીબ બ્રાહ્મણને ઘેર જઇ પહોંચ્યા. એ સમયે બ્રાહ્મણ ઘેર નહોતો. એ પોતે દારિદ્રય–પીડિત હોવાથી ગામમાં ભિક્ષા માગવા સારૂ ગયો હતો. ત્હેની સુશીલ પત્ની એ સમયે ઘરમાં

હતી. પોતાને ઘેર વિદ્યાર્થીઓ ભિક્ષા માગવા આવતા જોઇને હેના હૃદયમાં ઘણી ઉંડી લાગણી થઇ અને હેણે ઘણાજ ખેદપૂર્વક શંકરને નીચે પ્રમાણે કહ્યું " બેટા ! હમે ઘણાં ભાગ્યહીન છીએ. હમારા જેવાં કંગાળ માણસો ઘણાં થોડાં હશે. હમને લોકોને ભિક્ષા આપવા જેટલી શક્તિ પણ હમારામાં નથી. અતિથિને ખાલી હાથે જવા દેવો એ ધર્મવિરુદ્ધ હોવાથી આ એક આમળાનું ફળ આપું છું તે લઈ જાઓ. " બ્રાહ્મણપત્નીની એ ખરા અંતઃકરણની ભિક્ષા લઇને શંકર ગુરૂના આશ્રમમાં પાછા આવ્યા, પણ એ બ્રાહ્મણીની કરૂણામયી વાણીએ અને ધર્મ ઉપરની હેની શ્રદ્ધાએ હેમના મન ઉપર મજબુત અસર કરી. સંસારમાં કેવા પ્રકારનાં દુઃખ છે હેનો હેમને પ્રત્યક્ષ અનુભવ થયો અને વૈરાગ્યનાં બીજ એ સમયથી હેમના હૃદયમાં ઉંડાં રોપાયાં.

શંકરવિજયના લેખક માધવાચાર્ય એવું જણાવે છે કે શંકર સાત વર્ષની વયેજ સમાવર્તન સંસ્કાર કરીને ગુરૂને ઘેરથી પાછા આવ્યા હતા; અને ત્યાર પછી સોળ વર્ષની ઉમર સુધી માતાની પાસે રહીને માતાની સેવા કરી, પણ હાલના વિદ્વાનો એ લખાણને અતિશયોક્તિ ભરેલું માને છે. હેમનો સિદ્ધાન્ત એવો છે કે શંકર લગભગ યુવાવસ્થાનો આરંભ થતાં સુધી ગુરૂના આશ્રમમાં રહ્યા હતા અને હેમની બુદ્ધિ ત્યાંજ પરિપક્વ થઇ હતી. ખરૂં જોતાં બ્રહ્મચર્યાશ્રમમાંથીજ શંકરને ગૃહસ્થાશ્રમ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેટલા સારૂ વિદ્યાભ્યાસ કરીને ઘેર પાછા આવ્યા પછી હેમણે લગ્ન કરવાની સાફ ના કહી હતી; અને સ્નાતક બ્રહ્મચારીનું જીવન ગાળ્યું હતું. એ સમયમાં એ પોતાના ગામના વિદ્યાર્થીઓને ભણાવતા હતા તથા કાળા હરિણનું ચામડું પહેરતા હતા. વિદ્યાર્થીઓને ભણાવી રહ્યા પછી જે અવકાશ મળતો હેમાં સતશાસ્ત્રોનો અભ્યાસ કરતા અને બૌધ ધર્મના સિદ્ધાન્તોની સત્યાસત્યતાનો વિચાર કરતા.

ઘેર આવ્યા પછી થોડાકજ દિવસોમાં શંકરની વિદ્યાની ખ્યાતિ મલબાર દેશમાં ફેલાઇ ગઇ. ત્યાંના રાજાના સાંભળવામાં પણ શંકરની કીર્તિ આવી. એ રાજાને વિદ્યાનો ઘણો શોખ હતો અને તેની રાજસભામાં અનેક વિદ્વાનો બિરાજતા હતા. શંકરની વિદ્વત્તાની વાત સાંભળીને રાજાને તેમનાં દર્શન કરવાની પ્રબલ ઇચ્છા ઉત્પન્ન થઇ. તેણે વિચાર્યું હતું કે શંકરને મ્હારી રાજસભામાં સભાસદ નીમીને મ્હારા રાજ્યની શોભામાં વૃદ્ધિ કરીશ. એ હેતુથી તેણે પોતાના પ્રધાનને શંકરની સેવામાં મોકલ્યો. મંત્રીએ શંકરની સેવામાં હાજર થઇને રાજાની તરફથી એક હાથી અને કેટલીક મોહરો ભેટ મૂકી વિનતિ કરી કે; "મલબારના રાજા કે જેમની સભામાં મ્હોટા મ્હોટા વિદ્વાનો વિદ્યમાન છે તે આપના દર્શનની અભિલાષા રાખે છે, માટે આપ મ્હારી સાથે પધારીને રાજાની રાજસભાને વિભૂષિત કરો." શંકરે મંત્રીની વિનતિ સાંભળીને ઉત્તર આપ્યો; "વેદોમાં આજ્ઞા છે કે, બ્રહ્મચારીએ મૃગછાલા પહેરવી અને ભિક્ષા માગીને ખાવું, એમ કર્યાથી તેનું આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય છે. હું એ ધર્મને છોડીને આડંબરમાં ફસાઈ જાઉં તો મ્હને કદી સુખ થાય નહિ. શાસ્ત્રોમાં જે જે કામનો નિષેધ છે તે કર્યાથી મ્હને કદી લાભ થઇ શકે નહિ. આપ મ્હારી તરફથી મહારાજા સાહેબને નિવેદન કરજો કે, આપ પોતાની પ્રજાના પિતા છો. આપનો ધર્મ એ છે કે આપના તાબાની પ્રજાને ધર્મના માર્ગ ઉપર ચલાવવી. મ્હને મ્હારા બ્રહ્મચર્ય ધર્મનો ત્યાગ કરવાની લાલચ બતાવવી એ આપને યોગ્ય નથી. આપે મોકલેલી બધી વસ્તુઓ ગૃહસ્થાશ્રમીને માટે ઉપયોગી છે, મ્હારા જેવા બ્રહ્મચારીને માટે નહિ." એમ કહીને શંકરે એ બધી કિંમતી ભેટો સ્વીકારવાની સાફ ના કહી.

રાજાનો મંત્રી શંકરની આવી ગંભીરતા તથા ધર્મમાં દૃઢતા

જોઈને આશ્ચર્ય પામી ગયો અને નમ્રતા પૂર્વક શંકરને પ્રણામ કરી રાજા પાસે ગયો. મંત્રીને મ્હોએ શંકરની પ્રશંસા સાંભળીને રાજાનાં મનમાં શંકરનાં દર્શન કરવાની ઇચ્છા અધિક પ્રબલ થઇ પડી. આ વખતે રાજા જાતે શંકરને ઘેર ગયો. તે વખતે શંકર કાળા હરિણનું ચામડું પહેરીને આસન ઉપર બેસીને વિદ્યાર્થીઓને શાસ્ત્રનું રહસ્ય સ્હમજાવી રહ્યા હતા.

શંકરની ઉમ્મર આ સમયે સોળ વર્ષ કરતાં વધારે નહોતી. ત્હેમની ન્હાની વય સાથે ત્હેમની અગાધ વિદ્યાને સરખાવી જોતાં રાજા ઘણો આશ્ચર્ય પામી ગયો અને ઘણા વિનયપૂર્વક શંકરની પાસે ગયો. શંકરે ઘણા આદરપૂર્વક રાજાની આગતાસ્વાગતા કરી તથા કુશળ સમાચાર પૂછ્યા. બન્ને જણા એકજ આસન ઉપર બેસી ગયા. રાજાએ દસહજાર સોના મહોરો તથા પોતાનાં રચેલાં ત્રણ નાટકો શંકરાચાર્યને ભેટ આપ્યાં. શંકરે એ ત્રણ નાટકો તો રાખી લીધાં પણ સોના મહોર પાછી આપી દીધી અને કહ્યું કે "નૈષ્ઠિક બ્રહ્મચારીને માટે પોતાની પાસે ધન રાખવામાં હાનિ છે. એમ કર્યાથી એ દોષમાં પડે છે. ધન ગૃહસ્થોને ઉપયોગી છે. આપ એ ધનને બીજા અધિકારી મનુષ્યને આપી દેજો કે જેથી એ પોતાના કુટુંબનું ભરણપોષણ કરીને આપને આશીર્વાદ આપશે." ત્યાર પછી શંકરે રાજાનાં રચેલાં એ ત્રણે નાટકો વાંચ્યાં અને ત્હેમની ઘણી પ્રશંસા કરી. દિલગીરીની વાત છે કે એ નાટકો હજુ સુધી આપણને મળી આવ્યાં નથી.

રાજા અને શંકરની વચ્ચે ઘણા લાંબા સમય સુધી પ્રેમપૂર્વક વાર્તાલાપ થતો રહ્યો. આખરે રાજાએ જવાની રજા માગી. શંકરે આશીર્વાદ આપ્યો કે; "હે રાજન્ ! પરમેશ્વર ત્હમારી સર્વ મનોકામના પૂર્ણ કરશે." એ ઉપરથી રાજાએ વિનતિ કરી કે "મ્હારે ઘેર સંતાન નથી માટે આપ એવો કોઈ ઉપાય બતાવો જેથી સંતાન

થાય." શંકરે રાજાને પુત્રેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપીને ઘણા આદરપૂર્વક વિદાય કર્યો.

શંકરને સંસ્કૃત, પ્રાકૃત અને માગધી ભાષાઓનું સારૂં જ્ઞાન હતું તેથી ત્હેમની પાસે એ વિષયોનું જ્ઞાન મેળવવા અનેક વિદ્યાર્થીઓ આવતા હતા. શંકરે પોતાના શિક્ષણ અને ઉપદેશથી અનેક બ્રાહ્મણ વિદ્યાર્થીઓનું જીવન સુધારી દીધું હતું; અને એ ગુણને લીધે આસ-પાસના લોકોના હૃદયમાં ત્હેમના પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થયો હતો.

આ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન તથા માતાની સેવા કરવામાં શંકરે કેટલોક સમય ઘર આગળ વ્યતીત કર્યો. માતા અને પુત્રમાં દિનપ્રતિદિન એટલો બધો સ્નેહ વધતો જતો હતો કે એ બન્નેનો વિયોગ અસંભવ જણાતો હતો. એમનો એ સ્નેહ જોઈને બહારના લોકોને એવું લાગતું હતું કે, શંકર બધી લૌકિક કામનાઓથી મુક્ત છે પણ માતાનો સ્નેહ એમને સંસારની બહાર નહિ જવા દે. એ સમયમાં શંકરન સગાંસંબંધીઓએ ત્હેમનું લગ્ન કરવાનો વિચાર કર્યો. શંકરના મનમાં એ વખતે કાંઇ જુદાજ પ્રકારના વિચાર ઘોળાયા કરતા હતા, અને ત્હેમના બન્ધુઓ ત્હેમને ગૃહસ્થાશ્રમની બેડીમાં બાંધવા માંગતા હતા. પરન્તુ શંકર એક ઉચ્ચ હૃદયના પુરૂષ હતા. જગતના પ્રલોભનો ત્હેમને પોતાને વશ કરે એ સંભવિત નહોતું. શંકર સારી રીતે સ્હમજતા હતા કે, હું બ્રાહ્મણ છું. મ્હારા પિતા મ્હને ન્હાની વયનો મૂકીને દેવલોક પામ્યા છે, તોપણ માતાની કૃપાથી મ્હેં બ્રાહ્મણના પ્રથમ આશ્રમ અર્થાત્ બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન કર્યું છે. મ્હેં એવી માતાનું દુધ પીધું છે જ્હેનામાં આદર્શ બ્રાહ્મણ પત્નીના બધા ગુણ વિદ્યમાન છે. ધર્મની સેવા કરવા ખાતર એ માતા જરૂર પોતાના એકના એક પુત્રને પોતાથી વિખૂટો પડવાની રજા આપશે. માતા કરતાં પણ હજાર ગણી અધિક પ્રિય, સત્ય ધર્મનો

ઉપદેશ કરનારી શ્રુતિ આજકાલ ઘણી ખરાબ અવસ્થામાં છે. બૌદ્ધ અને જૈન ધર્મીઓ દ્વારા ત્હેનો અનાદર થઈ રહ્યો છે. ત્હેનો ઉદ્ધાર કરવાની આવશ્યકતા છે. હું બ્રાહ્મણ છું અને મ્હારી આંખ આગળ વેદધર્મ ઉપર મિથ્યા કલંક લગાડવામાં આવે તો મ્હારા જીવતરમાં ધૂળ પડી. જગત સાચા ધર્મથી અજાણ્યુ રહીને અંધકારના ઉંડા ખાડામાં પડ્યું રહે અને હું બ્રાહ્મણનો પુત્ર થઇને ત્હેને પ્રકાશ બતાવવાનો યત્ન ન કરૂં તો મ્હારા બ્રાહ્મણત્વને કલંક લાગશે.

શંકરના મનમાં આવા પ્રકારના ઉચ્ચ અભિલાપ ઉત્પન્ન થતા હતા. ત્હેમણે મનમાં વિચાર કરી રાખ્યો હતો કે, માતાની આજ્ઞા લઇને મ્હારો ઉદ્દેશ પૂરો પાડવા હું કામ આરંભીશ. બીજી તરફ ત્હેમની માતા અને બીજાં સંબંધીઓ ત્હેમના લગ્નની પેરવી કરી રહ્યાં હતાં. શંકરને એ વાતની ખબર પડી ગઈ એટલે ત્હેમણે એક દિવસ લાગ જોઇને પોતાની વૃદ્ધ માતા આગળ શાસ્ત્રાનુસાર વૈરાગ્ય ધર્મનો ઉપદેશ દેવા માંડ્યો અને એજ પ્રસગે સ્પષ્ટ જણાવી દીધું કે, મ્હારી ઇચ્છા વિવાહ કરવાની નથી. ત્હેમણે માતાને કહ્યું કે 'મા! આ જગત નાશવંત છે, ત્હેની સાથે પ્રેમ બાંધવો વ્યર્થ છે. જો ધ્યાનપૂર્વક જોશો તો જણાશે કે જગતમાં કોઇની સાથે કોઇનો સંબંધ નથી. કોણ જાણે છે કે આગલા જન્મમાં આપણે ક્યહાં હતાં અને કોની કોની સાથે આપણે સંબંધ હતો? માતા! ત્હને ખબર છે કે આગલા જન્મોમાં ત્હમે કેટલા પુત્રોને જન્મ આપ્યો હતો તથા કેટલાંને લાડ લડાવીને પરણાવ્યા હતા. બતાવો એ બધા પુત્રો ક્યહાં છે? સંસારનો મેળો કેવળ થોડા દિવસનો છે. એના પ્રેમમાં બંધાઇ જવું એ બુદ્ધિમાનનું કામ નથી. મ્હને આ દુનિયામાં કોઇ પણ પ્રકારનું સુખ દેખાતું નથી. માતા મ્હને આજ્ઞા આપો કે, હું ચતુર્થાશ્રમમાં પ્રવેશ કરીને આ સંસારનાં દુઃખોથી મુક્તિલાભ

મેળવું. મ્હને ગૃહસ્થાશ્રમમાં કાંઈ પણ સુખ દેખાતું નથી. મ્હારા ઉપર કૃપા કરીને મ્હને લગ્નના બંધનમાં ન નાંખો. ગૃહસ્થાશ્રમની ફરજો મ્હારા ઉદ્દેશમાં અનેક પ્રકારની અડચણો નાંખશે અને મ્હારે એ અડચણોથી દૂર રહેવું છે.”

એટલું કહીને શંકર માતાના ચરણમાં ઢળી પડયા. શંકરની પ્રાર્થના સાંભળીને તથા ત્હેની ટુંકી વય ધ્યાનમાં લઈને માતાનું હૈયું ભરાઈ આવ્યુ. એ ચોધાર આંસુએ રોવા લાગી. ત્હેણે કહ્યું “બેટા! મ્હારા ઘડપણ સ્હામું જો. ત્હારા આવા કઠિન સંકલ્પને છોડી દે, અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર. તું નથી જાણતો કે શાસ્ત્રમાં ગૃહસ્થાશ્રમની બરોબર બીજો કોઇ આશ્રમ ગણ્યો નથી? બધા આશ્રમોનો આધાર એ આશ્રમ ઉપર રહ્યો છે. શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ચાલ અને સંસારમાં પડ. ત્હારે ઘેર છોકરાં છૈયાં થઇ જાય ત્યહારે ખુશીથી સંન્યાસ લેજે. તું નથી જાણતો કે આ દુનિયામાં કેવળ તુંજ મ્હારી આંખની કીકી છે. ત્હારા વિના આખા જગતમાં મ્હારે સારૂ અંધકાર વ્યાપી રહેલો છે. ત્હારા વગર હું કેવી રીતે જીવી શકું?” આ પ્રમાણે માતાએ ઘણો વિલાપ કર્યો. શંકરે વિચાર્યું કે પોતાનાથી વિખુટી પડવાનું માતા કદી પસંદ કરે એમ નથી. આ વખતે એ મ્હારી વિનતિ માન્ય કરશે નહિ. એને માટે ફરીથી કોઇ યોગ્ય અવસર શોધવો પડશે.

દૈવયોગે એવો અવસર પણ થોડા દિવસમાં આવી મળ્યો. શંકર એક દિવસ સ્નાન કરવાની ઇચ્છાથી એક ઘણી ઉંડી નદીમાં ગયા. એ નદીમાં જરા ઉંડા જતાં વારજ એક મગરે ત્હેમનો પગ પકડયો. આ લાગ સાધીને શંકરે માતાને બૂમ પાડી કે, “મા! પાણીમાં મગરે મ્હારો પગ પકડયો છે, અને તે મ્હને ખેંચી જાય છે! હે માતા! હું શું કરૂં? એક પગલું પણ ખસવાને હું શક્તિમાન નથી; કેમકે તે મગર બલવાન છે તેમજ ત્હેણે પોતાનું મ્હોં પણ ફાડેલું છે.”

પુત્રનો સ્વર સાંભળીને માતા પણ કિનારા ઉપર દોડી આવી અને ઘણો શોક કરવા લાગી. માતાનો વિલાપ સાંભળીને શંકરે કહ્યું, "હે માતા ! જો હુ ત્હારી રજા લઇને સંન્યાસનો સંકલ્પ કરૂં તો આ મગર મ્હારો પગ છોડી દેશે. માટે તું આજ્ઞા આપે તો હુ સંન્યાસનો સંકલ્પ કરૂં."

માતાની સ્થિતિ અત્યારે સૂડી વચ્ચે સોપારીના જેવી હતી. એણે વિચાર કર્યો કે સંન્યાસી થઇને પણ પુત્ર જીવતો રહેશે તો ત્હેનું ફરીથી દર્શન તો થશે, પરન્તુ મૃત્યુ પામશે તો દર્શન થવાનો કદિ સંભવ નથી. એમ વિચારીને ત્હેણે શંકરને સંન્યાસી થવાની રજા આપી.

માતાની આજ્ઞા મળ્યાથી શંકરે ત્હાં ને ત્હાંજ સંન્યાસ વ્રતનો સંકલ્પ કર્યો અને કોઇ યુક્તિથી મગરના મ્હોંમાંથી પોતાનો પગ કાઢી લઇને સહિસલામત બહાર નીકળી આવ્યા. ત્હાર પછી ત્હેમણે માતાને વિનયપૂર્વક કહ્યું "મા ! હવે મ્હારે સંન્યાસને સારૂ જે વિધિ કરવાની હોય તે બતાવો. મ્હારા સંન્યાસી થયાથી ત્હમારે કોઇ વાતે મુંઝાવું નહિ. ત્હમને કદાચ શંકા હશે કે શંકર સંન્યાસી થશે તો મ્હને અન્નવસ્ત્ર કોણ આપશે? તો એને માટે મ્હારા પિતાજીની મિલ્કત છે. જે લોકો ત્હેના વારસ થશે તે લોકો અવશ્ય ત્હમારૂં ભરણ પોષણ કરશે. વળી ત્હમને શંકા થશે કે હું માંદી થઇશ ત્હારે મ્હારી સેવા ચાકરી કોણ કરશે અને મરી જઇશ ત્હારે મ્હારો અગ્નિસંસ્કાર કોણ કરશે? તો એને માટે મ્હારો એટલોજ ખુલાસો છે કે, ત્હમે માંદાં પડશો ત્હારે આપણા પિતરાઇઓ ત્હમારી ખબર રાખશે. કારણ કે મ્હારા પિતાનું ધન તેઓને મળવાનું હોવાથી લોક લાજે પણ એમને ત્હમારી બરદાશ કરવી પડશે, અને તેજ લોકો મૃત્યુ પછી ત્હમારો અગ્નિસંસ્કાર કરશે."

શંકરનાં છેવટનાં વચનો ત્હેમની માતાને અસહ્ય થઈ પડયાં;

ત્હેમણે કહ્યું "ત્હેં સંન્યાસ ધારણ કરવાનો સંકલ્પ કર્યો અને તેથી જળચરના મ્હોંમાંથી ત્હારો ઉદ્ધાર થયો એ તો મ્હને ગમ્યુ. પણ હું મરી જાઉં ત્હારે તું ગમે ત્હાં હોય ત્હાંથી આવીને મ્હારો સંસ્કાર કરજે. મરણ પછી ત્હારે હાથે મ્હારો અગ્નિસસ્કાર પણ ન થાય તો પછી ત્હને જન્મ આપ્યાથી મ્હારૂં શું સાર્થક થયુ તે કહે."

માતાની એવી ચિન્તા જોઇને શંકરે કહ્યું "હે માતા જે વખતે ત્હમે માંદાં થાઓ તે વખતે મ્હને બોલાવી લેજો. એ વખતે ગમે તેટલુ જરૂરનુ કામ હશે તે પડતું મૂકીને હું ત્હમારી સેવામાં હાજર થઇશ અને ત્હમારો દેહ પડયા પછી ત્હેનો અગ્નિસંસ્કાર પણ કરીશ." આ પ્રમાણે માતાને સાંત્વના આપીને તથા અન્ય સગાંસંબંધીઓને માતાની ચાકરી કરવાની વિનતિ કરીને શંકરે ઘરનો ત્યાગ કર્યો.

આ પ્રમાણે સંસારનો ત્યાગ કરીને હાથમાં એક દંડ તથા શરીરે ગેરવાં વસ્ત્ર ધારણ કરીને શંકર કોઈ યોગ્ય ગુરૂની શોધમાં પ્રવાસ કરવા લાગ્યા. એ વખતમાં ભારતવર્ષમાં વેદવેદાંગ અને દર્શનશાસ્ત્રની પ્રત્યેક શાખાને માટે ભિન્ન ભિન્ન સ્થળોએ વિદ્યાપીઠ હતાં. ત્હાં આગળ ભિન્ન ભિન્ન વિષયના ખાસ વિદ્વાનો પોતાના વિષયમાં વિદ્યાર્થીઓને શિક્ષણ આપતા હતા. શંકરને અદ્વૈત શાસ્ત્રનું જ્ઞાન મેળવવું હતું, તેથી ત્હેમણે નર્મદા નદીના કિનારા ઉપર એક આશ્રમમાંના શારદાપીઠને પસંદ કર્યુ. એ આશ્રમના અધિષ્ઠાતા ગોવિંદનાથ નામના એક સાધુ હતા. એ ગોવિંદનાથે સુપ્રસિદ્ધ ઋષિ ગૌડપાદાચાર્ય પાસે શિક્ષણ મેળવ્યું હતું.

શંકરે ત્હેમની સન્મુખ જઇ પ્રદક્ષિણા કરીને દંડવત્ પ્રણામ કર્યા. ત્હાર પછી ગોવિંદનાથ અને શંકરને વાર્તાલાપ થયો. એ વાર્તાલાપ સંબંધી શંકરના બે ચરિત્રલેખકોમાં મતભેદ છે. માધવાચાર્ય જે શંકરને સદાશિવનો અવતાર માને છે તે વર્ણવે છે કે, ગુરૂએ શંક-

રને પૂછ્યું 'તું કોણ છે?' ત્હારે શંકરે ઉત્તર આપ્યો "હે સ્વામિન! હું પૃથ્વી નથી કે પૃથ્વી હું નથી, હું જલ નથી કે જલ હું નથી, હું તેજ નથી કે તેજ હું નથી, હું વાયુ નથી કે વાયુ હું નથી, હું આકાશ નથી કે આકાશ હું નથી; તેમજ પૃથ્વી આદિ ભૂતોના ગુણો હું નથી કે હું પૃથ્વી આદિકના ગુણો નથી, તેમ હું ઇન્દ્રિયો નથી કે ઇન્દ્રિયો એ હું નથી; પરન્તુ સર્વથી અવશિષ્ટ, સર્વ દ્વૈતનો બાધ કરવાથી પણ અબાધિત કેવલ કર્તૃત્વ ભોક્તૃત્વાદિકથી નિર્મુક્ત સર્વોત્તમ ચિદાનંદ હું છું." સારાંશ એ કે શંકર પ્રથમ મુલાકાતેજ ગોવિંદનાથ જેવા આચાર્ય પાસે, અદ્વૈતનું જ્ઞાન મેળવતાં પહેલાંજ અદ્વૈતની વાતો કરે છે! ચિદ્વિલાસનું વર્ણન એથી જૂદા પ્રકારનુ છે અને તે વધારે વિશ્વાસપાત્ર લાગે છે. એના મત પ્રમાણે ગોવિંદનાથનો આશ્રમ હિમાલયમાં હતો. શંકરને જોતાંવાર એમણે પૂછ્યુ ત્હારે શંકરે વિનયપૂર્વક જણાવ્યું કે "હું શિવગુરૂ નામના કેરલનિવાસી બ્રાહ્મણનો પુત્ર છું. મ્હારા પિતા મ્હારી બાલ્યાવસ્થામાં સ્વર્ગવાસ પામ્યા છે અને મ્હારૂં લાલનપાલન મ્હારી સ્નેહાળ માતાએ કર્યું છે. શાસ્ત્રોનું મ્હેં થોડું ઘણું જ્ઞાન મેળવ્યું છે." ત્હાર પછી મગરે પોતાનો પગ ગળ્યાનો વૃત્તાંત સંભળાવીને સંન્યાસ ધર્મની દીક્ષા આપવાની વિનતિ કરી.

શંકરના વૃત્તાંતથી પ્રસન્ન થઇને ગોવિંદનાથે એમને પોતાના આશ્રમમાં દાખલ કર્યા અને શાસ્ત્રની વિધિ પ્રમાણે ત્હેમની પરીક્ષા કરીને યથાસમયે ત્હેમને સંન્યસ્ત આપ્યું. ત્હાર પછી પોતે ગૌડપાદાચાર્ય પાસે અદ્વૈતના જે ઉત્તમ સિદ્ધાન્તો શિખ્યા હતા ત્હેનું જ્ઞાન શંકરને આપવા માંડયું. કેટલાકનું એમ કહેવું છે કે બદરીમાં જે આશ્રમ બંધાયો છે તે ગોવિંદનાથ અને શંકરની પ્રથમ મુલાકાતના સ્મારક રૂપે છે. શંકરાચાર્ય ગોવિંદનાથની પાસે કેટલા સમય સુધી રહ્યા તથા

એમની પાસે એમણે કેટલું શિક્ષણ મેળવ્યું તે જાણ્યામાં આવ્યું નથી, પરંન્તુ શંકરાચાર્યે પોતાના પુસ્તકોમાં શ્રી ગોવિંદ ભાગવતપદના શિષ્ય તરીકે પોતાનો પરિચય આપવામાં ગૌરવ માન્યું છે તે ઉપરથી અનુમાન થઈ શકે છે કે એ કોઈ વિદ્વાન્ પુરૂષ હશે અને શંકરને ત્હેમણે અદ્વૈત સિદ્ધાન્તનું સારૂં શિક્ષણ આપ્યું હશે.

ગોવિંદનાથે જ્યારે જોયું કે શંકરે બ્રહ્મવિદ્યાનું રહસ્ય જાણી લીધું છે અને હવે એ ધર્મ પ્રચારનું કામ કરવા યોગ્ય છે ત્હારે ત્હેમણે એક દિવસ શરદ્ ઋતુમાં શંકરને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો. "હે સૌમ્ય! તું શું જુવે છે? જેવી રીતે બ્રહ્મવિદ્યા ચિત્તને નિર્મળ કરે છે, તેવી રીતે શરદ્ ઋતુએ આકાશને નિર્મળ કરી દીધું છે. મેઘ બધી વનસ્પતિઓને હરિયાળી કરીને કૃતાર્થ થાય છે તથા પોતાની મરજીમાં આવે ત્હાં વિચરે છે. સંન્યાસીઓ પણ દેશનો ઉપકાર કરવા સારૂ અને દેશબંધુઓને પોતાનો મનોહર ઉપદેશ સંભળાવવા સારૂ પોતપોતાની કુટીર છોડીને બહાર નીકળી પડ્યા છે. જેવી રીતે સર્વ પ્રકારની લાલચો જતી રહેવાથી તત્ત્વજ્ઞાનીઓનું તત્ત્વજ્ઞાન ઝળકી ઉઠે છે, તેવી રીતે મેઘના વિખરાઈ જવાથી ચન્દ્રમા અધિક સૌન્દર્ય સાથે ચમકી રહ્યો છે અને ત્હેનો પ્રકાશ એવડો મનોહર લાગે છે. વળી તું બીજું શું જુએ છે? જેવી રીતે રાગદ્વેષ મટી જવાથી ચેહેરા ઉપર પ્રસન્નતાનાં ચિહ્ન દેખાય છે, તેવી રીતે મેઘના ચાલ્યા જવાથી તારાઓ નિર્મળ પ્રભા સાથે બમણા બળથી ચમકી રહ્યા છે. જેમ શરીરે ભસ્મ ચોપડીને, હાથમાં કમંડળ ધારણ કરીને અને શરીરે ગેરૂવાં વસ્ત્ર ધારણ કરીને કોઈ સંન્યાસી ઉભો હોય તેમ આ શરદ્કાલ પણ ચાંદની રૂપી ભસ્મનો લેપ કરીને, ચંદ્રના મંડળરૂપ કમંડળ ધારણ કરીને, અને લાલ પુષ્પોરૂપી વસ્ત્રોથી વીંટળાઈને સંન્યાસી જેવો દેખાય છે. જેમ ત્હારૂં મન અત્યંત ગંભીર, પાપ વિનાનું,

અક્ષોભ્ય, રજોગુણરહિત અને પરમ હંસોના સમાગમથી શોભાયમાન છે તેમ સરોવરનું જળ પણ આ મોસમમાં અત્યંત ગંભીર, કાદવ વગરનું ક્ષોભરહિત, અને કિનારે બેઠેલા હંસની સંગતિથી શોભાયમાન છે. તાત્પર્ય એ કે ત્હારૂં મન શરદ્ ઋતુના સરોવરના જળની પેઠે ગંભીર, નિર્મળ, અક્ષોભ્ય અને શોભાયમાન છે. આજ આ ઋતુમાં ધારણા, ધ્યાન અને સમાધિથી તથા શ્રવણ મનન અને નિદિધ્યાસનથી વર્ષાઋતુના દિવસો ગાળીને પોતાના ચરણની રજ વડે પૃથ્વીને પવિત્ર કરતા મહા પુરૂષો જગતમાં વિચરે છે. એટલા માટે હે શંકર! વેદાન્તના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવા સારૂ અને પાખંડ મતનું ખંડન કરવા સારૂ ત્હમે સત્વર કાશી શહેરમાં જાઓ." ત્હાર પછી ગોવિંદનાથે શંકરને શારીરિક સૂત્રનું ભાષ્ય કરવાની સૂચના કરીને, પરિવ્રાજકનું જીવન ગાળવાની આજ્ઞા આપી.

શ્રી શંકરાચાર્ય ગુરૂના ચરણકમળમાં પ્રણામ કરીને તથા હૃદયમાં ત્હેમના અમૂલ્ય ઉપદેશને ધારણ કરીને ત્હાંથી ધર્મ પ્રચારને અર્થે નીકળી પડ્યા; અને પગે ચાલતા ચાલતા કાશી ધામમાં પહોંચ્યા. ત્હાં આગળ રહેવાથી થોડા દિવસમાંજ ત્હેમની વિદ્વત્તા અને વૈરાગ્યની ખ્યાતિ ચારે દિશામાં ફેલાઈ ગઈ. શંકરે પણ કાશીના પંડિતો અને સંન્યાસીઓના સમાગમથી ઘણે લાભ પ્રાપ્ત કર્યો. શંકરનાં દર્શન કરવા સારૂ અને ત્હેમનો મધુર ઉપદેશ સાંભળવા સારૂ દૂર દેશાવરથી તત્ત્વજિજ્ઞાસુઓ આવવા લાગ્યા.

એક દિવસ એક બ્રાહ્મણનો છોકરો ત્હેમની પાસે આવ્યો. એ નવયુવકના ચહેરા ઉપર વૈરાગ્યનાં ચિહ્ન જણાઈ આવતાં હતાં, ત્હેની વિનીત મુખાકૃતિ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે એનામાં ધર્મના અંકુર વિદ્યમાન છે. એ નવયુવકે આવતાં વારજ શંકરના ચરણમાં દંડવત્ કર્યા. શંકરાચાર્યે ત્હેને પ્રેમપૂર્વક પૂછયું "તું કોણ છે અને

ક્યાંનો રહેવાશી છે.” યુવકે ઉત્તર આપ્યો ‘હું બ્રાહ્મણ છું. ચૌલ દેશમાં કાવેરી નદીને કિનારે મ્હારૂં ઘર છે. હજુ સુધી મ્હારૂં લગ્ન થયુ નથી અને ભવિષ્યમાં લગ્ન કરવાની ઇચ્છા પણ નથી. સંસારના સુખ ઉપર મ્હને વૈરાગ્ય ઉપજ્યો છે. વારે ઘડીએ બીક લાગે છે કે રખે આ સંસાર સાગરમાં કાંઈ ડૂબી તો નહિ જાઉં. એ સસાર સાગરમાંથી પાર ઉતરવાનો ઉપાય શોધવા સારૂ અનેક સાધુ સતોનાં દર્શન કરતો કરતો આપની સેવામાં હાજર થયો છુ. આશા છે કે આપની કૃપાદષ્ટિથી હું સંસાર સાગરને પાર તરી જઇશ.” ત્યહાર પછી એની સાથે ઘણી વાતચીત કરીને શંકરાચાર્યે ખાત્રી કરી લીધી કે નવયુવક પૂરો વિરક્ત અને વિદ્વાન છે. એ વખતે શંકરાચાર્યને એવાજ મનુષ્યોની આવસ્યકતા હતી. ત્હેમણે યુવકના મન ઉપર સન્યાસ ધર્મનું ગૌરવ સારી પેઠે ઠસાવી દીધું અને પછી યથાવિધિ ત્હેને પોતાનો શિષ્ય બનાવ્યો. આ યુવક શકરાચાર્યનો પ્રથમ શિષ્ય હતો. ત્હેનુ નામ સનદન હતું પણ પાછળથી એ પદ્મપાદ નામથી પ્રસિદ્ધ થયા છે. ત્યહાર પછી શંકરે બીજા પણ અનેક શિષ્યો બનાવ્યા.

એક દિવસ એવું બન્યુ કે, શકર પોતાના શિષ્યો સાથે બપોરને વખતે ગંગાસ્નાન કરવા જઈ રહ્યા હતા, રસ્તામાં ત્હેમને એક ચાંડાલ મળ્યો. એ ચાંડાલની સાથે ચાર કુતરા હતા. શંકર સ્વામીએ ત્હેને દૂર ખસી જવાને કહ્યું, તે ઉપરથી ચાંડાલે ઉત્તર આપ્યો “મહારાજ ! શાસ્ત્રોમાં ઉપદેશ છે કે આત્મા એક છે. એ નિર્દોષ, અસંગ, અખંડ અને સચ્ચિદાનદ સ્વરૂપ છે, પછી આપ એમાં ભેદ ભાવ શા સારૂ રાખો છો અને મ્હારી પાસે આવતાં ડરો છો? સમયની વિચિત્રતા જોઇને મ્હને આશ્ચર્ય થાય છે. એક હાથમાં દંડ છે, બીજામાં કમંડળ છે. જ્ઞાનની ગન્ધ પણ નથી છતાં જ્ઞાનીનો ડોળ ઘાલીને ત્હમે લોકો સંસારને છેતરી રહ્યા છો. કહો તો ખરા કે, ત્હમે મ્હને દૂર

ખસી જવાનું તો કહ્યું, પણ એમ કહીને ત્હમે કોને દૂર ખસેડવા માગતા હતા? મ્હારા દેહને કે આત્માને? જો તું મ્હારા દેહને દૂર કરવા ઇચ્છતો હોય તો તે દેહ તો ત્હારા દેહની પેઠે અન્નમય છે. માટે શું ત્હારા દેહ કરતાં મ્હારો દેહ જૂદો છે? વળી એ દેહના સાક્ષીરૂપ આત્માને તું દૂર ખસેડવા માગતો હોય તો તે સાક્ષીરૂપ આત્મા, ત્હારા દેહમાં જે સાક્ષીરૂપ આત્મા રહ્યો છે ત્હેનાથી ભિન્ન છે કે શું?

"આ બ્રાહ્મણ છે અને આ ચાંડાલ છે એવો ભેદભાવ પ્રત્યગ્ આત્માને વિષે ત્હારા જેવા જ્ઞાનીને ઉત્પન્નજ કેમ થયો? સૂર્યનું પ્રતિબિંબ ગંગાને વિષે પડયું હોય કે મદિરામાં પડયું હોય તો પણ તે બેમાં કાંઈ અંતર નથી. તું કદાચ એમ કહીશ કે આત્મા તો ભેદરહિત છે, પણ હું તો અતિ પવિત્ર બ્રાહ્મણના શરીરમાં છું અને તું અતિ પાપિષ્ટ ચાંડાલના શરીરમાં છે. એ બેમાં ભેદ કેમ ન ગણવો? તો મ્હારે કહેવું જોઇએ કે ત્હારા સરખા મુનિએ 'હું પવિત્ર બ્રાહ્મણ છું. હે ચાંડાલ દૂર જા' એવો મિથ્યા આગ્રહ ન રાખવો જોઇએ. પોતાના સ્વરૂપને ભૂલી જઇને ક્ષણભંગુર દેહમાં અહંભાવ રાખવો એ અત્યંત ગેરવ્યાજબી છે, ત્હારૂં આત્મસ્વરૂપ અચિંત્ય, અવ્યક્ત, અનંત, આદિ, અને ઉપાધિ રહિત છે, ત્હેને વિસરી જઇને હાથીના કાનના જેવા ચંચલ આ દેહ ઉપર ત્હને અહંભાવ કેમ પ્રગટ થાય છે? વળી ત્હારા મનમાં એવું આવતું હશે કે લોકોને આચાર વ્યહવાર શિખવવા ખાતર મ્હારે એવું કરવું જોઇએ, તો હું ત્હને પૂછવા માગું છું કે, મુક્તિનો માર્ગ બતાવનારી બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કર્યા છતાં પણ તુચ્છ લોકવાયકાની તું પરવા કરે છે? અહો! માયાવીઓમાં શ્રેષ્ઠ એવા પરમાત્માની મ્હોટી ઇન્દ્રજાલમાં ત્હારા જેવા મહાન્ પુરૂષો પણ ડૂબી જાય છે એ આશ્ચર્યની વાત છે."

ચાંડાલનો આ ધર્મોપદેશ સાંભળીને શંકર ઘણાજ પ્રસન્ન થયા.

એમણે એને ધમકાવ્યો નહિ કે, તું અધિકારી નહિ હોવા છતાં વેદાન્તના આવા ગૂઢ રહસ્યની વાત શા સારૂ કરે છે. ઉલટું ત્હેમણે તો ચાંડાલને શાબાસી આપીને કહ્યું "હે દેહધારીઓમાં શ્રેષ્ઠ ! ત્હેં આ સમયે જે કહ્યું છે તે સર્વ સત્યજ છે, ત્હારા જેવા આત્મજ્ઞાનીના ઉપદેશથી 'આ ચાંડાલ છે' એવી ભેદ બુદ્ધિનો હું ત્યાગ કરૂં છું. જે દૃઢ બુદ્ધિવાળા મનુષ્યને સઘળું જગત નિરંતર આત્મરૂપ દેખાય છે તે ગમે તો બ્રાહ્મણ હો કે ચાંડાલ હો, પરન્તુ તે નમસ્કાર કરવા યોગ્ય છે એમ મ્હારૂં માનવું છે.

"જે ચેતનસત્તા વિષ્ણુ આદિકમાં સ્ફુરે છે તેજ ચેતનસત્તા પતંગ આદિક ક્ષુદ્ર જંતુઓમાં પણ સ્ફુરે છે. તેજ ચેતનસત્તા ત્રણે કાલમાં હું છું, બીજા દૃશ્ય પદાર્થ કાંઈ ત્રણે કાલમાં છેજ નહિ, એવી જેની બુદ્ધિ હોય તે ભલે ચાંડાલ હોય તથાપિ મ્હારો ગુરૂ છે.

"આ લોકમાં તે તે વિષયનો અનુભવ કરતી વખતે જે જે વિષયનું જ્ઞાન થાય છે તે, સર્વ મિથ્યાભૂત સર્વ ઉપાધિઓનો બાધ કરવાથી અવશિષ્ટ રહેલું જ્ઞાન માત્ર હું છું; મ્હારાથી વ્યતિરિક્ત કાંઈ પણ નથી, એવી જ્હેની બુદ્ધિ હોય તે ગમે તે હોય તથાપિ મ્હારો ગુરૂ છે, એ પરથી 'તું દૂર જા એમ મ્હેં ત્હારા દેહને દૂર કરવાના હેતુથી કહ્યું નથી તેમ આત્માને દૂર કરવાના હેતુથી પણ કહ્યું નથી; પરંતુ તે બન્નેના તાદાત્મ્યરૂપ અધ્યાસને દૂર કરવાના હેતુથી કહ્યું છે. એ અધ્યાસ જો ત્હારે વિષે ન હોય તો તું મ્હારો ગુરૂજ છે.

આ મેળાપની શંકરાચાર્ય ઉપર ઘણી સારી અસર થઈ અને ત્હેનાથી પ્રેરાઇને ત્હેમણે અદ્વૈત મતની પુષ્ટિમાં કેટલાંક પ્રાચીન પુસ્તકોનાં ભાષ્ય રચવા માંડયાં એ ભાષ્ય રચવા સારૂ ત્હેમણે કાશી કરતાં બદરિકાશ્રમનો એકાંતવાસ વિશેષ પસંદ કર્યો. ત્હાં આગળ ત્હેમણે વેદાન્ત સૂત્રનુ ભાષ્ય લખ્યું. પછી ભગવદ્ ગીતા ઉપર ભાષ્ય

રચ્યું. એ ઉપરાંત હેમણે ગદ્ય અને પદ્યમાં અનેક પુસ્તક લખ્યાં છે. જેવાં કે સનત્સુજાત ભાષ્ય, ઉપદેશ સાહસ્રી અને હરિમીડે ઈત્યાદિ. એ બધાં પુસ્તકો વૈરાગ્ય અને બ્રહ્મવિદ્યા સંબંધી ઉચ્ચ શિક્ષણથી ભરપૂર છે પણ હેમાંએ હેમનાં પહેલાં ત્રણ ભાષ્ય ઘણાં પ્રસિદ્ધ છે અને તે 'પ્રસ્થાનત્રય' કહેવાય છે.

બદરીનારાયણમાં શંકરે એ ભાષ્ય પોતાના શિષ્યોને ભણાવ્યાં. એ ભાષ્યના અભ્યાસમાં પણ સનંદન બીજા વિદ્યાર્થીઓ કરતાં ચ્હડી ગયો. શંકરાચાર્યની એના ઉપર વિશેષ પ્રીતિ હતી. એમણે જાતે પોતાના પુસ્તકોનો ત્રણવાર અભ્યાસ સનંદનને કરાવ્યો હતો. ગુરૂની હેના ઉપર વિશેષ કૃપા હોવાથી બીજા વિદ્યાર્થીઓ હેના ઉપર દાઝે બળતા, અને હેનુ અપમાન કરાવવાની યુક્તિ શોધતા. એક દિવસ એવું બન્યુ કે ચોમાસાની ઋતુમાં શંકર સ્વામી અને હેમના શિષ્યો નદી કિનારે ફરવા ગયા હતા. શંકરસ્વામી એક કિનારે હતા અને બધા શિષ્યો સ્હામે કિનારે હતા. જોતજોતામાં નદીમાં પૂર આવવા માંડયુ. શંકરાચાર્યે વિચાર્યું કે શિષ્યોની પરીક્ષા લેવાનો આ ઠીક સમય છે. એમણે સનંદન શિવાયના બીજા શિષ્યોને એકે એક બૂમ મારીને કહ્યું કે, નદી ઓળંગીને મારી પાસે આવી જાઓ. પણ દરેકે ઉત્તર દીધો કે, નદીમાં પૂર આવ્યુ છે. ઉતરી શકાય એમ નથી. આખરે હેમણે સનંદનને બમ મારી "વત્સ ! જલ્દી મ્હારી પાસે આવી જાઓ." ગુરૂની આજ્ઞા સાંભળતાં વારજ સનંદને નીચે પ્રમાણે કહીને નદીમાં ગોથું માર્યું "ગુરૂભક્તિ, સંસાર સાગરથી પાર ઉતારી શકે છે તો શું તે નદીની પાર નહિ ઉતારે ?" નદીની પાર જઇને સનંદને ગુરૂને પ્રણામ કર્યા. શંકરસ્વામી પણ એ શિષ્યની અદ્વિતીય ભક્તિ જોઇને આશ્ચર્ય પામી ગયા. હેમણે પ્રસન્ન થઇને હેને આલિંગન આપ્યું તથા પદ્મપાદ નામથી વિભૂષિત કર્યો.

ત્યહાર પછી શંકરે ધીમે ધીમે પોતાનાથી ભિન્ન ધર્મવાળાઓ સાથે શાસ્ત્રાર્થ કરવાનો આરંભ કર્યો. એક દિવસ પોતે વિદ્યાર્થીઓને ભણાવી રહ્યા હતા ત્હેવામાં પાશુપત મતના કેટલાક વિદ્વાનો ત્હેમની પાસે આવી બેઠા. પાશુપત મતવાળાઓ અદ્વૈત મતને યુક્તિવિરૂદ્ધ અને પોતાના મતને યૌક્તિક માને છે. પાશુપત ધર્મના લોકો માને છે કે પશુપતિ અર્થાત્ ઈશ્વરે મોક્ષને સારૂ પાંચ પદાર્થોનો ઉપદેશ કર્યો છે. (૧) કાર્ય, (૨) કારણ, (૩) યોગ, (૪) વિધિ અને (૫) દુઃખાન્ત. ત્હેની વ્યાખ્યા તેઓ નીચે પ્રમાણે કરે છે. કાર્ય એટલે ઉત્પત્તિવાળી વસ્તુઃ મહત્ તત્ત્વ આદિ (૨) કારણ એટલે પ્રકૃતિ (૩) યોગ એટલે સમાધિ (૪) વિધિ એટલે સ્નાન વગેરે (૫) દુઃખાન્ત એટલે મોક્ષ. પ્રકૃતિ જગતનું ઉપાદાન કારણ છે અને ઈશ્વર નિમિત્ત કારણ છે અને જીવાત્મા પરમાત્માથી એક જૂદાજ પ્રકારની શક્તિ છે અને ધ્યાનનું ફળ છે. મુક્તિમા જીવાત્માના ગુણ પરમાત્માના જેવા થઈ જાય છે. કારણ કે પરમાત્માનુ ધ્યાન ધરવાથી એના ગુણ જીવાત્મામાં પ્રવિષ્ટ થાય છે અને એ ગુણોમાં પરમાત્માની બરોબર બની જાય છે.

એ મતના વિદ્વાનો સાથે શંકરાચાર્યને લાંબા સમય સુધી શાસ્ત્રાર્થ થતો રહ્યો, જહેનું સવિસ્તર વર્ણન શારીરિક ભાષ્યમાં છે. શંકરસ્વામીની પ્રબળ દલિલો આગળ પાશુપતોનુ કાંઈ ચાલ્યું નહિ. તેઓ પોતાના મતને સિદ્ધ ન કરી શકાયાથી પરાજીત થઈને ચાલ્યા ગયા.

એ સમયે શંકરાચાર્યને પોતાની વિદ્વત્તા અને શક્તિ ઉપર પૂરો ભરૂસો બેસી ગયો હતો. કેટલાક વિદ્વાનો પણ ત્હેમની સાથે ધર્મકાર્યમાં જોડાયા હતા. હવે એમણે અદ્વૈત મતનો પ્રચાર અને વેદ વિરૂદ્ધના મતોનું ખંડન કરવાનો નિશ્ચય કર્યો અને ત્હેને માટે આખા દેશમાં વિદ્યા અને તપશ્ચર્યા માટે સુપ્રસિદ્ધ થયેલા વિદ્વાનોને પોતાન

મતના અનુયાયી બનાવવાનો પ્રયત્ન આરંભ્યો. એ વખતે કુમારિલ ભટ્ટ વિદ્વત્તા અને સદાચારને માટે દેશમાં સુપ્રસિદ્ધ હતા. એમની પ્રશંસા સાંભળીને શંકરાચાર્ય એમને મળવા સારૂ દક્ષિણ તરફ ગયા. કુમારિલભટ્ટાચાર્ય એ સમયના અસાધારણ વિદ્વાન હતા. ત્હેમનું ચરિત્ર પણ અપૂર્વ, રસિક, અને બોધજનક છે, પણ સ્થળ સંકોચને લીધે એનો ટુંકામાં ઉલ્લેખ કરીશું.

કુમારિલ ભટ્ટે બ્રહ્મચર્ય આશ્રમનું યથાર્થ પાલન કરીને શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વેદોના અર્થની મીમાંસા કરીને તેનું ખરૂં રહસ્ય જાણ્યું હતું. વિદ્યા અને કર્મકાંડમાં પ્રવીણતાને લીધે લોકો એમને ભટ્ટપાદ અને સુબ્રહ્મણ્ય પણ કહેતા હતા. એ સમયમાં વૈદિક ધર્મ અવનતિને પ્રાપ્ત થયો હતો અને બૌદ્ધ અને જૈનધર્મ પૂર્ણ વેગમાં હતા. એવે સમયે કુમારિલભટ્ટાચાર્યે વેદના સિદ્ધાંતો જનસમાજને સમજાવવા પોતાનાથી બનતો પ્રયત્ન કર્યો હતો પરન્તુ તેમાં એમને પૂરી સફળતા મળી ન્હોતી, કારણ કે બૌદ્ધ અને જૈનધર્મનાં પુસ્તકોનું ત્હેમને જ્ઞાન નહિ હોવાથી ત્હેમના દોષ ઉપર એ બરાબર કટાક્ષ કરી શકતા નહિ. એ ત્રુટિ પૂરી કરવાના ઇરાદાથી એ વિદ્યાર્થી બનીને બૌદ્ધોની પાઠશાળામાં દાખલ થયા અને ત્હાં રહીને ત્હેમના બધા સિદ્ધાન્ત જાણી લીધા. એક દિવસ એવું બન્યું કે કુમારિલના ગુરૂએ વેદોપર કલંક લગાડીને એને ખરાબ ધર્મ સાબિત કર્યો. પોતાની આંખ આગળ સ્વધર્મની નિંદા થતી જોઈ કુમારિલથી સ્વસ્થ બેસી રહેવાયું નહિ. ત્હેની આંખમાં આંસુ આવી ગયાં. એ ઉપરથી બીજા વિદ્યાર્થીઓને ત્હેના ઉપર શક ગયો. વધારે તપાસ કરતાં ત્હેમની ખાત્રી થઈ કે, આ વિદ્યાર્થી બ્રાહ્મણ છે અને હમારો ભેદ લેવા સારૂ અહીં આવ્યો છે. એ વિદ્યાર્થીઓ કુમારિલનું કાસળ કહાડવા સારૂ યુક્તિ શોધવા લાગ્યા. એક દિવસ કુમારિલ ભટ્ટ એક ઉચા મંદિરની દીવાલ ઉપર બેસીને

વિચાર કરી રહ્યા હતા એટલામાં જગત્‌માં અહિંસા અહિંસાનો ઉપદેશ કરનાર, એ બૌદ્ધધર્મી વિદ્યાર્થીઓએ ત્હેમને જોરથી ધક્કો માર્યો. કુમારિલભટ્ટ જમીન ઉપર પડી ગયા. પડતે પડતે ત્હેમના મુખમાંથી નીચેના શબ્દો નીકળ્યા હતા " શ્રુતિ પોતાના શરણાગતોનાં કયાં દુઃખ નિવારણ નથી કરતી? જો વેદ પ્રમાણ રૂપ છે તો હું અવશ્ય જીવતો રહીશ." એ શબ્દો ઉપરથી પ્રગટ થાય છે કે કુમારિલ ભટ્ટને પોતાના ધર્મ ઉપર કેટલો પ્રબળ વિશ્વાસ હતો. એટલી ઉંચી દિવાલ ઉપરથી પડવાથી કુમારિલ ભટ્ટની એક આંખ ફુટી ગઈ. વેદોના ભક્ત કુમારિલ એને પણ પોતાના કર્મના ફળરૂપ ગણીને સંતોષ માનવા લાગ્યા. કેટલાક એમ કહે છે કે, કુમારિલ ભટ્ટે એ વખતે સંશયાત્મક 'જો વેદ પ્રમાણરૂપ છે, ઇત્યાદિ શબ્દ વાપર્યા હતા ત્હેને લીધે એમની એક આંખ ફુટી ગઇ હતી. અસ્તુ. એ દિવસે કુમારિલ ભટ્ટ ત્યહાંથી ન્હાસી આવ્યા અને બૌદ્ધધર્મીઓનું ખંડન કરવાનુ વ્રત આરંભ્યુ. ઘણા વિદ્વાનોને પરાજીત કરીને તથા અનેક રાજાઓને વેદધર્મના અનુયાયી બનાવીને કુમારિલભટ્ટ સુધન્વા રાજાની કચેરીમાં પહોંચ્યા. એ રાજાની સભામાં અનેક વિદ્વાન્ બિરાજતા હતા, અને રાજા પોતે પણ વિદ્વાન્ ગણાતો હતો. એ રાજા બૌદ્ધધર્મ પાળતો હતો. કુમારિલભટ્ટની પ્રશંસા એણે સાંભળી હતી એટલે ત્હેણે ત્હેમનો સારી પેઠે આદરસત્કાર કર્યો, અને ત્હેમને પોતાની સભાના સભાસદ નીમ્યા. એક દિવસ પંડિતોની સભા ભરાઇ હતી, રાજા પણ એમાં બિરાજ્યા હતા, એવામાં એક વૃક્ષ ઉપરથી કોયલે ટહુકો કર્યો. એનો સુમધુર સ્વર સાંભળીને કુમારિલ ભટ્ટે રાજાને ઉપદેશરૂપે એક શ્લોક કહ્યો જેનો ભાવાર્થ એવો હતો કે હે કોયલ! શ્રુતિને પીડા આપે એવો અવાજ કરનાર, મલિન અને નીચ કાગડા સાથે ત્હારો પ્રસંગ ન થતો હોય તો તું પ્રશંસનીય છે. આ ઉક્તિમાં ગૂઢ અર્થ એવો રહેલો છે કે,

હે રાજા ! જો શ્રુતિ અર્થાત્ વેદની નિંદા કરનારાઓના મતમાં તું ભળ્યો ન હોત તો તું પ્રશંસાને પાત્ર હતો. આ શ્લોક સાંભળીને બૌદ્ધધર્મી વિદ્વાનો ઘણા ગુસ્સે થઈ ગયા. ત્હેમણે વૈદિક ધર્મને અપ્રમાણિક સિદ્ધ કરવાને ઘણા આક્ષેપ કર્યા પણ કુમારિલ ભટ્ટે બધાનો યુક્તિપૂર્વક ઉત્તર આપ્યો. આ વાદવિવાદથી રાજાના મન ઉપર એવી સચોટ અસર થઈ કે એણે કુમારિલ સાથે બૌદ્ધધર્મના મ્હોટા મ્હોટા ઉપદેશકોનો શાસ્ત્રાર્થ કરાવવાનો સંકલ્પ કર્યો. દૂર દેશાવરથી વિદ્વાનો તેડાવવામાં આવ્યા, અને શાસ્ત્રાર્થનો આરંભ થયો. બૌદ્ધધર્મીઓ પોતાના પક્ષનું મંડન અને વૈદિકધર્મનું ખંડન કરતા હતા. કુમારિલ ત્હેમનાથી વિરૂદ્ધ પડીને વેદોનું મંડન અને બૌદ્ધધર્મનું ખંડન કરતા હતા. ઘણા દહાડા સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. બન્ને પક્ષોએ પોતપોતાની વિદ્વત્તાનો પરિચય આપ્યો. વેદોની વિરૂદ્ધ જે જે આક્ષેપો કરવામાં આવ્યા ત્હેના કુમારિલ ભટ્ટે સંતોષજનક ઉત્તર આપ્યા. પણ બૌદ્ધધર્મ ઉપર કુમારિલે જે પ્રબલ આક્ષેપ કર્યા ત્હેનો ઉત્તર સ્હામા પક્ષવાળાઓ સંતોષકારક રીતે આપી શક્યા નહિ. એ શાસ્ત્રાર્થમાં કુમારિલભટ્ટનો વિજય થયો અને રાજાનો વેદ ઉપર પૂજ્યભાવ વધવા લાગ્યો. પણ રાજાને એટલેથી સંતોષ થયો નહિ. ત્હેણે આખા દેશમાંથી પસંદ કરીને ઉત્તમોત્તમ વિદ્વાનોને બોલાવ્યા અને ત્હેમની સાથે કુમારિલનો ફરીથી શાસ્ત્રાર્થ કરાવ્યો. આ સમયે પણ કુમારિલનો વિજય થયો અને રાજાને વેદધર્મની સત્યતા માટે કાંઈ સંદેહ રહ્યો નહિ. હવે એ ખુલ્લી રીતે કુમારિલનો શિષ્ય અને વૈદિકધર્મનો અનુયાયી થયો. એ રાજાની સહાનુભૂતિથી કુમારિલ ભટ્ટને ધર્મપ્રચારના કાર્યમાં સારી મદદ આપી હતી.

કુમારિલ ભટ્ટે જૈમિનિના મીમાંસા શાસ્ત્ર ઉપર વાર્તિક લખ્યું છે, આશ્વલાયન ગૃહ્ય સૂત્ર ઉપર પણ વાર્તિક લખ્યું છે. શાસ્ત્રમાં જે અનેક

રૂપકો આવે છે ત્હેનો કુમારિલ ભટ્ટે ખુલાસો કર્યો છે. દાખલા તરીકે, ઇન્દ્ર અને અહલ્યાની કથા ત્હેમણે નીચે પ્રમાણે સ્હમજાવી છે. ઇન્દ્ર એ સૂર્યનુ નામ છે અને અહલ્યા રાત્રીનુ નામ છે. ઇન્દ્ર અહલ્યાનો યાર એટલા સારૂ કહેવાયો છે કે એ ત્હેને જીર્ણ કરે છે અર્થાત્ ત્હેને દૂર કરે છે. એ વ્યભિચાર કરનારો યાર નથી.

કુમારિલનુ પવિત્ર જીવન અને સત્શાસ્ત્રો ઉપરનો ત્હેમનો પૂર્ણ વિશ્વાસ, ત્હેમના જીવનના પાછલા ભાગ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. જે સમયે શંકરાચાર્ય પોતાના શિષ્યો સાથે કુમારિલને મળવા સારૂ જઈ રહ્યા હતા તે સમયે ત્હેમને શોકજનક ખબર મળ્યા કે, વેદોના ઉદ્ધારને માટે અસાધારણ પુરૂષાર્થ કરનાર મહાત્મા સુબ્રહ્મણ્ય કુમારિલ ભટ્ટાચાર્યે પોતાની રાજીખુશીથી એક પ્રાયશ્ચિત્ત કરવા સારૂ ડાંગરનાં છોતરાંની આગ સળગાવીને ત્હેમાં બળી મરવા બેઠા છે. એ સમાચાર સાંભળીને શંકરના મનને ઘણો ખેદ થયો. વિસામો લીધા વગર એમણે તરતજ ચાલવા માંડયુ અને જે જગ્યાએ કુમારિલ ભટ્ટ પ્રાયશ્ચિત્ત કરી રહ્યા હતા ત્યાં જઈ પહોંચ્યા. ત્હેમના પહોંચતાં પહેલાંજ ડાંગરના છાલાંઓમાં આગ મૂકવામાં આવી હતી અને ત્હેની ઉપર વેદોનો ઉદ્ધાર કરનાર મહાત્મા કુમારિલ સ્વસ્થ ચિત્તે બેઠા હતા. કુમારિલના આચારની આટલી બધી શુદ્ધતા જોઈને શંકર સ્વામીના મન ઉપર ઘણી ઉંડી અસર થઈ. એમણે કુમારિલ ભટ્ટને મળીને પોતાના આવવાનો હેતુ જણાવ્યો, તથા પોતાનુ રચેલુ ભાષ્ય ત્હેમને બતાવ્યું. કુમારિલ ભટ્ટાચાર્ય એ ભાષ્ય જોઇને ઘણા પ્રસન્ન થયા, તથા શત્રુઓની ટીકા અને ઉપહાસની જરા પણ પરવા કર્યા વિના પોતાના કાર્યમાં ખંતથી મંડયા રહેવાની શંકરને સલાહ આપી.

**શંકરસ્વામીએ કુમારિલ ભટ્ટને આવું કઠિન પ્રાયશ્ચિત્ત કરવાનું કારણ પૂછ્યું, ત્યારે કુમારિલે જણાવ્યું કે "બૌદ્ધ ધર્મીઓ વૈદિક ધર્મ**

ઉપર ઘણા જૂઠા આક્ષેપ કરતા હતા અને મ્હને ત્હેમના ધર્મનું યથાર્થ જ્ઞાન નહિ હોવાથી હું ત્હેમના ધર્મના દોષ સ્હમજાવી શકતો નહિ. એ ખામી પૂરી કરવા સારૂ હું ત્હેમના મઠમાં જઇને ત્હેમનાજ ધર્મના આચાર્યો પાસે બૌદ્ધ ધર્મનું રહસ્ય શીખ્યો છું." ત્યહાર પછી પોતાની આંખ ફુટી જવાના બનાવનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે 'એક શબ્દનો ઉપદેશ આપનારો પણ ગુરૂ ગણાય છે તો મ્હેં તો એ વિદ્વાનો પાસે આખા બૌદ્ધ અને જૈન મતનું જ્ઞાન સંપાદન કર્યું છે. અને પછીથી ત્હેમણે આપેલા જ્ઞાનદ્વારા ત્હેમનુંજ ખંડન કર્યું છે. એટલે કે મ્હેં ગુરૂકુલનો દ્રોહ કર્યો છે એ ગુરૂદ્રોહનું પ્રાયશ્ચિત્ત એ છે કે મ્હારે તુષની અગ્નિમાં બળીને મરી જવું. એ પ્રાયશ્ચિત્ત કરવા હું અત્યારે બેઠો છું, અને આપ જેવા વિદ્વાન્ વેદ ધર્મની રક્ષા કરવા સારૂ તત્પર થયા છે એ જાણીને મૃત્યુ સમયે મ્હને ઘણોજ આનંદ થાય છે." શંકરાચાર્યે ત્હેમને આવા કઠિન પ્રાયશ્ચિત્તનો વિચાર છોડી દેવાને ઘણોએ આગ્રહ કર્યો, પણ કુમારિલ ભટ્ટે કહ્યું કે, 'ધર્મની મર્યાદા સાચવવી એ મ્હને ઘણુંજ પ્રિય છે. હું મ્હારો વિચાર કદાપિ બદલવાનો નથી. જો ત્હમારે વેદધર્મનો પ્રચાર કરવો હોય અને બૌદ્ધ ધર્મનો પરાજય કરવો હોય તો આપ મંડનમિશ્રને મળો અને ત્હેને ત્હમારો સાથી બનાવો. એ શાસ્ત્રોમાં પ્રવીણ અને મ્હારો પ્રિય શિષ્ય છે.'

એટલું કહીને કુમારિલ ભટ્ટ ચૂપ રહી ગયા. છાલાંની આગ પ્રતિક્ષણે વધારે તીવ્ર થતી જતી હતી, અને હવે એની ઝાળ કુમારિલના શરીર સુધી પણ પહોંચતી હતી. એ આગે પ્રબલ થઇને જોતજોતામાં આ પવિત્ર બ્રાહ્મણના શરીરને ભસ્મીભૂત કરી નાખ્યું. વાચક! ધર્મને માટે બલિદાન અપાયાની વાત તો ત્હેં અન્ય દેશોના ઇતિહાસમાં પણ ઘણી વાર વાંચી હશે. પણ કુમારિલના જેવા બલિદાનનો નમુનો

ઉપરની એમની શ્રીસુબોધિની નામની ટીકાથી પુરવાર થાય છે.

અવતાર એટલે શું, અવતારને મૂળરૂપ સાથે કેવા પ્રકારનો સબંધ હોય છે, ભગવાનની લીલાઓના હેતુ અને ઉદ્દેશ શા છે અને તેઓનો પારમાર્થિક કે અલૌકિક ઉપયોગ શો છે, આ સઘળી વાતોનો યથાર્થ ખુલાસો કરનાર તત્ત્વવેત્તાઓમાં માત્ર શ્રીમદાચાર્યજીજ છે, એમ અમે ધારીએ છીએ.

**ईश्वरो हि हीनकर्म न करोति**—ઈશ્વિર કદી હીન કર્મ કરતા નથી, આ વાક્યથી શરૂ કરી, શ્રીકૃષ્ણની લીલાઓ જે હજુ સુધી ઘણા પંડિતોને એક કોયડા રૂપ ભાસે છે, તે શ્રીમદાચાર્યજી ઘણી સુંદર રીતે સમજાવે છે.

(૧૨) કોઇ અતર્ક્ય દૈવયોગને લીધે શ્રીમદ્ વલ્લભાચાર્યજીની તત્ત્વવિદ્યા અને એમના બોધ વિષે ગેર સમજ ચાલે છે, આ કારણથી બુદ્ધિશાળી વર્ગ એવો આડે માર્ગે દોરાઈ ગયો છે કે, કોઇ એમના ગ્રંથો વાંચતું નથી, અને એમણે પ્રતિપાદન કરેલા શુદ્ધાદ્વૈત મતને અને સ્થાપન કરેલા ધર્મમાર્ગને, સમજવાની કોઈ દરકાર રાખતું નથી. આવી ગેરસમજને લીધે વિદ્વાન્ ગ્રંથકારો અને બીજાઓએ પણ ભૂલ કરી છે. ડોકટર એચ. એચ. વુઇલિસન, જે લગભગ ચાલીસ વર્ષ સુધી શ્રીમદ્ વલ્લભાચાર્યજીના અનુયાયીઓની મધ્યે રહ્યા હતા, તે પણ એમના અનુયાયીઓને રૂદ્રસંપ્રદાયી કહે છે. ( જુઓ હીંદુ રીલીજીઅન્સ સને ૧૯૦૧ ની કલકત્તા એડીશન પાનું ૭૯. )

(૧૩) આ ગ્રંથકારો અને એમના જેવા મેસર્સ માર્સડન, બાર્થ અને બીજા ઘણાઓને કોઈ સ્વાભાવિક રીતે પૂછી શકે કે તમોએ શ્રીમદાચાર્યજીના નિબંધ, અણુભાષ્ય, સુબોધિની, અને બીજા ગ્રંથો વાંચી જોયા છે ? આ ગ્રંથકારોના અજ્ઞાનને માટે વૈષ્ણવ વર્ગ તેમનો દોષ કાઢતો નથી. આવા પ્રકારનું અજ્ઞાન એ કલિયુગનું માહાત્મ્ય

છે એમ જાણી તેઓ સંતોષ માને છે, અને કહે છે કે કલિયુગમાં તો જે તત્ત્વવિદ્યા અને ધર્મ સુદૃઢ અને હુમલો ન થઈ શકે એવાં હોય તેઓને તો વિસ્મૃતિનેજ તાબે કરવામાં આવે.

(૧૪) શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત સ્થાપન કરનાર અને પુષ્ટિ ભક્તિનો બોધ કરનાર શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને ૧૯ મી સદીએ જે ગેર ઈનસાફ આપ્યો છે, તેનો ૨૦ મી સદી યોગ્ય અને સંતોષદાયક બદલો, એમના સિદ્ધાન્ત અને બોધને ફરીથી જાગૃત કરીને આપશે.

શ્રીમદાચાર્યજી પોતાના પત્રાવલંબન નામના ગ્રંથમાં કહે છે કે વિદ્વાનોજ સન્માર્ગના રક્ષક છે.

**स्वाधिकारानुसारेण मार्गस्त्रेधा फलाय हि ॥**
**अधुना ह्यधिकारास्तु सर्व एव गता कलौ ॥**
**कृष्णश्चेत् सेव्यते भक्त्या कलिस्तस्य फलाय हि ॥**

નિબંધ ૧-૧૯

**અર્થ**—પોતાના અધિકારાનુસાર ત્રણ પ્રકારના માર્ગ ફલ આપનાર થાય છે પરંતુ આ કલિયુગમાં સર્વ અધિકાર જતા રહ્યા છે તેથી કરીને જો શ્રી કૃષ્ણની સેવા કરવામાં આવે તો કલિયુગ નિશ્ચય ફલીભૂત થાય છે.





# ૬. ચૈતન્યદેવ.



શકે ૧૪૦૭ અથવા ઇ. સ. ૧૪૮૫ના ફાલ્ગુન માસમાં પૂર્ણિમા તિથિએ ચૈતન્યદેવે નવદ્વીપમાં જન્મ ધારણ કર્યો હતો. ત્હેના પિતાનું નામ જગન્નાથમિશ્ર હતું. પુરંધર ત્હેની એક અટક હતી. જગન્નાથ વૈદિક શ્રેણીનો બ્રાહ્મણ હતો. એ વિદ્યા ભણવા અથવા તો ગંગાસ્નાન સારૂ ચટ્ટગ્રામથી નવદ્વીપ આવ્યો હતો, અને ત્યહાંના નીલાંબર ચક્રવર્તીની કન્યા શચી સાથે લગ્ન કરીને ત્યહાંજ વસ્યો હતો. એ શચી દેવીના ગર્ભમાં ચૈતન્યદેવનો જન્મ થયો હતો. દંત કથા એવી છે કે, ચૈતન્યદેવે તેર મહિના સુધી ગર્ભમાં વાસ કર્યો હતો. જગન્નાથમિશ્ર ઘણી શાન્ત પ્રકૃતિના અને પરમધાર્મિક મનુષ્ય હતા. દેવપૂજા, જપતપ, અને શ્રીમદ્ભાગવતના પાઠમાં ત્હેમનો બધો સમય વ્યતીત થતો હતો. શચી દેવી પણ પરમ ભક્તિમતી અને પતિપરાયણ સ્ત્રી હતાં.

શચી દેવીના ગર્ભથી પહેલાં એકે એકે આઠ કન્યાઓ જન્મી હતી પણ એ બધી બાલ્યાવસ્થામાં મરણ પામી હતી. ત્યહાર પછી સદ્ભાગ્યને લીધે એક પુત્રનો જન્મ થયો. ત્હેમણે એ પુત્રનું નામ વિશ્વરૂપ પાડ્યું. વિશ્વરૂપે મ્હોટા થઈને સારો વિદ્યાભ્યાસ કર્યો. એ

વિશ્વરૂપે યુવાનીમાં પ્રવેશ કર્યો. ત્ય્હારે શચી દેવીને બીજો પુત્ર અવતર્યો. એ પુત્રનું નામ નિમાઈ પાડવામાં આવ્યું જે પાછળથી ચૈતન્યદેવ તરીકે પ્રસિદ્ધ થયા.

ચૈતન્યદેવના આવિર્ભાવ સમયે ચન્દ્ર ગ્રહણ થયું હતું. ભારત વર્ષમાં ઘણા પ્રાચીન સમયથી એવો રિવાજ ચાલતો આવ્યો છે કે, ગ્રહણ સમયે લોકો પુણ્યદાન કરે છે. એવે દિવસે ચૈતન્યદેવનો જન્મ થયો માટે ઘણા લોકોએ અનુમાન કર્યું હતું કે, એ બાળક ભવિષ્યમાં કોઈ મહાપુરૂષ થશે.

ચૈતન્યદેવ જન્મ્યા એટલે અદ્વૈતાચાર્ય અને બીજા વૈષ્ણવોએ દેશી રૂઢી પ્રમાણે સિંદુર અને હળદર વગેરે સુવાવડના ઓરડામાં મોકલી આપ્યાં* અદ્વૈતાચાર્યની ધર્મપત્ની સીતા દેવીએ, બાળકનું નામ નિમાઈ પાડયું. ડાકણ, શંખણી, વગેરેના હાથમાંથી બાળકને બચાવવાના હેતુથી ‘ નિમાઈ’ એવું અપશુકનીયું નામ આપવામાં આવ્યું હતું. હજુ આ સુધરેલા જમાનામાં પણ જ્હેના ઘરમાં છોકરાઓ જીવતા ન હોય ત્ય્હાં આગળ છોકરાઓનાં નામ કચરો, ધુળીઓ, ગાંડો વગેરે પાડવામાં આવે છે. નામ કરણ સંસ્કાર વખતે ચૈતન્યદેવનું નામ વિશ્વંભર પાડવામાં આવ્યું.

એક દંતકથા એવી છે કે, અદ્વૈતાચાર્ય એક વાર નવદ્વીપના એક ઘાટ ઉપર ગંગા સ્નાન કરવા ગયા હતા. તે સમયે ત્હેમના

---

* અદ્વૈતાચાર્યનો નિવાસ શાંતિપુરમાં હતો. ત્હેમનું બીજું નામ કમલાક્ષ હતું. ત્હેમના શિષ્યો ત્હેમને ઈશ્વરનો અવતાર માનીને પૂજતા હતા, એટલે એમનું નામ અદ્વૈતાચાર્ય પાડયું હતું. નવદ્વીપમાં એ ભણાવવાનું કામ કરતા હતા. એમણે માધવાચાર્યના સંપ્રદાયવાળા માધવેન્દ્રપુરી પાસે દીક્ષા લીધી હતી. એ દિવસથી એમણે વૈષ્ણવ ધર્મ સ્વીકારીને ભક્તિનું માહાત્મ્ય ગાવા માંડયું હતું.

દીઠામાં આવ્યું કે, એક તુલસીપત્ર પાણીના પ્રવાહથી ઉલટી તરફ તરતું તરતું જઈ રહ્યું છે. એવી અદ્‌ભૂત ઘટના દેખીને અદ્વૈતાચાર્ય એ તુલસીપત્રની પાછળ પાછળ ગયા. શચી દેવી એ વખતે નદીમાં સ્નાન કરી રહ્યાં હતાં. એ તુલસીપત્રે ધીમે ધીમે જઇને શચી દેવીના ગર્ભને સ્પર્શ કર્યો. શચી દેવી એ સમયે સગર્ભાવસ્થામાં હતાં. આવી આશ્ચર્ય કારક ઘટના જોઈને અદ્વૈતાચાર્યે અનુમાન કર્યું કે શચી દેવીના ગર્ભમાં ભગવાનનો આવિર્ભાવ થયો છે. એજ કારણથી જ્યારે ચૈતન્યદેવનો જન્મ થયો ત્યારે ત્હેમણે પોતાની સ્ત્રી સીતા દેવીને સૂતિકાગારમાં મોકલી આપી હતી.

ચૈતન્યદેવ બાલ્યાવસ્થામાં ઘણા ચંચળ અને અતિશય ઉદ્ધત હતા. આડોશી પાડોશીના ઘરમાં જઈને ઘણું તોફાન કરતા, કોઈનાં છોકરાંઓને રોવડાવતા, તો કોઇના સુતેલા બાળકને જગાડી આવતા, તો કોઇ વખત કોઈ પડોશીના ઘરમાં પેસી જઇને ખાવાના પદાર્થ લઈ જઈને પલાયન કરી જતા.

ચૈતન્યદેવ ગંગાસ્નાન કરવા જતા ત્યારે પણ લોકોને અત્યંત કંટાળો આપતા. લોકોના શરીર ઉપર કોગળા કરતા અથવા તો પાણીના છાંટા નાખીને ધ્યાનમગ્ન બ્રાહ્મણોનું ધ્યાન ભંગ કરાવતા. કોઈ વખત સ્નાન કરવા ગયેલા મનુષ્યોનાં કોરાં કપડાં સંતાડી આવતા; કેટલીકવાર જળમાં ડુબકી મારીને સ્નાન કરતી સ્ત્રીઓના પગ વચ્ચે થઈને નીકળી જતા; અને કોઇ વાર કોઇના પગ ખેંચીને પાણીમાં તાણતા હતા. ત્હેના એ તોફાનથી ત્રાસ પામીને બધાં શચી દેવી આગળ રાવ ખાવા જતાં. પણ શચી દેવી કોઇની સાથે મીઠી વાતો કરીને તો કોઇની પાસે માફી માગીને બધાંને વિદાય કરી દેતાં.

એક દિવસ નિમાઈના તોફાનથી ચીઢાઇને શચી દેવી ત્હેમને મારવા સારૂ ઉઠયાં એટલે નિમાઈ ન્હાસીને ખાળકુંડીમાં જઇને

ભરાઈ બેઠા. એ જાણતા હતા કે માથી ત્હાં આવી શકાશે નહિ. એમણે પુત્રને સ્નાન કરીને ઘરમાં આવવાનું કહ્યું. નિમાઈએ માતાનાં વચન સાંભળીને ઉત્તર આપ્યો. “મા! આ ખાળકૂવો અપવિત્ર નથી. મનુષ્ય જ્હેનાથી અપવિત્ર થાય છે તે વસ્તુ તો ત્હેમના હૃદયમાં છે.”

થોડા દિવસ પછી જગન્નાથે પુત્રને નિશાળે બેસાડ્યો. નિમાઈ ઘણો બુદ્ધિમાન્ વિદ્યાર્થી હતો. થોડાકજ દિવસમાં ત્હેમણે એ નિશાળનો અભ્યાસ સમાપ્ત કરીને સંસ્કૃત ભણવા માંડયું.

એ સમયે ચૈતન્યદેવના મ્હોટા ભાઇ વિશ્વરૂપ ઉતરતી યુવાનીમાં હતા. અનેક પ્રકારનાં શાસ્ત્રોમાં ત્હેમણે પ્રવીણતા મેળવી હતી. પુત્રનો વિવાહકાળ વહી જાય છે એમ જાણીને જગન્નાથ મિશ્રે ત્હેમના લગ્નની ગોઠવણ કરવા માંડી. પરન્તુ વિશ્વરૂપના મનમાં બાલ્યાવસ્થાથીજ સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. વિવાહની વાત સાંભળતાંવારજ એ રાતોરાત ઘર છોડીને નાસી ગયા અને સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો. વૃદ્ધ માતાપિતા પુત્રવિરહથી શોકસાગરમાં ડુબી ગયાં. એ સમયે કેવળ ચૈતન્યદેવના મ્હોં સ્હામું જોઈને તેઓ વિશ્વરૂપનું દુઃખ થોડું ઘણું વિસારે પાડતાં હતાં. પરન્તુ મ્હોટા ભાઇએ સંન્યાસ લીધા પછી ચૈતન્યદેવના સ્વભાવમાં જે ચંચળતા હતી તે એકદમ ચાલી ગઇ. શકે ૧૪૧૬ માં ત્હેમને જનોઇ દેવામાં આવ્યું. એ વખતે ત્હેમણે “ગોર હરિ” નામ પ્રાપ્ત કર્યું.

નિમાઈએ ગંગાદાસ પંડિતની નિશાળે વ્યાકરણ ભણવાનો આરંભ કર્યો. ત્હેમની બુદ્ધિ અને સ્મરણ શક્તિ એટલી તીવ્ર હતી કે, એકવાર જે કાંઇ વાંચતાં તે કંઠસ્થ થઇ જતું. પાઠ એકવાર સાંભળ્યા પછી તે કદી ભૂલતા નહિ.

બાર વર્ષની વયે નિમાઇના પિતાશ્રીનું મરણ થયું. પિતૃવિયોગથી ચૈતન્યદેવને ઘણું કષ્ટ થયું. એ આપત્તિના સમયમાં એમણે

વિદ્યાભ્યાસ ઉપર વિશેષ ધ્યાન આપ્યું અને અસાધારણ પ્રતિભાને લીધે થોડા સમયમાં ગંગાદાસની નિશાળના સૌથી હોંશિયાર વિદ્યાર્થી તરીકે નામના મેળવી. ત્હાર પછી એમણે વાસુદેવ સાર્વભૌમ નામના પંડિત પાસે ન્યાય શાસ્ત્રનું અધ્યયન કર્યું.

ચૈતન્યદેવ ખૂબસુરત પુરૂષ હતા. ત્હેમનો ગોરો રંગ, શરીરની કાંતિ, મનોહર મુખ, અને ચિત્તાકર્ષક નયન જોઈને એ સમયના બધા લોકો મોહિત થઇ જતા. યુવાવસ્થામાં પ્રવેશ કર્યા પછી તો ત્હેમનું સૌન્દર્ય વિશેષ ખીલી ઉઠયું. પુત્ર લગ્ન કરવા યોગ્ય થયો છે એમ જાણીને શચી દેવી ત્હેમના વિવાહનો બંદોબસ્ત કરવા લાગ્યાં. પરન્તુ એમને રાત દિવસ એજ શંકા રહેતી હતી કે, રખેને નિમાઈ પણ પરણવાની વાત સાંભળીને મ્હોટા ભાઇ વિશ્વરૂપની પેઠે સંન્યાસી ન થઇ જાય. માતાના મનની શંકા નિવારણ કરવા સારૂ નિમાઈએ વિવાહ કરવામાં પોતાની સંમતિ આપી. પિતાના મૃત્યુ પછી ત્રીજે વર્ષે, નવદ્વીપ નિવાસી વલ્લભાચાર્યની કન્યા લક્ષ્મી દેવી સાથે નિમાઈનું પાણિગ્રહણ થઇ ગયું.

એ લગ્ન પછી કેટલાક વર્ષે નિમાઈએ મુકુન્દસંજયના ચંડીમંડપમાં 'ચતુષ્પાઠી' સ્થાપીને વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ આરંભ કર્યું. અલ્પ સમયમાંજ ત્હેમની ખ્યાતિ ચારે તરફ પ્રસરી ગઇ. એક સમયે, એક દિગ્વિજયી પંડિત ઘણા દેશોના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરીને તથા ત્હેમના ઉપર વિજય મેળવીને નવદ્વીપના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરવા સારૂ આવ્યો. એ વખતે નિમાઈ પોતાના શિષ્યો સાથે ગંગા કિનારે સંધ્યા કરી રહ્યા હતા. ત્ય્હાં આગળ એ પંડિત સાથે ત્હેમનો મેળાપ થયો. નિમાઈએ એ પંડિતનું નામ તથા ત્હેની વિદ્વત્તાની પ્રશંસા પહેલેથી સાંભળ્યાં હતાં. ત્હેમણે એ પંડિતને ગંગાની સ્તુતિમાં કોઇ કાવ્ય બોલવાની વિનંતિ કરી. દિગ્વિજયી પંડિતે એક

સ્તવન બોલીને ત્હેની વ્યાખ્યા કરી. નિમાઈએ એ વ્યાખ્યામાં અનેક દોષ બતાવી આપ્યા. પંડિત મહાશય નિમાઈની આગળ પરાજય કબૂલ કરીને પલાયન કરી ગયા.

નિમાઈ એટલા મ્હોટા પંડિત હોવા છતાં પણ એમના મનમાં વિદ્યાનું જરાપણ અભિમાન નહોતું, ન્યાયદર્શનના અભ્યાસ સારૂ આખા ભારત વર્ષમાં નવદ્વીપ સૌથી અગ્રગણ્ય હતું. નિમાઈએ ન્યાય સંબંધી ગૌતમ ઋષિના પુસ્તક ઉપર ટીકા લખી હતી, પરન્તુ ત્હેમની ઉદારતાને લીધે એ ગ્રન્થનો નાશ થયો છે. એ સંબંધી કથા નીચે પ્રમાણે છે.

એક દિવસ નિમાઈ નૌકામાં બેસીને ગંગા પાર જતા હતા. એ નૌકામાં એક બ્રાહ્મણ પંડિત પણ બેઠા હતો. રસ્તામાં બન્ને જણા વચ્ચે વાતચીત થવા માંડી. નિમાઈના હાથમાં એક પુસ્તક જોઇને બ્રાહ્મણે પૂછ્યું "આ શેનું પુસ્તક છે?" નિમાઇએ ઉત્તર આપ્યો "એ મ્હારી રચેલી ન્યાયશાસ્ત્રની ટીકા છે" એ શબ્દો સાંભળીને બ્રાહ્મણનો ચહેરો ઉતરી ગયો. નિમાઇએ ત્હેનું કારણ પૂછ્યું એટલે બ્રાહ્મણે ખુલાસો કર્યો કે, "મ્હેં પણ ન્યાયશાસ્ત્ર ઉપર એક ટીકા લખી છે; પણ આપની ટીકાનું નામ સાંભળ્યા પછી મ્હારી ટીકાનો ભાવ કોણ પૂછશે?" બ્રાહ્મણની એ કથા સાંભળીને નિમાઇએ પોતાના પુસ્તકને નદીમાં ફેંકી દીધું. એવી નિઃસ્વાર્થતાનાં દૃષ્ટાંત પૃથ્વીમાં ઘણાં થોડાં દીઠામાં આવે છે.

એક દિવસે નિમાઈ શિષ્યો સાથે રાજમાર્ગ ઉપર થઇને જઈ રહ્યા હતા, એ સમયે મુકુન્દદત્ત પણ ગંગાસ્નાન કરવા જતા હતા. મુકુન્દદત્ત ચૈતન્યદેવના સહાધ્યાયી હતા પણ હમણાં એમને હરિભક્તિની ધુન લાગી હતી, એ ધુનમાં ને ધુનમાં હરિકીર્તન કરવામાંજ પોતાનો બધો સમય ગાળતા હતા. મુકુન્દ જાણતા હતા કે નિમાઈ

વૈષ્ણવ નથી એટલા સારૂ રખે રસ્તામાં એમની સાથે વાર્તાલાપ કરવો પડે એમ ધારીને બીજે રસ્તે ચાલ્યો. નિમાઈ ત્હેના મનનો ભાવ સમજી જઈને બોલી ઉઠયા. "હું એવો વૈષ્ણવ બનીશ કે જે લોક આજે મ્હને જોઇને પલાયન કરી જાય છે તે પણ મ્હારાં ગુણ કીર્તન ગાશે.

નિમાઇને મૂળથીજ શ્રીમદ્ ભાગવત ઉપર પ્રેમ હતો. એ પુસ્તક ઉપરથી વૈષ્ણવ ઉપર ત્હેમના મનમાં આસ્થા ઉત્પન્ન થઈ. હવે આ બનાવ બન્યા પછી એ વૈષ્ણવ ધર્મનાં આચરણ પાળવા લાગ્યા. એ વખતે ઇશ્વરપુરી§ નામના એક પરમ ભગવદ્ ભક્તનું નવદ્વીપમાં પધારવું થયું. એમણે શ્રીવાસના ઘરમાં ઉતારો કર્યો. શ્રીવાસનું મૂળ નિવાસ શ્રીહટ્ટ ગામમાં હતો એ પરમ વૈષ્ણવ હતા. પોતાને ઘેર બેસીને ઉંચે સ્વરે હરિના નામનું કીર્તન કરતા અને લોકો સાથે ધર્મ સબંધી નાના પ્રકારના તર્ક વિતર્ક કરતા. એ ઘરમાં આવજા કર્યાથી ઇશ્વરપુરી સાથે નિમાઇને વિશેષ પ્રીતિ બંધાઈ.

ઓગણીસ વર્ષની વયે નિમાઇએ પૂર્વ બંગાળા તરફ મુસાફરી કરી. શ્રીહટ્ટ, ચટ્ટગામ વગેરે સ્થળો જોતા જોતા એ પદ્મા નદીને કિનારે આવ્યા અને ત્હાં થોડા દિવસ વિશ્રામ કર્યો પૂર્વ બંગાળામાં એમના નિવાસ દરમિયાન એમનાં સહધર્મિણી લક્ષ્મી દેવીનું મૃત્યુ થયું. જનશ્રુતિ એવી છે કે, સાપ કરડવાથી એમનું મૃત્યુ થયું હતું.

§ હાલિસહરની પાસે કુમારહટ્ટ નામક ગામમાં ઈશ્વરપુરીએ જન્મ ધારણ કર્યો હતો એ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસી થયા હતા. ઈશ્વરપુરી માધવેન્દ્રપુરીના શિષ્ય હતા, અને ત્હેમની પાસે ભક્તિતત્વનું શિક્ષણ મેળવ્યું હતું. માધવેન્દ્રપુરી અયાચક સંન્યાસી હતા. કોઈને બારણે ભિક્ષા માગવા જતા નહિ. કોઇ પોતાની રાજી ખુશીથી એમને ભિક્ષા આપી જતું તો તે ગ્રહણ કરી લેતા, નહિ તો ઉપવાસ કરતા.

નિમાઈ ઘેર આવીને જુએ છે તો એમનાં માતુશ્રી ઘણાં ચિંતાતુર થઇને બેઠાં છે. ત્હેમણે એવી દિલગીરીનું કારણ પૂછ્યું પણ માતાએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. એ વખતે લક્ષ્મી દેવીના વિયોગનું સ્મરણ થઈ આવ્યાથી ચૈતન્યદેવ પણ શોકથી આકુળ વ્યાકુળ થઈ ગયા, પણ પાછળથી ધીરજ ધરીને માતાને કહેવા લાગ્યા **कस्यके पति पुत्र स मोह एवहि केवलमिति** કોણ કોનો પતિ છે અને કોણ કોનો પુત્ર છે. ? એ બધો માત્ર મોહ છે. એવી રીતે અનેક પ્રકારે સ્હમજાવીને માતાને દિલાસો આપ્યો.

એ સમયથી નિમાઈનો ધર્મનુરાગ પ્રબલ થયો. બીજી તરફથી શચીદેવી પુત્રનાં ફરીથી લગ્ન કરવાને અત્યંત ઉત્સુક થયાં, અને થોડાકજ દિવસમાં સનાતન મિશ્રની કન્યા વિષ્ણુપ્રિયાની સાથે નિમાઈનું લગ્ન કરી દીધું. નવદ્વીપ નિવાસી એક ધનાઢ્ય કાયસ્થે ત્હેમના આ વખતના લગ્નનું બધું ખર્ચ ઉપાડી લીધું હતું.

બીજી વાર લગ્ન કર્યા પછી લગભગ એક વર્ષે અર્થાત્ એકવીસ વર્ષની વયે ત્હેમણે પિતૃશ્રાદ્ધ કરવા સારૂ ગયાજીની યાત્રા કરી. ત્યહાં આગળ વિષ્ણુ પદ મંદિરમાં બ્રાહ્મણોની પૂજા, વંદના, કીર્તન વગેરે જોઇને તથા સાંભળીને નિમાઈ ઘણા મુગ્ધ થઇ ગયા. ત્હેમના હૃદયમાં ભક્તિનો ઉચ્છ્વાસ પ્રવાહિત થયો. એ તીર્થમાં પૂર્વપરિચિત ઈશ્વરપુરી સાથે ત્હેમનો મેળાપ થયો. ત્હેમની સાથે વાર્તાલાપ કર્યાથી નિમાઇનો ભક્તિયોગ વૃદ્ધિ પામ્યો અને ત્હેમણે એ સાધુની આગળ દશાક્ષર મંત્ર ગ્રહણ કર્યો. એ સમયથી ત્હેમના જીવને નવું સ્વરૂપ ધારણ કર્યું. જે ભક્તિથી ભક્ત લોકો વિમોહિત થઇ જાય છે, તે ભક્તિનાં બીજ એ સમયથી ત્હેમના હૃદયમાં અંકુરિત થયાં હતાં.

મંત્ર ગ્રહણ કર્યા પછી ચૈતન્યદેવ નવજીવન પ્રાપ્ત કરીને નવદ્વીપમાં આવ્યા. પોતાનું અભિમાન, જ્ઞાનનું ઘમંડ, શાસ્ત્રાભિજ્ઞતાની

જ્વલંત મૂર્તિ, વાદવિવાદ કરવાનો શોખ એ બધું છોડી દઇને એકદમ પ્રેમભક્તિમાં મગ્ન થઇ ગયા. એક દિવસ ચૈતન્યદેવ, શુક્લાંબર નામના વૈષ્ણવને ઘેર હરિકીર્તન સાંભળવા ગયા હતા; ત્હાં આગળ ભજન સાંભળીને એ એવા ઘેલા થઈ ગયા કે, દિવાલમાંની એક ખીંટીને વળગીને 'ક્યહાં છે મ્હારો દયાળુ હરિ ? ક્યહાં છે મ્હારો દયાળુ હરિ !' કહેતા અદ્ધર ટંગાઈ રહ્યા. એ ખીંટી ત્હેમના ભારથી ભાગી અને એ મૂર્છિત થઇને પડયા. મૂર્છા વળી એટલે પાછું "ક્યહાં છે મ્હારો દયાળુ હરિ" ગાવા લાગ્યા અને ગાતા ગાતા અચેતન અવસ્થામાં પડી ગયા. આ પ્રમાણે પ્રેમાવેશમાં ત્હેમણે આખો દિવસ ગાળ્યો. હરિ નામનો શોખ લાગવાથી ચૈતન્યદેવ સંસારનાં કામકાજ છોડી દઇને વૈષ્ણવોના દળમાં સામિલ થયા.

એ દિવસથી એમણે શ્રીવાસના ઘરમાં હરિ સભા ભરીને રાત દિવસ હરિના ગુણગાન કરવામાં સમય ગાળવા માંડયો. અવધૂત નિત્યાનંદ સાથે આ સમયમાં ત્હેમનો મેળાપ થયો. નિત્યાનંદ પોતાનો સાથી બન્યાથી ચૈતન્યદેવ ચોગણા ઉત્સાહથી હરિકીર્તન કરવા લાગ્યા.

એ સમયમાં નવદ્વીપમાં શક્તિ ઉપાસના ઘણી પ્રબળ હતી. શક્તિ ઉપાસકોમાં જગન્નાથ અને માધવ જ એ જાણા ઘોર શાક્ત હતા. એ બન્ને સગા ભાઇ હતા. બાલ્યકાળથીએ સુરાપાન અને બીજી અનેક ખરાબ ક્રિયાઓમાં આસક્ત હતા. નવદ્વીપના ઘણા લોકો એમના અત્યાચારથી દુઃખી રહેતા હતા. જગન્નાથ અને માધવ નિમાઇના હરિકીર્તનથી અતિશય વિરક્ત થયા. વૈષ્ણવોની વિરૂદ્ધ કોઇ પણ કામ કરવામાં ત્હેમને બેહદ આનંદ થતો હતો. એમના સુરબ્બીઓએ પણ એમના દુષ્કૃત્યોથી કંટાળીને એમને તરછોડી કહાડયા હતા. કોઈની બીક નહીં રહેવાથી એ બન્ને ભાઈઓ નફ્ટ થઇને ઘણાં ત્રાસ જનક કૃત્ય કરતા. પાપના સજીવ અવતાર માધવ અને જગ-

માથને જોઇને તથા ત્હેમના પાપાચરણુની વાત સાંભળીને નિત્યાનંદના જીવને ઘણું દુ:ખ થયું. એ મનમાંને મનમાં વિચારવા લાગ્યા 'જેવી રીતે એ લોકો રાત દિવસ સુરાપાનમાં મસ્ત રહે છે, તેવી રીતે હરિ નામ રૂપ રસ પીને મસ્ત રહેતા હોય તો કેવું સારૂં. હું એમને સારે રસ્તે ચ્હડાવી શકું તો હું ચૈતન્યદેવનો ખરો ભક્ત ગણાઉં.' એક દિવસ નિત્યાનંદ બીજા અનેક ભક્તોની સાથે નવદ્વીપના બજારમાં થઈને હરિ ભજન કરતા કરતા જઇ રહ્યા હતા. એવામાં જગન્નાથ અને માધવ પોતાના દુષ્ટ મિત્રો સાથે નિત્યાનંદ ઉપર તુટી પડયા અને કોઇના હાથ, તો કોઇના પગ તોડી નાખ્યા. એક ભાગેલા ઘડાનો કાનો લઇને માધવે નિત્યાનંદના માથામાં એવા જોરથી માર્યો કે, નિત્યાનંદના માથામાં ઊંડો ઘા પડી ગયો અને એમાંથી અસ્ખલિત રક્તધારા વહેવા લાગી. એ ઘાથી ગુસ્સે થવાને કે દિલગીર થવાને બદલે, સાધુ નિત્યાનંદે પ્રેમવિહ્વલ ચિત્તે, જગન્નાથ અને માધવને સંબોધન કરીને કહ્યું—

" ઓ ભાઇ જગાઇ ઓ ભાઇ મધાઇ
(એકવાર) હરિ હરિ બોલ ભાઇ
મેરેછ બેશ કરેછ એ તે કછુ ક્ષાતનાઈ. "

હે જગન્નાથ અને માધવ! એક વાર ત્હમે હરિ હરિ શબ્દ બોલો. મ્હને આ માર્યો તે ઠીક કર્યું. એથી મ્હને કાંઈ હાનિ પહોંચવાની નથી. એટલું કહેતાં કહેતાં એ માધવને આલિંગન આપવા તૈયાર થયા. માધવ તો નિત્યાનંદની વાત ઉપર જરાપણ ધ્યાન ન આપતાં ત્હેમને સ્હામો મારવા ગયો; પણ જગાઇ અર્થાત્ જગન્નાથના મનમાં દયાનો સંચાર થયો. ત્હેણે માધવનો હાથ પકડીને નિત્યાનંદને મારતાં રોક્યો.

એ સમાચાર સાંભળીને ચૈતન્યદેવને ઘણો ક્રોધ ચ્હડયો. તે

તરતજ એ સ્થળે જઇ પહોંચ્યા અને પોતાના પ્રિય સેવક નિત્યાનંદનું શરીર લોહીથી ખરડાએલું જોઈને રાતા પીળા થઈ ગયા અને એ દુષ્ટને યોગ્ય સજા આપવા તૈયાર થયા. પણ નિત્યાનંદે આગ્રહ કરીને ત્હેમને એવું કરતાં રોકયા. નિત્યાનંદની સૂચનાથી એમનો ક્રોધ એક દમ શમી ગયો અને ત્હેમણે જગન્નાથ અને માધવને આલિંગન આપ્યું. નિત્યાનંદ અને ચૈતન્યદેવનો આવો અસાધારણ પ્રેમમય સ્વભાવ જોઇને જગન્નાથ અને માધવ ઘણા મુગ્ધ થઇ ગયા. ત્હેમના પાપી હૃદય ઉપર ઘણી ઊંડી અસર થઇ. એમણે ચૈતન્યદેવના ચરણુમાં પડીને ઘણા વિનયપૂર્વક ક્ષમા માગી તથા એ દિવસથી પોતાનાં બધાં કુકર્મોનો ત્યાગ કરીને પરમ વૈષ્ણવ બન્યા.

ચોવીસ વર્ષની વયે નિમાઈના જીવન પ્રવાહે એક નવીન માર્ગ પકડયો. ત્હેમણે વૈષ્ણવ ધર્મ ગ્રહણ કર્યા પછી પંડિતોએ ત્હેમની સાથે વાર્ત્તાલાપ કરવાનું બંધ કરી દીધું. શાક્ત લોકો પણ ત્હેમના વિરોધી બન્યા. એ શાક્ત લોકોને ભક્તિના માર્ગમાં આણવા, એ ચૈતન્યદેવનો મુખ્ય ઉદ્દેશ હતો. પરન્તુ જ્યારે એ લોકો એમની સાથે વાતચીત જ ન કરે ત્યહારે ત્હેને સ્હમજાવીને પોતાના ધર્મમાં કેવી રીતે આણી શકાય ? એમણે એક ઉપાય શોધી કહાઢયો. ભારતવર્ષમાં સંન્યાસી થયાથી ત્હેને શાક્ત, વૈષ્ણવ, શૈવ, બધા સંપ્રદાયના લોકો ભક્તિપૂર્વક સન્માન આપે છે. સંન્યાસી થયાથી પોતાની સાથે પણ બધા સંપ્રદાયના લોકો વાતચીત કરશે અને તેથી પોતે ધારેલું કામ અનાયાસે સિદ્ધ થશે એમ ધારીને ત્હેમણે સંન્યાસી થવાનો સંકલ્પ કર્યો. માતાને જણાવ્યા વગર એકાએક ઘર છોડીને ચાલ્યા જવાથી, માતા ઝુરી ઝુરીને મરી જશે અને તેથી માતૃહત્યાનું પાપ લાગશે એમ ધારીને ત્હેમણે માતા આગળ પોતાનો વિચાર જાહેર કર્યો. પુત્રના એવાં દારૂણુ વચનો સાંભળીને શચીદેવી શોકથી અધીરાં થઈ જઇને

અધમુઆં થઈ ગયાં. નિમાઈ પણ પોતાનો સંકલ્પ છોડે એવા નહોતા. એમણે વારંવાર આગ્રહ કર્યો એટલે શચીદેવીએ વિચાર્યું કે, આ કોઈ રીતે મ્હારૂં કહ્યું માનીને સંસારમાં રહે એવો નથી, આખરે લાચારીએ માતાએ નિમાઈને સંન્યાસી થવાની સંમતિ આપી.

હવે નિમાઇએ સહધર્મિણીની રજા લેવાનું પણ આવશ્યક ગણ્યું. રાત પડી એટલે પોતે શયનગૃહમાં જઇને પત્નીની વાટ જોવા લાગ્યા. વિષ્ણુપ્રિયાએ દિવસને વખતેજ માતા પુત્રની બધી વાત સાંભળી હતી, એટલે ત્હેને પતિનો વિચાર જાણવાનું બાકી રહ્યું નહોતું.

વિષ્ણુપ્રિયાએ અશ્રુપૂર્ણ નેત્રે શયનગૃહમાં પ્રવેશ કર્યો તો, નિમાઇને ત્યહાં બેઠેલા જોયા. પત્નીની આંખમાં આંસુ જોઇને ચૈતન્યદેવે ત્હેને ઘણી પ્રકારે સાંત્વના આપી. પતિનાં મધુર વચનોથી થોડુંક ધૈર્ય ધારણ કરીને વિષ્ણુપ્રિયા બોલી "નાથ ! શું ત્હમે મ્હને છોડીને સંન્યાસી થશો ? હું ત્હમને પરણીને પરમ ભાગ્યશાળી થઈ હતી. હજુ મ્હને કેવી કેવી આશાઓ હતી. નાથ ! મ્હને આ વખતે મ્હારો પોતાનો વિચાર આવતો નથી. આપનોજ વિચાર આવે છે. આપ આ તરૂણ વયમાં સંન્યાસાશ્રમનાં કઠોર દુઃખ કેવી રીતે સહન કરશો ? આપના સંન્યાસ ગ્રહણથી આપનાં અનાથ માતુશ્રી જરૂર પ્રાણ ત્યાગ કરશે અને ધર્મ સાધવા જતાં આપને માતૃહત્યાનું પાપ લાગશે, હમને આવી દશામાં છોડી જવાથી લોકો ત્હમારા વિશુદ્ધ ચરિત્ર ઉપર કલંક લગાડશે. હું એ બધું કેવી રીતે સહન કરીશ."

ગૌરાંગે, પત્નીની એ કરૂણ વાણી સાંભળીને અનેક પ્રકારનો ઉપદેશ આપીને કહ્યું "જો, વિષ્ણુપ્રિયા ! શ્રી કૃષ્ણ બધાના પતિ છે. તું ત્હેને પતિરૂપે વરીને યોગાભ્યાસ કર. ત્હેને પતિરૂપે વર્યાથી કોઈ દિવસ વિયોગનું દુઃખ વેઠવું પડશે નહિ. એ પ્રેમના જેવો પ્રેમ દુનિયામાં બીજો કોઈ નથી." વિષ્ણુપ્રિયાએ સ્વામીને સંન્યાસી થતાં

રોકવાને ઘણોજ પ્રયત્ન કર્યો, પરન્તુ જ્યહારે જોયું કે એથી કાંઈ વળ-વાનું નથી ત્યહારે સ્થિર અને ગંભીર ભાવે બોલી “ નાથ ! ત્હમે ભગવાનનો આદેશ પાળવા તત્પર થયા છો તો હું એ શુભ સંકલ્પ તોડાવવાનું પાપ મ્હારે માથે નહિ વ્હોરૂં. મ્હારે સાંસારિક સુખની કાંઈ પરવા નથી. જ્હેમાં ત્હમારૂં સુખ ત્હેમાંજ મ્હારૂં સુખ પણ સમા-યેલું છે. હું હવે મ્હારૂં દુઃખ રડીને ત્હમારા કર્ત્તવ્ય પાલનમાં વિઘ્ન નાખવા નથી માગતી. એ પ્રમાણે પત્નીનો ઉત્તર સાંભળીને ગૌરાંગે પ્રસન્ન વદને ત્હેની પાસેથી વિદાયગીરી ગ્રહણ કરી.

શકે ૧૪૩૧ અર્થાત્ ઈ. સ. ૧૫૭૯ ની ઉત્તરાયણને આગલે દિવસે નિમાઇએ ઘરબારનો ત્યાગ કર્યો: શચીદેવી શોકાતુર અને ગાંડા જેવી થઇને વિલાપ કરવા લાગી; વિષ્ણુપ્રિયા શોકથી અધીર થઇને મૂર્છા ખાઇને પૃથ્વી ઉપર પડી. એ આનંદમય ભવન એ વખતે સ્મશાન જેવું થઈ ગયું. બીજે દિવસે સ્હવારે શ્રી ગૌરાંગદેવના પ્રસ્થાનની વાત લોકોમાં પ્રગટ થઈ; એ સમાચાર સાંભળીને નદિયાની પ્રજા શોક સાગરમાં લીન થઈ ગઇ. ભક્ત લોકો સ્હમજાવીને ગૌરાંગને પાછા લઈ આવવાના ઇરાદાથી ત્હેમની શોધમાં જવા તૈયાર થયા. બધા શિષ્યોની અવસ્થા એક સરખી હતી, બધા ગુરૂના વિરહથી અતિ-શય અધીરા બની ગયા હતા એટલે બધા ગુરૂને પાછા આણવા વ્યગ્ર ચિત્તે પ્રસ્તુત થયા.

પરન્તુ સ્હમજુ શ્રીવાસે વિચાર કર્યો કે હમે બધા ગુરૂની શો-ધમાં ચાલ્યા જઇશું તો ઘર આગળ કોઈ નહિ રહે અને શોક સંતપ્ત શચી દેવીને તથા વિષ્ણુપ્રિયાને સાંત્વના આપવાનું નહિ બને; એથી એણે બધા શિષ્યોને સ્હમજાવ્યું કે, આપણે બધાને જવાની જરૂર નથી. આપણામાંના થોડાક ચૈતન્યદેવની શોધમાં જાઓ અને બાકીના બધા અહિંજ રહો. શ્રીવાસના ઉપદેશ પ્રમાણે નિત્યાનંદ, વક્રેશ્વર,

મુકુન્દ, ચંદ્રશેખર અને દામોદર એ પાંચ જણા ગુરૂની શોધમાં ગયા, ત્યહાંર પછી બીજે દિવસે ગદાધર અને નરહરિ નામના બીજા બે શિષ્યો પણ ગુરૂનો વિયોગ અસહ્ય થવાથી ત્હેમની શોધમાં ગયા.

નિમાઈ ગૃહત્યાગ કરીને 'કાટાયા' ગામ તરફ ગયા. ત્હાં આગળ એ સમયે કેશવ ભારતી નામનો એક સંન્યાસી રહેતો હતો. નિમાઇએ ઉત્તરાયણ સંક્રાન્તિને દિવસે ત્હેમની પાસેથી સંન્યાસ લીધો. એ વખતે ત્હેમની ઉમર કેવળ પચીસ વર્ષની હતી. એટલી ન્હાની વયે સંસારસુખને જલાંજલિ આપીને નિમાઈ ભિક્ષુક બન્યા. સંન્યાસ લીધા પછી ભારતી મહાશય નિમાઇનું શું નામ પાડવું એનો વિચાર કરતા હતા એટલામાં કોઈ બોલી ઉઠયો "એમનું નામ શ્રી કૃષ્ણ ચૈતન્ય પાડો." કેશવ ભારતીએ તેજ પ્રમાણે કર્યું. એ દિવસથી નિમાઈ શ્રી ચૈતન્ય નામથી ઓળખાવા લાગ્યા.

રસ્તામાં કેટલાક દિવસ હરિ સંકીર્તન કરતા કરતા, ચૈતન્યદેવ આખરે શાન્તિપુર જઈ પહોંચ્યા અને નવદ્વીપથી માતાને બોલાવી મંગાવીને ત્હેમને મળ્યા. શચીદેવી નિમાઈને સંન્યાસીના વેશમાં જોઇને અવિરલ અશ્રુધારા વરસાવવા લાગ્યાં. નિમાઈને સંબોધન કરીને ત્હેમણે કહ્યું "બેટા ! વિશ્વરૂપની પેઠે નઠોર થઇશ નહિ. સંન્યાસી થવાથી મ્હને ભૂલી જતો નહિ. કોઈ કોઈ વખત આવીને મળી જજે, એથી મ્હારો પ્રાણ ટકી રહેશે. માતાનાં વચન સાંભળીને નિમાઈ બોલ્યા "મા ! આ જીંદગીમાં હું ત્હમારા ઋણમાંથી મુક્ત થઈ શકું એમ નથી. આપે જે શરીરનું પોષણ કર્યું છે, તે મ્હારો દેહ, આપનોજ છે એમ ખાત્રીથી જાણજો. ત્હમે જે દિવસે મ્હને આજ્ઞા કરશો તે દિવસે આવીને હું હાજર થઇશ અને આપની આજ્ઞા પ્રમાણે વર્તન કરીશ. સંન્યાસી થયાથી મ્હારૂં મન બધી પાર્થિવ વસ્તુઓ ઉપરથી ઉઠી ગયું છે એ વાત ખરી, પરન્તુ આપને હું કદી

વિસરી શકીશ નહિ." એટલું કહીને માતાની રજા લઇને ચૈતન્યદેવે નીલગિરિ જવાનો વિચાર કર્યો.

ત્હાર પછી થોડા દિવસ શાન્તિપુરમાં રહીને, બધા સ્નેહીઓ અને ભક્તો પાસે વિદાય માગીને ચૈતન્યદેવે કેટલાક શિષ્યો સાથે જગન્નાથપુરી તરફ ગમન કર્યું. ત્હાં મંદિરમાં જઇને જગન્નાથજીનાં દર્શન કર્યાથી એમના હૃદયમાંનો પ્રેમસિન્ધુ ઉભરાઈ આવ્યો. ભાવના આવેશમાં એ જેવા જગન્નાથની મૂર્તિને પ્રેમપૂર્વક આલિંગન દેવા જતા હતા એવામાં ત્હેમને મૂર્છા આવી અને એ જમીન ઉપર પડી ગયા. એ સમયે સાર્વભૌમ ભટ્ટાચાર્ય ત્હાં ઉભેલા હતા. એ ચૈતન્યદેવની આવી અલૌકિક ભાવાવેશની અવસ્થા જોઇને ત્હેમને પોતાને ઘેર તેડી ગયા. ત્હાં આગળ નિત્યાનંદ વગેરે શિષ્યોએ ઊંચે સ્વરે હરિ સંકીર્તન કર્યું, ત્હારે ત્રીજા પહોરને સમયે ચૈતન્યદેવની મૂર્છા વળી. સાર્વભૌમે જ્યહારે જાણ્યું કે, એ સંન્યાસી નવદ્વીપ નિવાસી જગન્નાથમિશ્રનો પુત્ર અને નીલાંબર ચક્રવર્તીનો દૌહિત્ર છે ત્હારે ત્હેમના આનંદનો પાર રહ્યો નહિ. સાર્વભૌમ પણ નવદ્વીપના રહેવાશી હતા. ત્હેમના પિતા પણ નીલાંબરના સમકાલીન પુરૂષ હતા.

એક દિવસે સાર્વભૌમ સાથે ચૈતન્યદેવને ઇશ્વર સંબંધી નાના પ્રકારનો તર્ક–વિતર્ક થયો! એ સમયે ચૈતન્યદેવે સાર્વભૌમને કહ્યું હતું કે "આપ જે વિદ્યાથી વિભૂષિત છો તે વિદ્યા ઇશ્વર સંબંધી કોઇ વિષય જાણવાને સમર્થ નથી. ઇશ્વરને જાણવો હોય તો પ્રથમ ત્હેના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. ભગવાનની સાથે આપણો હમેશાંનો સંબંધ છે. ભક્તિ યોગ દ્વારા એ સંબંધ સ્હમજી શકાય છે. ધર્મનો કોઈ ઉદ્દેશ હોય તો તે ભગવાનનો પ્રેમ અને ભક્તિ છે. આત્મતત્ત્વ જાણનારા મુનિઓ પણ ભગવાનની ભક્તિ કરે છે. એટલું કહીને ત્હેમણે ભાગવતનો નીચે લખેલો શ્લોક કહી સંભળાવ્યો.

**आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥**

ભગવાનના એવા ગુણ છે કે જે લોકો આત્મારામ ઋષિ અને મૌન વ્રતાવલંબી છે. જ્હેમની હૃદયગ્રન્થિ છિન્ન થઇ ગઈ છે, તેઓ પણ ત્હેની નિષ્કામ ભક્તિ કરે છે.

સાર્વભૌમે એ શ્લોકની વ્યાખ્યા સાંભળવાની ઇચ્છા કરી. ત્યારે ચૈતન્યદેવે જણાવ્યું "આપ મહા પંડિત છો! આપ પોતે વ્યાખ્યા કરીને મ્હને કૃતાર્થ કરો. ચૈતન્યદેવનાં એ વચન સાંભળીને સાર્વભૌમે પોતાના પાંડિત્યના બળવડે એ શ્લોકની તેર પ્રકારે વ્યાખ્યા કરી. પરન્તુ ચૈતન્યદેવે એ તેર ઉપરાંત બીજી અઢાર રીતે એ શ્લોકની વ્યાખ્યા કરી સંભળાવી. ચૈતન્યદેવની વ્યાખ્યા સાંભળીને સાર્વભૌમ પોતાની વિદ્યા-બુદ્ધિને ધિક્કારી કહાડીને ચૈતન્યદેવનો શરણાપન્ન થયો.

એક દિવસ સાર્વભૌમે ગૌરાંગને સાધનના ઉપાય પૂછ્યા. એ સાંભળીને ચૈતન્યદેવે કહ્યું "કલિયુગમાં હરિનું નામ ગાવું એજ શ્રેષ્ઠ સાધન છે."

**तृणादपि सुनीचेन, तरोरिव सहिष्णुना ।**
**अमानिना मानदेन, कीर्तनीयः सदा हरिः ॥**

તૃણની માફક નીચા, તરૂની માફક સહનશીલ, અને અભિમાન શૂન્ય થઈને સદા હરિનામનું કીર્તન કરવું. માયાવાદી સાર્વભૌમે, ચૈતન્યની કૃપાથી ભક્તિમાર્ગનું અવલંબન કર્યું છે એ સમાચાર સાંભળીને નીલાચલવાસી કાશીમિશ્ર વગેરે આગેવાન પંડિતો ચૈતન્યના સંપ્રદાયમાં આવ્યા.

ત્યાર પછી ચૈતન્યદેવે ફાગણ મહિનામાં જગન્નાથ દેવના દોલ

દર્શન કરીને વૈશાખ માસમાં તીર્થ પર્યટન કરવાના ઈરાદાથી દક્ષિણની યાત્રા કરી. જીયડનૃસિંહ ક્ષેત્રમાં થઇને એ ગોદાવરીના કિનારે આવી પ્હોંચ્યા. એ સ્થાનનું નામ વિદ્યાનગર અથવા રાજમહેન્દ્રી હતું. એ ગોદાવરી તીરે, ગોદાવરી પ્રદેશના રાજકર્ત્તા પરમ વૈષ્ણવ રામાનંદરાય સાથે ત્હેમનો મેળાપ થયો. ચૈતન્યદેવે સાર્વભૌમને મુખે રામાનંદની વાત સાંભળી હતી. હવે એ રાજપુરૂષ સાથે મેળાપ અને વાર્ત્તાલાપ કરીને ત્હેમણે ઘણો આનંદ અનુભવ્યો. ત્યહાર પછી ત્હેમણે દાક્ષિણાત્યની યાત્રા કરી. દક્ષિણનાં અનેક સ્થાનોમાં પર્યટન કરીને, તથા શૈવ અને રામાત્ સંપ્રદાયના અનેક મનુષ્યોને વૈષ્ણવ ધર્મમાં દીક્ષિત કરીને ચૈતન્યદેવ શ્રીરંગ ક્ષેત્રમાં જઈ પહોંચ્યા. ત્યહાં આગળ વેંકટ ભટ્ટના ઘરમાં ચાર માસ રહીને સેતુબંધ રામેશ્વર ગયા. રામેશ્વરથી દ્વારિકાતીર્થ અને દંડકારણ્ય થઇને પાછા નીલાચલમાં આવ્યા.

નીલાચલમાં કેટલા દિવસ રહ્યા પછી ગૌરાંગદેવ પાછા બંગાળા ગયા. પ્રથમ **પાણિહાટી** અને પછી **કાંચડાપાડામાં** શિવાનંદને મળીને, ચૈતન્યદેવ સાર્વભૌમના ભાઈ વાચસ્પતિ મહાશયને ઘેર જઇ પહોંચ્યા. નિમાઈ પધાર્યા છે એવી ખબર સાંભળીને આસપાસના ગામના લોક ત્હેમનાં દર્શન કરવા આવ્યા. ત્યહાં આગળ બહુ ભીડ થવા માંડી એટલે ચૈતન્યદેવ રાતો રાત ત્યહાંથી નીકળી પડીને ફુલિયા ગામમાં જઇ રહ્યા. એ સ્થાનમાં થોડા દિવસ રહીને એ રામકેલી નામક સ્થાનમાં ગયા. રામકેલી બંગાળાની પ્રાચીન રાજધાની હતું. એ ગૌડનગરનું બીજું નામ છે. રામકેલીમાં ચૈતન્યદેવના નિવાસ દરમિયાન રૂપ અને સનાતન નામના બે ભાઈ ચૈતન્યદેવની મોહિની શક્તિથી મુગ્ધ થઇને બપોરને વખતે ચૈતન્યદેવની પાસે આવ્યા. એમની અગાધ ભક્તિ જોઇને ચૈતન્ય દેવે ત્હેમને દૃઢ આલિંગન આપી પોતાના શિષ્ય બનાવ્યા. ત્યહાંથી ચૈતન્યદેવ શાંતિપુર ગયા.

ત્ય્હાં થોડા દિવસ રહીને માતાનાં દર્શન કરીને પાછા શ્રીક્ષેત્રમાં આવ્યા.

શ્રીક્ષેત્રમાં વર્ષા ઋતુના ચાર માસ ગાળીને એક શિષ્ય સાથે ચૈતન્યદેવ વૃન્દાવનની યાત્રાએ નીકળ્યા. ત્ય્હાં કેટલાક દિવસ રહીને પગે ચાલીને કાશી ધામ પહોંચ્યા. કાશી ધામમાં માયાવાદી સંન્યાસી અને દંડીઓનું ઘણું પ્રાબલ્ય હતું. ચૈતન્યદેવ કાશી પહોંચ્યા એટલે ત્ય્હાંના અનેક પંડિતો, દંડીઓ અને સંન્યાસીઓ ત્હેમની સાથે વિવિધ વિષયો ઉપર વાદવિવાદ કરવા આવ્યા. એમાંના એક પ્રકાશાનંદ સ્વામીએ ચૈતન્યદેવને સંબોધન કરીને કહ્યું "હે સંન્યાસી! ત્હમે સંન્યાસીના ધર્મને ત્યાગ કરીને ગાંડા માણસની પેઠે જીવન કેમ ગાળો છો?" ત્હેના ઉત્તરમાં ચૈતન્યદેવે જણાવ્યું કે "મ્હારા ગુરૂએ મ્હને મૂર્ખ ગણીને ઉપદેશ દીધો છે કે, તું વેદાન્તનો અધિકારી નથી. કલિયુગમાં હરિ નામનો જપ જપવામાંજ સાર છે. તું કેવળ કૃષ્ણનું નામ જપ્યા કર. કૃષ્ણના નામનો જપ કરવો અને કૃષ્ણ ભક્તિ કરવી એજ શ્રેષ્ઠ સાધન છે. ગુરૂએ મ્હને બૃહન્નારદીય પુરાણના નીચેના શ્લોકનો ઉપદેશ આપ્યો છે.

**हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।**
**कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥**

ગુરૂદેવે મ્હને એ ઉપદેશ આપ્યો છે અને હું ત્હેમની આજ્ઞાનું પાલન કરી રહ્યો છું એટલું કહીને ચૈતન્યદેવે હરિ નામનો મહિમા વર્ણવ્યો. ત્હેમની સાથે વાદવિવાદ કરવામાં પ્રકાશાનંદ વગેરેનો પરાજય થયો અને એ તથા બીજા માયાવાદીઓ પણ ચૈતન્યદેવની સાથે મસ્ત ચિત્તે હરિનામ ગાવા લાગ્યા. એ પ્રમાણે કાશીના પવિત્ર ધામમાં હરિનામની ધ્વજા રોપીને ચૈતન્યદેવ પાછા નીલાચલ ગયા.

એ સમયથી ચૈતન્યદેવની પ્રેમવિહ્વળતા ઘણીજ વધી પડી

હતી. એક દિવસ રાતને સમયે પૂર્ણિમાને દિવસે ચાંદનીના પ્રકાશથી શોભી રહેલા સુનીલ જળને જોઇને ચૈતન્યદેવ એટલા બધા પ્રેમમત્ત થઈ ગયા કે એને યમુનામાં રાધાકૃષ્ણની જળક્રીડા ધારીને એકદમ સમુદ્રમાં કુદી પડયા. પણ એક માછીમારની જાળમાં પડવાથી તે ઉગરી ગયા અને ત્હેમને કિનારે લાવવામાં આવ્યા. શકે ૧૪૫૫ ના આષાઢ માસમાં એ ક્યહાં ચાલ્યા ગયા ત્હેનો કોઇને પત્તો લાગ્યો નહિ.

ચૈતન્યદેવના અન્તર્ધાન પૂર્વે કેટલાક દિવસ ઉપર શચીદેવી મરણ પામ્યાં હતાં. ત્હેમનાં પત્ની વિષ્ણુપ્રિયાએ પતિના સંન્યાસી થયા પછી પોતે પણ સંન્યાસિની વ્રત્ત ધારણ કરી સાસુજીની સેવા કરવામાં તથા ત્હેમના દુઃખી જીવનને આશ્વાસન આપવામાં જીવન ગાળ્યું હતું. ગૌરાંગના અન્તર્ધાન પછી વિષ્ણુપ્રિયાએ ત્હેમની મૂર્તિ સ્થાપીને દેવતાની માફક ત્હેમની પૂજા કરી હતી. વિષ્ણુપ્રિયાના દેહ ત્યાગ પછી ત્હેમના ભાઈ માધવાચાર્યને મૂર્તિની સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થયો. નવદ્વીપમાં જે ચૈતન્યદેવની મૂર્તિ પ્રતિષ્ઠિત છે તે ત્હેમનાં પત્ની વિષ્ણુપ્રિયાએ સ્થાપેલી છે.

## વૈષ્ણવ તત્ત્વ નિરૂપણ.

૧. ઉપાસ્ય દેવના ઉપર અસાધારણ પ્રીતિ અને અનુરાગ ઉત્પન્ન કરવો ત્હેનું નામ ભક્તિ. કાયા, મન અને વચનદ્વારા ભગવાનને શરણે જવું ત્હેનું નામ ભક્તિ.

૨. ભક્તિની અવસ્થા ત્રણ પ્રકારની છે. ૧ સાધનભક્તિ, ૨ ભાવભક્તિ, ૩ પ્રેમભક્તિ.

૩. જગતમાં માનવ જન્મ ઘણો દુર્લભ છે. ચોરાશી લાખ યોનિમાં ફર્યા પછી જીવ મનુષ્યત્વને પ્રાપ્ત કરે છે. એ મનુષ્યત્વને

પ્રાપ્ત કરીને જે કોઈ ભગવાન્‌ના ચરણમાં એકાગ્ર ભક્તિ રાખે છે ત્હેને ધન્ય છે.

૪. અહૈતુકી અર્થાત્‌ કોઈ પણ વસ્તુની અભિલાષા રાખ્યા વગર અને જ્ઞાનકર્મ વગેરેના વ્યવધાન રહિત ભક્તિદ્વારા શ્રી ભગવાન્‌ને પ્રાપ્ત કરાય છે.

૫. નાસ્તિકનો સંગ કરવો, પાખંડી તપસ્વીઓનો સહવાસ કરવો, ખરાબ શિષ્યો અને મિત્રો ગ્રહણ કરવા, વૈષ્ણવની સાથે વાતચીત કરતાં અથવા ત્હેની સાથે સારો વ્યવહાર કરતાં સંકોચાવું, શોક મુગ્ધતા, કુસંસ્કારની રક્ષા, પરનિંદા, જીવહિંસા, કલહ, પરસ્ત્રીની કામના, સેવામાં બેકાળજી રાખવી, અહંકાર રાખવો, હરિનામનો મહિમા ખાલી પ્રશંસા સિવાય બીજું કશુ નથી એવો વિચાર કરવો, હરિનામનો દુરૂપયોગ કરવો, કોઇને કોઈ શ્રેષ્ઠ વસ્તુ સાથે હરિનામની સરખામણી કરવી, ભગવાન્‌ની નિંદા સાંભળવી અથવા એને અનુમોદન આપવું, એ બધા ધર્મ જગત્‌માં સર્વ નાશકારી અપરાધ ગણાય છે એ હમેશાં સ્મરણમાં રાખવું.

૬. પ્રથમ વિશ્વાસ, પછી સાધુસંગ, પછી અર્ચના, પછી વિઘ્નનિવૃત્તિ, પછી નિષ્ઠા, પછી રૂચિ, પછી ભાવ અને ત્યહાર પછી પ્રેમનો ઉદય થાય છે.

૭. એક માત્ર શુદ્ધ ભગવાનનુ ભજન કરો, પણ બીજો કોઈ બીજી પ્રકારે સાધના કરતો હોય તો ત્હેની નિંદા કરશો નહિ. બહારનો ભાવ જૂદા પ્રકારનો છે એમ જાણીને તર્ક વિતર્ક કરશો નહિ.

૮. વિશુદ્ધ પ્રેમ એજ યથાર્થ ધર્મ છે. કૃષ્ણ પ્રેમજ વિમળ છે. પ્રેમની અમુક અવસ્થાનું નામ ભક્તિ છે.

૯. ભક્તિની ઉન્નતિ કરવી એ કૃષ્ણ ભક્તનું સર્વસ્વ છે.

૧૦. સેવામાં પ્રીતિસંચાર, રસિક જનો સાથે મધુર ભાગવતનો

રસાસ્વાદ, સાધુસંગ; નામસંકીર્તન, એમાંથી જ્હેના ઉપર જ્હેની રૂચિ ત્હેની આલોચના ત્હેણે એ વખતે કરવી.

૧૧, રસનો અર્થ આનંદ થાય છે, એ આનંદ બે પ્રકારનો છે. જડાનંદ અને ચિદાનંદ. ચિત્–રસનો અર્થ શુદ્ધ આનંદ અને જડરસ એટલે સાંસારિક સુખ દુઃખ માત્ર પરમાનંદ અથવા ચિત્-રસ વિકાર પામીને દાંપત્ય પ્રેમ, સંતાનસ્નેહ–મૈત્રી, આનુગત્ય, અને ક્રીડા કૌતુક વગેરેમાં બદલાઈ ગયો છે.

૧૨. બધી ન્યાતજાતના લોક પ્રેમભક્તિના અધિકારી છે. હિન્દુ કે મ્લેચ્છ સર્વ કોઇ પ્રેમ ભક્તિનું અનુષ્ઠાન કરવા સમર્થ છે. એ પરાત્પર પરમેશ્વરના ઉપર એકાંત પ્રેમ, ભક્તિ અને અનુરાગ રાખીને ત્હેનું ભજન કરવામાં ન આવે તો એને પ્રાપ્ત કરવો તે કદી જીવોને માટે સુલભ નથી. એ રસ અથવા ભાવ પાંચ પ્રકારનો છે. શાન્ત, દાસ્ય, સાખ્ય, વાત્સલ્ય, અને મધુર અથવા કાન્તા.

૧૩. પ્રથમ સાધનભક્તિ, પાછળથી ભાવભક્તિ અને ત્યહાર પછી પ્રેમભક્તિ–ત્હેનું બીજું એક નામ રતિ છે, પણ એ કેવળ ચિન્મય અવસ્થામાં હોઈ શકે છે.

૧૪. કૃષ્ણ કૃપાથીજ રતિની ઉત્પત્તિ છે પણ ત્હેનું શિક્ષણ આ-પવું અઘરૂં છે. સાધુ સંગથી રતિને પુષ્ટિ મળે. સ્વેદ, કંપ, અશ્રુ, પુલક, વિવર્ણતા ઇત્યાદી રતિનાં લક્ષણ છે.

૧૫. રતિના પણ કેટલાક પ્રકાર છે, ભાગવતી રતિ, છાયા રતિ, જડ રતિ, અનેક કપટ રતિ. ભાગવતી રતિનો જરા ઉદય થાય એટલે ત્હેને છાયા રતિ કહે છે. અને મદ્યપાયી, વેશ્યાસક્ત અને પ્રણયીનાં જે લક્ષણ છે તે જડ રતિનાં લક્ષણ છે. સંકીર્તન વખતે લોકોને દેખાડવા સારૂ ધૂળમાં આળોટી પડવું અને વ્યભિચારી નારીનું સ્વામીને જોતાં વાર મલકાઇ જવું એ કપટ રતિનાં લક્ષણ છે એમ જાણવું.

૧૬. કોઇ કોઇ વૈષ્ણવો, વૈષ્ણવ ધર્મને શ્રેષ્ઠ માને છે પણ પોતે વૈષ્ણવ નથી. કેટલાક વૈષ્ણવોનાં ચિન્હ ધારણ કરે છે, પણ તેઓ ખરા વૈષ્ણવ નથી. વળી કેટલાક વૈષ્ણવના ઘરમાં જન્મ લે છે પરન્તુ તેઓ યથાર્થ વૈષ્ણવ થઇ શકતા નથી. એ બધા વૈષ્ણવ પક્ષના છે. પરન્તુ એક માત્ર ભક્તની સાથે પ્રભુ રસાલાપ કરશે; બીજાની સાથે નહિ.

૧૭. હરિનામ શ્રવણ કર્યાથીજ પાપ દૂર થઇને શરીર પવિત્ર થાય છે. જે ઠેકાણે કોઈ વિષમ અપરાધનો હેતુ ન હોય તેજ ઠેકાણે વારંવાર કૃષ્ણ નામનું ઉચ્ચારણ કરવું. તેથી ક્રમે ક્રમે શરીર પવિત્ર થશે. મન જ્યહારે ભગવાન ઉપર એક નિષ્ઠાવાળું થાય ત્યહારે બધું સહજ થઈ પડે છે. અને કશી આશંકા રહેતી નથી.

૧૮. અન્તરેન્દ્રિયોને વશીભૂત કરવી ત્હેનું નામ શમ છે, બાહ્યેન્દ્રિયને વશીભૂત કરવી ત્હેનું નામ દમ છે. દુઃખાદિને સહન કરવાનો અભ્યાસ કરવો ત્હેનું નામ તિતિક્ષા અને સમસ્ત નશ્વર વસ્તુઓને અવસ્તુ સ્હમજવી ત્હેનું નામ વૈરાગ્ય.

૧૯. તિતિક્ષા અને વૈરાગ્ય વૈષ્ણવ સંન્યાસીઓના મુખ્ય ધર્મ છે.

૨૦. શ્રદ્ધા, સાધુસંગ, ભજન અને નિવૃત્તિ ઇત્યાદિ દ્વારા જ્યહારે ભાગવતી રતિનો ઉદય થાય છે, ત્યહારે વિરક્તિ નામનો એક ધર્મ વૈષ્ણવોના હૃદયમાં ઉદય પામે છે. એ સમયે વૈષ્ણવો કૌપીન વગેરે ધારણ કરીને અને ભિક્ષા માગીને જીવન નિર્વાહ કરે છે. એજ વૈષ્ણવોનો ભેખ છે. એ ભેખ બે પ્રકારના છે. ભાવજનિત વિરક્તિ થયા પછી કોઈ સાધુની પાસે ભેખ લેવો અને બીજો સ્વયં એ રીતે વર્તે તે.

૨૧. જ્યહાં સુધી ઘરબાર છોડી દેવાને અશક્ત હો ત્યહાં સુધી કામના અને ત્હેનું છેવટનું ફળ દુઃખજનક અને મંદ છે એમ જાણીને ભગવાનનું પ્રીતિપૂર્વક ભજન કરવું. એ ગૃહસ્થ વૈષ્ણવનાં લક્ષણ છે.

૨૨. જ્યહારે ભેખ ધારણ કરીને વિચરો ત્યહારે બધા આશ્રમનો

પરિત્યાગ કરીને, બધી વિધિઓથી અતીત જે પરમહંસ વૈષ્ણવ આશ્રમ છે ત્હેમાં વિચરણ કરવું.

૨૩. જળનો ધર્મ શીતળતા છે, અગ્નિનો ધર્મ તાપ છે, પશુનો ધર્મ હિંસા છે અને મનુષ્યનો ધર્મ શુદ્ધ પ્રેમ છે.

૨૪. સંસાર રૂપી સર્પે જ્હેને દંશ માર્યો છે ત્હેને માટે બીજું કોઇ ઔષધ નથી. વૈષ્ણવ–મંત્ર કૃષ્ણ નામનોજ જપ કરતાં કરતાં ત્હેનો ઉદ્ધાર થશે.

૨૫. ત્રેતા અને દ્વાપરમાં ધ્યાન, યજન અને યજ્ઞ દ્વારા બ્રહ્મની પ્રાપ્તિ થઇ છે; પણ કલિયુગમાં ભગવાનના નામનું કીર્તન કરવાથી ભગવાનને પમાય છે.

૨૬. 'હરિ' એ શબ્દ જ્હેની જીભ ઉપર સદા વર્તમાન છે, ત્હેને પછી કુરૂક્ષેત્ર, કાશી વગેરે તીર્થનું પ્રયોજન શું છે?

૨૭. બહુ શાસ્ત્રાલોચના કરીને ઘણા દિવસ સુધી વારંવાર વિચાર કરીને, મ્હેં એકજ સિદ્ધાન્ત કહાડયો છે કે, નિત્ય નારાયણનું ધ્યાન ધરવું.

૨૮. ધ્યાનથી પાપની જેવી શુદ્ધિ થાય છે તેવી બીજા કશાથી થતી નથી. હરિનામ રૂપી અગ્નિ પુનર્જન્મ રૂપી પાપને દગ્ધ કરી નાખશે.

૨૯. ઘરમાંનો અગ્નિ જેમ મંદ મંદ પવનથી બધાને સળગાવી મૂકે છે તેમ ચિત્તમાં બિરાજેલા વિષ્ણુ, યોગીઓના અંતરમાંનાં સઘળાં પાપોને બાળી નાખે છે.

૩૦. આ સંસારમાં બધાને કર્માનુસાર ફળ મળે છે. પરન્તુ જેમ શેકેલ બીજમાંથી અંકુર ફુટતા નથી તેમ વૈષ્ણવને કોઇ દિવસ કર્મોનું ફળ સ્પર્શ કરતું નથી. ભક્તવત્સલ પ્રભુ ભક્તનાં કર્મ ફળનો પહેલેથીજ સંહાર કરી નાખે છે.





# ૭-મહાત્મા દાદૂ દયાલ

## અને દાદૂ-પંથ.*

आपा मटै, हरि भजै, तन मन तजै विकार ।
निर्वैही सब जीवसों, दादू यहु मतसार ॥ (दादू.)



આ આર્યાવર્ત અનેક ધર્મપંથોની જન્મભૂમિ છે. વિદેશોમાં તેવા પંથો બહુ કરી દ્વેષપૂર્વક કલહ અને વિરોધથી ઉત્પન્ન થયા જણાય છે, પરંતુ અત્ર તો ઈશ્વર ઉપર રાગથીજ તેવા જન્મ પામ્યા છે. ઉત્તમોત્તમ એવું વેદાંતજ્ઞાન સામાન્ય મનુષ્યોને ગ્રાહ્ય થવું અસંભવ જેવું હોવાથી, અનેક દયાળુ મહાત્માઓએ કાલે કાલે અધિકારી વર્ગ ઉપર જ દૃષ્ટિ રાખી સરલ રીતિએ લોકગમ્ય ભાષામાં ઉપદેશો કર્યા છે.

બહુધા મહાત્માઓ પોતે અમુક પંથ સ્થાપવાની પ્રવૃત્તિ કરતા જ નથી. પરંતુ તેવા કોઇ સમર્થ મહાત્માનો શિષ્ય વર્ગ તે મહાત્માની ઉપદેશશક્તિથી વા આચારાદિ શુદ્ધતાથી વા યોગબલથી વિસ્તૃત થાય,

---

* સંસ્કૃત "दा-रामोदय" તથા હિંદીમાં પંડિત ચંદ્રિકાપ્રસાદ ત્રિપાઠીના લેખના આધારે.

ત્યારે તે શિષ્યો તે સદ્‌ગુરૂનાં પૂજા–અર્ચનાદિ દેવવત્ કરે છે, અને સ્વપરંપરાથી તેની પૂજા તથા તેનાં ઉપદેશાદિ લોકોમાં નિરંતર કર્યા જાય છે, ત્યારે તે મૂલ ગુરૂના નામથી, તે ઉપદેશક–શિષ્ય અને સમૂહ ‘અમુક પંથી’ એથી વ્યવહારાય છે. તેવા પંથોમાંનો એક મૂલ ગુરૂ દાદૂના નામથી–દાદૂ પંથ–એ નામથી પ્રસિદ્ધ છે.

**દાદૂ પ્રાદુર્ભાવ**—દાદૂ પંથીઓમાં આમ પ્રસિદ્ધ છે કે કોઈ એક સ્થળે કેટલાએક યોગિજનો ધ્યાન કરતા હતા. તેઓમાં એક યોગીને ભગવાનની આજ્ઞા થઈ કે તેણે લોકોમાં જઈ પ્રાકૃત જીવોનું ઉપદેશોદ્ધારા કલ્યાણ કરવું. એથી તે યોગિરાજ અમદાવાદમાં આવ્યા. ત્યાં એક લોદીરામ નામે **નાગર ગૃહસ્થ** સાધુ સંતોના શુભાશીર્વાદથી પુત્રપાપ્તિ થશે એવી શ્રદ્ધાથી તેઓની સદા સેવા કરી રહ્યા હતા. તેઓ એ યોગિરાજ પાસે પણ ગયા અને તેમની બહુ સેવા કરી. એથી પ્રસન્ન થઇને યોગીએ લોદીરામને કહ્યું કે પ્રભાતકાલે સાબરમતી નદીને તટે જાઓ અને ત્યાં તમને તમારો ઈષ્ટ પદાર્થ–પુત્ર–પ્રાપ્ત થશે. તે પ્રમાણે લોદીરામે કર્યું. આ પાસ તે યોગીએ પોતાને સિદ્ધોથી કરવામાં આવેલી પ્રાકૃત લોકોદ્ધારની આજ્ઞાનું પરિપાલન કરવા, યોગબલથી બાલકરૂપ ધારણ કરી, તે નદીના પૂરમાં વહી જતા લોદીરામને જણાયા. લોદીરામ તેમને પોતાને ઘેર લઇ ગયા ને પુત્રવત્ લાલન કર્યું. દાદૂજીના આ પ્રાકટ્યની તિથિ સં૦ ૧૬૦૦ ફાલ્ગુન સુદિ ૮ મનાય છે.

એક કથન આમ છે કે દાદૂ એક ‘રૂ’ પીંજનારા પીંજારા હતા. એ ભ્રમ થવાનું કારણ આમ જણાય છે કે સાંભર કે આંબેરમાં દાદૂજીએ થોડા દિન રૂ પીંજવાનું કામ કર્યું હતું. તત્ત્વ આમ છે કે જે મહાત્માઓ જીવન્મુક્ત થાય છે તેમાં ત્રણ પ્રકાર હોય છે. કેટલાએક બાહ્ય પ્રવૃત્તિઓને સેવતા હોય એમ દેખાઈ લોકોપકારક કૃત્યો પણ કરતા રહે છે. અને કેટલાએક બાહ્ય પ્રવૃત્તિમાત્રનો ત્યાગ કરી સર્વદા

અંતર્મુખ વૃત્તિ રાખી સ્વરૂપાનુભવમૂલક નિજાનંદમાં નિમગ્ન રહે છે. એવા મહાત્માઓ મહાત્મારૂપે વર્તાઈ જઈ, લોકોથી સંસર્ગ પમાઈ અનેક જાતિની ઉપાધિના પાત્ર થાય છે. તેમાંથી પણ વિમુક્ત રહેવા તેઓ બહુવાર મૌન સેવે છે. કેટલાએક જ્ઞાન-પ્રકાશને ગુપ્તજ રાખી અજ્ઞાનીવત્ વિચરે છે. કેટલાએક તો મૂર્ખ વા ચલચિત્ત પુરૂષના જેવું બાહ્યવર્તન રાખે છે. જેથી લોકસમુદાય તેવાઓથી દૂર ને દૂરજ રહે છે.

વળી કેટલાએક અમુક કાલ પ્રવૃત્તિ તો અમુક કાલ નિવૃત્તિ એમ ઉભય સેવે છે. દાદૂજી આ અંતિમ વર્ગના હતા. તેઓનો અદ્‌ભુત ઉપદેશ અને ચમત્કારોનો મહિમા એટલો વિસ્તાર પામી ગયો કે ભક્તજનોની મોટી સંખ્યા તેઓની પાસે આવવા લાગી. તેથી તેમનાં ભજન અને યોગાભ્યાસમાં વિક્ષેપ આવવા લાગ્યો. તેના પરિહાર સારૂ તેઓએ દેશાંતર કરી, રૂ પીંજવાનું કામ કરવા માંડયું, જેથી લોકો તેમનું સત્ય સ્વરૂપ ન સમજી પાસે જતા બંધ થયા.

એમ કહેવાય છે કે મહાત્મા કબીરે પણ એવા લોકસંપર્કથી સ્વ-ધ્યાનમાં અતિ વિક્ષેપ થતો જોઇ એક ગણિકાને સંગમાં રાખી હતી. જેથી સામાન્ય લોકો તેને એક કુકર્મ માની લઇ કબીરને પરિહ-રવા મંડયા.

દાદૂજી એમ પીંજારાનું કૃત્ય કરતા તેનો ઉલ્લેખ તેઓના કેટલાએક શિષ્યો સુંદરદાસ, રજબ, જગન્નાથ અને જનગોપાલે કર્યો છે. સુંદરદાસજીએ તો એ કર્મને અધ્યાત્મરૂપક નીચેના પદમાં આપ્યું છે.

રાગ ટોડી.

**એક પીંજારા એસા આયા, રૂહ રૂઇ પીંજણ કે કારણ.**
**આપણ રામ પઠાયા. ટેક.**

**પીંજણ પ્રેમ મુઠિયા મનકો, લયકી તાંતિ લગાઈ**
**ધનુ હી ધ્યાન બંધ્યો અતિ ઉંચો કબહૂં છૂટિ ન જાઈ.**

જોઈ જોઈ નિકટ પિંજાવણ આવે, રૂઈ સબનકી પીજે.
પરમારથકો દેહ ધર્યો હે, સમ્યક કછુ હી લીજે.
બહુત રૂઈ પીંજી બહુ બિધિ કર, મુદિત ભયે હરિરાઇ.
દાદૂદાસ અજબ પીંજારા, સુંદર બલિ બલિ જાઇ.

ભાવાર્થ:—આત્મા રૂપી રૂના પીંજવા સારૂ રામે પોતે મોકલાવેલો એક અપૂર્વ પીંજારો આવ્યો. તેનું પીંજન પ્રેમનું અને મુઠી મન છે, તથા તાંત લય રૂપી છે. કદા પણ છૂટે નહિ એવું ધ્યાન રૂપી ધનુ ઉંચે બંધાય છે. એ પ્રમાણે સામગ્રી જોઈ (આત્મા—અનાત્મા) પીંજાવવાવાળા પાસે આવે છે અને તેઓ સર્વ રૂ પીંજી આપે છે. તેમણે પરમાર્થનો દેહ ધર્યો છે. અને તેમની પાસેથી કંઈ પણ સારૂં લેવું. બહુ પ્રકારે બહુ રૂ પીંજી હરિરાય પ્રસન્ન થયા. દાદૂદાસ એક અપૂર્વ પીંજારા છે અને તેમના ઉપર સુંદરદાસ વારી જાય છે.

દાદૂજીના ગુરૂ—દાદૂના જ્ઞાન આદિનો પરિચય તેમની વાણી અને તેઓના શિષ્યોના ગ્રંથો ઉપરથી થાય છે. દાદૂની વાણી ઉપરથી સ્પષ્ટ જણાય છે કે હિંદુઓના ધર્મ તથા પુરાણગત વિષયો, તેમજ મુસલમાન ધર્મના સિદ્ધાંતો તેમની જાણમાં સારી રીતિએ હતા. એવું જ્ઞાન બહુશ્રુત સાધુ અને ફકીરોના સત્સંગથી તેમજ કથાશ્રવણથી સંપાદિત થાય. પરંતુ દાદૂજીને કેવી રીતિએ પ્રાપ્ત થયું હતું અને કોનો વિશેષે સત્સંગ થયો હતો એ જણાયું નથી.

દાદૂપંથી જનગોપાળજીએ લખ્યું છે, કે તેઓની અગીઆર વર્ષની વયે અન્ય બાલકો સહ રમતા હતા, તેવામાં પરમપુરૂષે (પરમેશ્વરે) એક વૃદ્ધ પુરૂષનો વેશ (ભેખ) ધરીને તેમને દર્શન દઈ, એક પાનનું બીડું ખવરાવ્યું, અને તેમના મસ્તક ઉપર હાથ મૂકી સર્વસ્વ આપવા માંડયું. પરંતુ બાલકબુદ્ધિ દાદૂએ તે ગ્રહણ ન કર્યું. તેથી સાત વર્ષ પછી એજ વૃદ્ધ મહાત્મા પુનઃ આવ્યા, અને સ્વયોગબલથી દાદૂની

બાહ્યદષ્ટિને અંતર્મુખ કરાવી બ્રહ્મસાક્ષાત્કાર કરાવ્યો. તે દિનથી દાદૂ પરમેશ્વરનાં ભજન અને ચિંતનમાં સંલગ્ન થયા.

પંડિત જગજીવન લખે છે કે સ્વામી દાદૂ દયાલના ગુરૂ પરમેશ્વરજ હતા. દાદૂજીએ પોતે વાણીમાં ગુરૂમહિમા અનેક પ્રકારે ગાયો છે, પરંતુ કોઈ પણ સ્થળે કોઈ વિશેષ વ્યક્તિનું નામ ગુરૂ રૂપે ગણાવ્યું નથી.

**ગુરૂના બે પ્રકાર**—દાદૂજીનાં વાક્યો ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે તેઓ બે પ્રકારના ગુરૂ માનતા હતા—એક બાહ્ય અને બીજા અંતર્ગુરૂ. બાહ્યગુરૂ તે છે કે જે ઉપદેશદ્વારા સન્માર્ગ દર્શાવે અને સ્વના યોગબલથી શિષ્યમાં ત્વરિત શક્તિપ્રાદુર્ભાવ કરી સ્વસમાન કરે. અંતર્ગુરૂ તે છે કે જે સ્વયં જીવ—આત્મા અને પરમ—આત્મા છે, જેની અદ્ભુત કૃપાથીજ મનુષ્ય યથાર્થ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે.

દાદૂજીએ પોતાના ગુરૂ સંબંધમાં આ સાખી કહી છેઃ—

દાદૂ ગૈબમાંહિ ગુરૂદેવ મિલ્યા, પાયા હમ પરસાદ,
મસ્તકિ મેરે કર ધર્યા, દખ્યા અગમ અગાધ.

જેથી અનુમાનાય છે કે દાદૂજીને કોઇ સિદ્ધ મહાત્માએ યોગબલથીજ બ્રહ્મસાક્ષાત્કાર કરાવ્યો હતો.

સુંદરદાસના ગુરૂસંપ્રદાય નામે ગ્રંથમાં દાદૂના ગુરૂનું નામ "વૃદ્ધાનન્દ" લખ્યું છે, તેનું અપભ્રષ્ટ નામ 'વૃઢણુ' (વૃદ્ધ) કોઈ કોઈ સ્થળે જોવામાં આવે છે.

પ્રો. એચ. એચ. વિલ્સન દાદૂની ગુરૂપરંપરા રામાનુજ, દેવાનંદ, રાઘવાનંદ, રામાનંદ, કબીર, કમાલ, જમાલ, વિમલ, બુઢણુ અને દાદૂ એમ જણાવે છે. પરંતુ વિલ્સને પ્રાપ્ત કરેલું વૃત્તાંત કેટલેક સ્થળે ભૂલભરેલું છે, તેમ અત્ર છે.

દાદૂજીએ પોતાની વાણીમાં કેટલેક સ્થળે કબીર સાહેબની પ્રશંસા કરી છે પરંતુ રામાનંદનું કહીં પણ નામ લીધું નથી. સુંદરદાસ આદિ દાદૂપંથીઓ તો દાદૂને સ્વતંત્ર (કબીરપંથી આદિ અન્ય સર્વ સંપ્રદાયોથી ભિન્ન) ગુરૂ માને છે.

**દાદૂજીનું જીવન**-સંવત્ ૧૬૩૦ માં તેઓ સાંભર ગયા, ને લગભગ છ વર્ષ ત્યાં સ્થિતિ કરી. દાદૂજીનો ઉપદેશ, હિંદુ તથા મુસલમાન ઉભય જાતિના પ્રાકૃત લોકોમાં પ્રચલિત અને દૃઢ વિચારોથી, કેટલાએક અંશોમાં બહુ ભિન્ન હતો. તેથી તે સાંભળી તેમના અનેક વિરોધી પણ થયા, અને તેમને સંતાપવા લાગ્યા. પરંતુ ધીર દાદૂજી સ્વ-સત્ય-પંથથી એક પદ પણ પ્રચલિત થયા નહિ.

એકવાર એક કાજીએ બહુ ગુસ્સે થઈ દાદૂજીના મુખ ઉપર તમાચો માર્યો. પરંતુ દાદૂજીએ શાંતિ ન છોડી, એટલુંજ નહિ પરંતુ બીજું પાસું ધરી કાજીને કહ્યું કે ભાઇ એક બીજો પણ મારી લો અને પ્રસન્ન થાવ. એ ચરિતથી કાજી બહુ શરમાઈ ગયો.

પછી આંબેર જઇ ત્યાં આશરે ૧૪ વર્ષ રહ્યા. ત્યાં દાદૂજીનો મહિમા અધિક વિસ્તાર પામ્યો. અકબરશાહના વારંવાર કહેવાથી રાજા ભગવંતદાસ દાદૂજીને સંવત્ ૧૬૪૨ માં ફતેહપુર સીકરી લઈ ગયા. ને ત્યાં દાદૂજી ૪૦ દિન રહ્યા. અકબરશાહની ઇચ્છા હતી કે દાદૂ અકબરને પરમેશ્વર અવતાર હોવાનુ સ્વીકારે, પરંતુ દાદૂજીએ તે ન માન્યું. રાજા ભગવંતદાસ, અબુલ ફજલ આદિએ તેમને બહુ સમજાવ્યા, અને અન્ય કેટલાકોએ લાલચ, ભય પણ દર્શાવ્યાં, પણ મહાત્મા દાદૂ કશાને પણ વશ ન થયા.

અંતે અકબરનો નિશ્ચય થયો કે દાદૂ એક નિર્લોભી સાચા ફકીર છે, અને તેમને પોતાની રાજધાનીમાં સ્થાન કરવા બહુ આગ્રહથી કહ્યું. પણ દાદૂજીએ તે ન માન્યું અને પોતાની સાધારણ કુટીમાંજ રહેવાનું પસંદ કર્યું.

રાજા ભગવાનદાસના સ્વર્ગગમન પછી રાજા માનસિંહ આંબેરના રાજા થયા. તેઓના આગળ કેટલાએક અસૂયક અને દ્વેષી લોકોએ નિંદા કરી કે દાદૂજી લોકોને વિરૂદ્ધ ઉપદેશ કરે છે. રાજા માનસિંહને જો કે દાદૂના ઉપદેશ ઉપર પ્રીતિ હતી, તથાપિ લોકાપવાદને વશ થઇ એકવાર દાદૂજીને કોઇ અનુચિત પ્રશ્ન કર્યો. તે પછી દાદૂજીએ આંબેર ત્યજવા સંકલ્પ કર્યો. રાજા માનસિંહે દાદૂજીની ક્ષમા યાચી અને ત્યાંજ સ્થિતિ ચાલુ રાખવા બહુ આગ્રહ કર્યો. પરંતુ દાદૂજીએ સંકલ્પ ફેરવ્યો નહિ. પોતાનો સામાન દરિદ્રો કને લૂંટાવી દઇ પોતે એકલા ત્યાંથી ચાલી નીકળ્યા, અને પછી સતત વિચરતા રહ્યા.

સંવત્ ૧૬૫૦ થી ૧૬૫૯ સુધી કલ્યાણપુર, જયપુર, મારવાડ, બીકાનેર આદિ નાના સ્થળે પોતાના પ્રેમીઓ પાસે છ માસ, વર્ષ રહે, એમ વિચરતા રહ્યા. અંતે સં. ૧૬૫૯ માં નરાણે આવી વિશ્રામ કર્યો. ત્યાંથી ત્રણ ચાર કોશ ઉપર ભરાણાની ટેકરી છે ત્યાં થોડો સમય તેઓ રહ્યા અને ત્યાં અંતર્ધ્યાન પામ્યા. ત્યાં લૌકિક રીતિએ તેમના શરીરની અંત્યેષ્ટિ ક્રિયા કરવામાં આવી હતી અને ત્યાં તેથી પણ ઘણા સાધુઓ યાત્રાર્થ જાય છે.

**દાદૂજીનો પ્રભાવ**–વર્તમાનકાળના કેટલાએક સમાજોના સંસારી નેતાની આસપાસ બહુજનો કાર્યસિદ્ધિના સ્વાર્થથી કે કોઇ નોકરી કે ધનની પ્રાપ્તિની કામનાથી મળી તે મંડળના સભાસદ, અનુચર કે અનુમોદક આદિ થાય છે. પરંતુ દાદૂજી તો ત્યાગી હતા. તેમણે કોઇને બલાત્ શિષ્ય કર્યો ન હતો. પરંતુ તેમના સત્સંગી હજારો થયા.

દાદૂજીનાં વાક્ય એવાં હૃદયવેધી હતાં, અને દૃષ્ટિ એવી મોહક હતી કે તેઓ જેમના પ્રતિ મુખ કરી કંઈ કહેતા કે જોતા, તે સર્વ એમના રંગરસમાં લીન થઇ જતા. સાંભર અને આંબેરમાં અનેક સજ્જનો એમ તેમના ભક્તો થયા, અને શિષ્ટાચારના અનુસાર પોતાના ગૃહમંદિરમાં પદ ધરાવી મહોત્સવ મનાવતા.

દાદૂજીનું યોગબલ એવું હતું કે મનુષ્યો તો શું, પશુઓ પણ તેમની દષ્ટિ પડતાં આધીન થઈ જતા.

જનગોપાળજીએ દાદૂજીના અનેક ચમત્કારો વર્ણ્યા છે. તેઓને હાલના કેટલાએક યોગની શક્તિઓથી અપરિચિત અને અજ્ઞાની એવા મનુષ્યો અસંભવિત અને અપ્રમાણિક માને એમાં કંઇ આશ્ચર્ય નથી; કારણ તેવા મનુષ્યો બહુધા બાહ્યેન્દ્રિયોના પરિમિત બલનો આંતરેન્દ્રિયના અપરિમિત સામર્થ્ય ઉપર આરોપ કરતા હોય છે.

**દાદૂજીના મહાગુણો**–દાદૂજીના એક નિજ શિષ્ય સુંદરદાસે સ્વકૃત સુંદરવિલાસના ગુરૂદેવ નામક અંગમાં સ્વામી દાદૂદયાલનો બહુ મહિમા ગાયો છે. તેમાં તેઓના જિતેન્દ્રિયત્વ, ધૈર્ય, શીલ, સંતોષ, ક્ષમા, અવિવાદ, આદિ ગુણો ગણાવ્યા છે. એ મહાત્માઓને ઉચિત ગુણોનું નિધાન દાદૂજી હોવાથીજ બહુ લોકોની તેઓમાં શ્રદ્ધા થઈ, અને તેમના ભક્ત થયા.

"એક દિવસ નિશ્ચલદાસના વિદ્યાર્થીને શિષ્યવર્ગમાં કલહ થયો, તેમાં અનેક પંથના સાધુઓ હતા. એક વિદ્યાર્થીએ, બીજા દાદૂપંથી વિદ્યાર્થીને કહ્યું કે તારા ગુરૂ તો કુકડા જેવા હતા. એથી દાદૂપંથીને બહુ વિષમ લાગ્યું, અને તે પ્રસંગ નિશ્ચલદાસ પાસે ન્યાય થવા આવ્યો. તેઓની ગુણગ્રાહિણી બુદ્ધિએ તેમાંથી પણ સારજ નિઃસાર્યો; અને સ્મિતપૂર્વક વદ્યા કેઃ–'ભાઇ ! એ સત્ય કહે છે. શ્રી દાદૂજીએ બહુ જનોને મોહનિદ્રામાંથી જગાડયા છે, તેથી તે પદ પણ અનુચિત નથી."

**દાદૂજીની કૃતિઓ**–એ બે ભાગમાં વિભક્ત છે. કબીર આદિ સાખીઓ લખી ગયા છે તેવી, તે **બાની** કહેવાય છે. તે અનેક અંગોમાં વિભક્ત છે. અને બીજામાં ગેય એવાં પદો આવે છે. પ્રત્યેક અંગનો પ્રારંભ–

દાદૂ નમો નિરંજનં, નમસ્કાર ગુરૂદેવત:
વંદનં સર્વસાધવા, પરનામં પારંગત:

એ સાખીથી કરેલો છે.

એ કૃતિઓ ત્રણવાર મુદ્રાંકિત થઇ છે. પ્રથમ લાહોરના બ્રહ્મ-વિદ્યાપ્રચારક કાર્યાલયે સં. ૧૯૦૫ માં, મુંબાઇમાં શ્રીધર શિવલાલે તથા કાશીમાં નાગરીપ્રચારિણી ગ્રંથમાલામાં મ. મ. સુધાકર દ્વિવેદીએ સંશોધિત છે. એ સર્વ હજી પૂરી શુદ્ધ છપાઈ હોય એમ મનાતું નથી.

દાદૂજીની કૃતિ ગુણોમાં કબીરાદિ અન્ય મહાત્માઓની કૃતિ-સમાન છે, એમાં વિદ્વત્તા, રચનાશ્રમ કે નિરર્થકતા જણાતાં નથી. પરંતુ હૃદયવેધિતા, ગંભીરતા, તત્ત્વાવેદકતા આદિ પ્રાધાન્યે પ્રતિપ્રસંગે જણાઇ આવે છે અને તેથી ભક્તજનો તેને બહુ પ્રેમથી ગ્રહણ કરે છે અને વાંચે છે.

એ પદોની ભાષા અપર કેટલાએક સંતોની ભાષાતુલ્ય અને ભાષાના શબ્દો તથા પ્રયોગોથી સંમિશ્ર છે. એમાં ગુજરાતી, હિંદી, મારવાડી ને પંજાબી એઓના અંશો ન્યૂનાધિક છે.

**વાણીવિષયો**—દાદૂજીની વાણી સ્પષ્ટ નિઃસંશય દર્શાવે છે કે તેઓ એક સિદ્ધ યોગી હતા. જેનો જેનો ધ્યાનકાલમાં તેઓને અપરોક્ષ અનુભવ થયેલો તેનું તેઓએ અનેક પ્રકારે વર્ણન કર્યું છે. તેઓની પ્રત્યેક સાખી કે પદમાં યોગ કે અનુભવની ઝલક દષ્ટ થાય છે.

દાદૂજીની કૃતિઓમાં પરમાત્માનો મહિમા તથા સચ્ચિદાનંદ સ્વરૂપ **તેની નિર્ગુણ પૂજા**-ઉપાસના અને અનન્ય ભક્તિ, અજપા જપ (અજપાજાપ); ચંચલ મનને પરમ રૂપમાં સ્થિર કરવાનાં સાધનો; પરમરૂપનું ધ્યાન, ધારણ અને તેમાં સમાધિ; અનાહત નાદ (અનહદ વાજાં) નું શ્રવણ અને તેમાં મગ્નતા; અમૃતબિંદુનું પાન અને પરમાનંદની પ્રાપ્તિ; પરમાત્માથી ઐક્ય વા બ્રહ્મસાક્ષાત્કાર;—ઇત્યાદિ યોગિ-

બ્રહ્મ અને જ્ઞાનિદષ્ટવ્ય વિષયો સરલ ભાષામાં નિબદ્ધ છે, તેથી તે બહુ પામર અને પ્રાકૃત સાધુઓને પરમોપકારક થઈ છે.

કોઈ કોઇ સ્થળે દાદૂની વાણીમાં હિંદુ ધર્મના અંશ ઉપર આક્ષેપ જેવું જણાય છે, તેનું તાત્પર્ય તેની નિંદામાં નથી, પરંતુ ગૌણને મુખ્ય સમજવા રૂપ જે ભૂલ અતિ પામર જીવો કરે છે, તેને તોડવામાં તથા તેની સશુદ્ધિમાં છે. પરંતુ તે તત્ત્વાર્થ તેવા જીવોએ ન સમજી ક્રોધમાં દાદૂને ધુનિયા, કાફિર, આદિ શબ્દોથી વર્ણ્યા છે.

**દાદૂજીએ પ્રશંસિત મહાત્માઓ**—દાદૂએ પોતાની વાણીમાં અનેક મહાપુરૂષોની પ્રશંસા કરી છે. તેવાઓમાં–દત્તાત્રેય, નારદ, શુકદેવ, સનકાદિ, ધ્રુવ, પ્રહ્લાદ, ગોરક્ષનાથ, ભર્તૃહરિ, ગોપીચંદ, નામદેવ, પીપા, રહીદાસ અને કબીરનાં નામ ગણિત છે.

**દાદૂજીના શિષ્યો**—સ્વામી દાદૂ દયાલના ૫૨ (બાવન) શિષ્યો પ્રસિદ્ધ છે. અને તેઓ દ્વારા બાવન સ્થાન (થાના) અને બાવન મહંતસ્થાન સ્થપાયાં છે. એઓમાં ચાર નામે બનવારીજી, હરદાસજી, હિંગોલગિરિજી અને કપિલમુનિ. એ પ્રથમ સંન્યાસી હતા, અને પછીથી દાદૂજીના શિષ્યો થયા. ત્રણ જન કાશીના પંડિત જગજીવનજી, સીકરીના માધવદેવ ટેંટડાના નાગરજી એ બ્રાહ્મણો હતા.

દાદૂજીના શિષ્યસમુદાયમાંથી કેટલાએક મહાત્મારૂપે અતિપ્રસિદ્ધ થયા, જેમાંથી ચોવીસ (૨૪) સંતોએ વળી પોતપોતાના ભિન્ન પંથો રચ્યા છે, અને કેટલાએક ઉપદેશક કાવ્યો દ્વારા હિંદી સાહિત્યમાં પ્રસિદ્ધ થયા છે.

તેમાં મુખ્ય સુંદરદાસ (સં. ૧૬૫૩–૧૭૪૬) નામે છે. તેઓ શેખાવાટી પ્રગણામાં ફતેહપુરના વાસી હતા. દાદૂજીના શુભાશીર્વાદથી તેઓના માતપિતાને તે પ્રાપ્ત થયા હતા. અને તેઓના સુંદરવિલાસ

આદિ ગ્રંથો આ પ્રાંતમાં પણ બહુ પ્રસિદ્ધ અને સાધુ સંતોમાં તો બહુ પ્રચલિત છે, હિંદી સાહિત્યજ્ઞો તેમના કાવ્યને ઉચ્ચ પદ અર્પે છે.

અપર શિષ્યોમાં પ્રસિદ્ધ જનગોપાળજી, જગજીવનદાસજી, રજબજી, પૂરણદાસજી, ગરીબદાસજી આદિ છે.

દાદૂજીના પંથમાં પછી પણ અનેક સંત અને લેખકો થયા. જેવા કે છીતરજી ( સવૈયા ), ચંપારામ (દૃષ્ટાંતસંગ્રહના કર્ત્તા ), રાઘવદાસ ( ભક્તમાલના કર્ત્તા) આદિ.

એવા દાદૂપંથી ગ્રંથોની શ્લોકસંખ્યા આશરે એક લક્ષપૂરની હશે.

દાદૂજીના પંથમાં એમ અનેક કીર્તિમાન્ શિષ્યો અને સંતો થયા પરંતુ તે સર્વમાં વિચારસાગરના કર્ત્તા નિશ્ચલદાસ ( સંવત્ ૧૮૧૯-૧૮૪૯ ) શિરોમણિ પદે છે. તેઓના બે ગ્રંથ રત્નો ( મૂલે હિંદી ભાષામાં હોવા છતાં ) વિચારસાગર તથા વૃત્તિપ્રભાકર હિમાલયથી સેતુબંધ પર્યંત સમગ્ર હિંદુસ્થાનમાં સુપ્રસિદ્ધ અને પઠનપાઠનમાં સુપ્રચલિત છે એટલુંજ નહિ પણ સંસ્કૃતવેત્તા શાસ્ત્રપારાંગતોમાં પણ સંમાન્ય છે. એ ગ્રંથો નિશ્ચલદાસજીની અતુલ્ય બુદ્ધિ, મેધા, પ્રતિભા, જ્ઞાન અને ઉત્તમ લેખનશક્તિના સાક્ષી છે. એવા સમર્થ નિશ્ચલદાસથી સંમાન્ય ગુરૂ દાદૂનું નામ વર્તમાનકાલમાં અધિકાધિક પ્રસિદ્ધિમાં આવ્યું જણાય છે.

**દાદૂપંથનાં ગુરૂસ્થાનો**—પૂર્વે કહ્યું તેમ દાદૂપંથીઓની બાવન ગાદીઓ ( ગુરૂસ્થાનો ) ( અખાડા ) છે. પ્રત્યેક ગાદી ઉપર એકેક મહંત હોય છે. એ ગાદીઓનો મોટો ભાગ જયપુર રાજ્યમાં છે. બાકીનાં અલવર, મેવાડ, બીકાનેર આદિ રાજ્યો અને પંજાબ, ગુજરાત આદિ દેશોમાં છે. તેમાં મુખ્ય નરાણા છે, જ્યાં દાદૂજી પોતાના અંત સમય સુધી રહ્યા હતા. એ ગામ જયપુર અને અજમેરની મધ્યે ( રેલ્વે સ્ટેશન ) છે. ત્યાં દાદૂજી રહેતા બેસતા તે સર્વ સ્થળોનાં

વિદ્યાભ્યાસ માટે ત્હેમને ગામઠી નિશાળે બેસાડયા. બાળક શિવરામની બુદ્ધિ અસાધારણ તીવ્ર હોવાથી ઘણા થોડા સમયમાં એ પાઠશાળાના બધા શિક્ષણમાં પારદર્શી થઇ ગયા.

મૂળથીજ લગ્ન કરવાની ત્હેમની ઇચ્છા નહોતી; પરન્તુ માતાનો ઘણો આગ્રહ હોવાથી, ત્હેમને સંતોષ આપવા ખાતર ત્હેમને વિવાહ કરીને સંસારી થવું પડયું. માતા જ્યહાં સુધી જીવતી રહી ત્યહાં સુધી ત્હેમણે પણ ગૃહસ્થાશ્રમ નિભાવ્યો હતો. ૪૮ વર્ષની વયે શિવરામને માતૃવિયોગ થયો. માતાની અંત્યેષ્ટિ ક્રિયા–અગ્નિ સંસ્કાર –કરતી વખતે એમના મનમાં એવો વૈરાગ્ય ઉત્પન્ન થયો કે ઘેર પાછા નહિ ફરતાં સ્મશાનમાં ને સ્મશાનમાંજ રહી ગયા. ત્હેમના ઓરમાન ભાઇઓ અને સગાંવ્હાલાંઓએ ઘેર પાછા આવવાનો ઘણોએ આગ્રહ કર્યો પણ ત્હેમણે પોતાના સંકલ્પનો ત્યાગ કર્યો નહિ. શિવરામે પોતાની સ્થાવર જંગમ બધી મિલ્કત પોતાના ઓરમાન ભાઈને આપી દઇને કહ્યું "ભાઈ, હવે હું આ પાપી સંસારમાં પ્રવેશ કરીશ નહિ અત્યહાર સુધી માતાજી રજા નહિ આપે એમ ધારીને પાંજરામાં પૂરી રાખેલા પક્ષીની માફક સંસારાશ્રમમાં રહ્યો હતો. હવે માતાની રજા મળી છે, એટલે આવી અમૂલ્ય તક હું ગમાવીશ નહિ.

ત્હેમના ઓરમાન ભાઇએ જ્યહારે જોયું કે, મ્હોટાભાઇની પ્રતિજ્ઞા અટળ છે; હવે એ સંસારમાં ફરીથી લિપ્ત થશે નહિ, ત્યહારે ત્હેણે ત્હેમને માટે સ્મશાનમાં એક કુટીર (ઝુંપડી) બંધાવી આપી તથા ત્હેમના ખાવાપીવાનો બંદોબસ્ત કરી દીધો.

શિવરામ થોડાક મહિના સુધી એ કુટીરમાં રહ્યા પછી, તીર્થ યાત્રા કરવા નીકળી પડયા. દૈવસંયોગે એક ઘણા વૃદ્ધ સાધુનાં ત્હેમને દર્શન થયાં. શિવરામે એ વૃદ્ધ સાધુને સાચા યોગી જાણીને ત્હેમની પાસે દીક્ષા લીધી. વગર પ્રયત્ને આવા સદ્દગુણસંપન્ન ગુરૂ મળ્યાથી

શિવરામના હર્ષનો પાર રહ્યો નહિ. ત્હેમણે ત્હેમની પાસે યોગવિદ્યાનું શિક્ષણ મેળવવા માંડયું. ગુરૂએ પણ શિવરામને યોગ્ય શિષ્ય ગણીને, જરાએ કપટ રાખ્યા વગર શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક શિક્ષણ આપ્યું. આ સંન્યાસી પાસે દીક્ષા લીધા પછી શિવરામે " તૈલંગસ્વામી " નામ ધારણ કર્યું. એ દિવસથી જનસમાજમાં તેઓ "તૈલંગસ્વામી" નામથી પ્રખ્યાત થયા.

ગુરૂદેવે દેહ ત્યાગ કર્યા પછી, તૈલંગસ્વામીએ સેતુબંધ રામેશ્વર તરફ ગમન કર્યું. ત્હાં આગળ ત્હેમના કેટલાક શિષ્યો થયા. તૈલંગસ્વામીએ એવો વિચાર કર્યો હતો કે, આ સ્થાનમાંજ જીવનનો બાકીનો સમય ગાળીશ. પરન્તુ એવું બની શક્યુ નહિ.

ત્હેમણે ત્હાંના કોઈ ધનવાન સદ્‌ગૃહસ્થને કાળના મુખમાંથી બચાવ્યો તથા અનેક મનુષ્યોને ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત કહી આપી. આથી એમનાં દર્શન કરવા સારૂ માણસોની મ્હોટી ઠઠ જામતી હતી. આ પ્રમાણે ઉપરા ઉપરી લોકોની આવજા થયાથી ત્હેમના યોગાભ્યાસમાં અડચણ પડી; એટલે તેઓ એ સ્થાનનો પરિત્યાગ કરીને નેપાલ રાજ્યમાં ગયા. ત્હાં પણ ત્હેમના ગુણનો મહિમા પ્રગટ થતાં વારજ લોકોએ ફરીથી ત્હેમને દર્શન સારૂ આવીને કંટાળો આપવા માંડયો. આથી એ પોતે ઘણા કંટાળીને ટિબેટ તરફ ગયા; ત્હાંથી માનસરોવરમાં જઇને એકાગ્રચિત્તે યોગાભ્યાસ કર્યો. ઘણા દિવસ સુધી એકાંતમાં યોગસાધના કરીને સિદ્ધિ મેળવ્યા પછી મોક્ષધામ કાશીમાં ત્હેમનું પધારવું થયું. કાશીમાં ગયા પછી થોડો વખત સુધી એમણે દશાશ્વમેધ ઘાટ ઉપર નિવાસ કર્યો; ત્હાર પછી અસિઘાટ, તુલસીઘાટ, વગેરે કેટલાક ઘાટ ઉપર વસ્યા. અને છેવટે પંચગંગાના ઘાટ ઉપર યોગાશ્રમ બંધાવી ત્હાંજ નિવાસ કર્યો. એ સમયમાં એ ઘણાઓને યોગ વિદ્યાનું શિક્ષણ આપતા હતા અને પોતાની યોગવિ-

ઘાના અનેક અલૌકિક ચમત્કારોથી બધાને સ્તબ્ધ કરી દેતા હતા.

હુગલી જિલ્લામાં શ્રીરામપુર નામનું એક ગામ છે. શ્રીરામપુરમાં જયગોપાળ કર્મકાર નામનો એક પુરૂષ વસતો હતો. ત્હેના મનમાં વૈરાગ્યનો ઉદય થવાથી, ઘર સંસારનો બધો વહિવટ પુત્રોને સોંપી દઇને કાશીધામમાં આવ્યો હતો. ત્હેણે પહેલેથીજ સ્વામીજીનું નામ સાંભળ્યું હતું. કાશીમાં પહોંચ્યા પછી લગભગ દરરોજ એ સ્વામીજીનાં દર્શન કરવા સારૂ જતો. સાધુ સંન્યાસીઓ ઉપર ત્હેની પ્રગાઢ ભક્તિ હતી. દેવસેવાની માફક, દરરોજ એ સ્વામીજીને અર્પણ કરવા સારૂ થોડાં ફળ ફૂલ તથા દૂધ લઈ જતો. કેટલાક દિવસ આ પ્રમાણે ચાલ્યા પછી કર્મકારના ઉપર સ્વામીજીની દૃષ્ટિ પડી. સ્વામીજીની કૃપા પ્રાપ્ત થવાથી કર્મકાર પોતાને મહાભાગ્યશાળી ગણવા લાગ્યો. એક દિવસ કર્મકાર કાંઇક આકુળવ્યાકુળ ચિત્તે સ્વામીજીની પાસે આવીને બોલ્યો “ગુરૂદેવ! આજ મ્હારી છાતીમાં ધડધડ ધબકારો થયા કરે છે. શાથી એમ થાય છે એ મ્હારાથી સ્હમજાતું નથી. પણ મ્હને શંકા રહે છે કે કદાચ કાંઈ અશુભ તો નહિ થાય!’ કર્મકારને વિશેષ ગભરાયેલો જોઇને સ્વામીજી બોલ્યા “હમણાંજ હું ત્હારા ઘરની ખબર મંગાવી આપું છું. થોડીવાર થોભી જા.’ સ્વામીજીએ એક ક્ષણવાર આંખ મીચીને કાંઇક જોયું પણ પોતાનો અનુભવ કર્મકારને નહિ જણાવતાં કહ્યું કે ‘વાળુ કરીને સ્હાંજે અહિં આવજે’ કર્મકાર સંધ્યાકાળે ત્યહાં જઈ પહોંચ્યો એટલે સ્વામીજીએ ત્હેને કહ્યું “આજ સ્હવારના છ વાગ્યે ત્હારો મ્હોટો દિકરો વિશૂચિકા રોગથી મરણ પામ્યો છે.” સ્વામીજીના મુખે આ દારૂણ સમાચાર સાંભળીને જયગોપાળ બાબુ અત્યંત મર્માહત થયા અને અશ્રુનો વેગ ખાળી ન શકાયાથી રોવા લાગ્યા. કર્મકારને આક્રન્દ કરતો જોઇને સ્વામીજીએ ત્હેને થોડોક ઉપદેશ

આપ્યો કે 'જો બાપુ! એક ઇશ્વર સિવાય આ સંસારમાં બધું અનિત્ય છે. કોઇ પણ પદાર્થ ચિરસ્થાયી નથી. જે ચિરસ્થાયી નથી, જે ક્ષણમાં છે અને ક્ષણમાં નથી, એવી વસ્તુઓ માટે દુઃખી થવું એ અજ્ઞાન મનુષ્યનું કર્તવ્ય છે. એ અજ્ઞાનતાજ મનુષ્યના મનનું એક માત્ર આવરણ છે. આ સંસારમાં જહેમનાં હૃદય અજ્ઞાનરૂપી અંધકારથી ઢંકાયલાં છે, ત્હેમના મનને કદાપિ શાન્તિ મળતી નથી. જ્ઞાન અને અજ્ઞાન એ બેમાં કેટલો ભેદ છે તે હું એક સામાન્ય દૃષ્ટાન્તથી ત્હને સ્હમજાવી દઇશ. પ્રકાશ અને અંધકારમાં જેટલો તફાવત છે, તેટલોજ તફાવત જ્ઞાન અને અજ્ઞાનમાં છે, અંધકાર વિપદ્ અને ભ્રમજનક છે, પ્રકાશ વિપદ્ અને ભ્રમનો નાશ કરનારો છે. અંધકારમાં રસ્તા ઉપર ચાલતા હોઇએ ત્યહારે કોઈ ઝાડને જોઇને આપણને કોઇ મનુષ્ય છુપાઇને ઉભું રહ્યું હોય એવો ભ્રમ થાય છે, દોરીને સાપ જાણીને બીક લાગે છે. સીધા રસ્તા ઉપર ચાલતા હઇએ તો પણ શંકા રહે છે કે રખેને રસ્તો ભૂલી તો નહિ ગયા હોઈએ; વગેરે વગેરે. પરન્તુ પ્રકાશદ્વારા એ બધા ભ્રમ દૂર થઇ જાય છે. એજ પ્રમાણે અજ્ઞાની મનુષ્ય પણ એવા પ્રકારના ભ્રમમાં પડીને દુઃખ પામે છે. જે વખતે ત્હેમના જ્ઞાનનો વિકાસ થાય છે તે વખતે ત્હેમના બધા ભ્રમ દૂર થાય છે. ત્હમે પૂછશો કે, અંધકારમાં એવો ભ્રમ શા માટે થાય છે? અંધકારરૂપી આવરણથી બધી વસ્તુઓ ઢંકાઇ ગઇ છે માટેજ એ પ્રકારનો ભ્રમ થાય છે. પ્રકાશ એ આવરણને,–એ પડદાને–ઉચો કરીને દરેક પદાર્થનું પોતપોતાનું સ્વરૂપ આપણી આગળ ખુલ્લું કરી દે છે એટલે આપણને કોઈ જાતનો ભ્રમ રહેતો નથી. ત્હમારૂં હૃદય અજ્ઞાનરૂપી પડદાથી ઢંકાયલું છે. એટલે પુત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યાથી ત્હમને રોવું આવે છે. જ્યહારે ત્હમને જ્ઞાન થશે, ત્યહારે સ્હમજી શકાશે, કે એ પુત્ર સાથે ત્હમારે કાંઇ પણ લેવા દેવા નહોતી.'

જયગોપાળ બાબુ સ્વામીજીની પાસે પુત્રના મૃત્યુ સમાચાર તથા ઉપર પ્રમાણે ઉપદેશ સાંભળી આવીને રાત્રીએ ઘેર આવી સુઇ ગયા. પાછલી રાત્રે ત્હેમણે સ્વપ્નમાં પુત્રને જોયો. બીજે દિવસે અગત્યનો (અરજન્ટ) તાર મૂકીને ખબર પૂછાવ્યા તો માલૂમ પડયું કે સ્વામીજીએ આપેલા સમાચાર અક્ષરેઅક્ષર ખરા હતા.

કાશીમાં અસિઘાટની પાસે એક મનુષ્યનું સાપ કરડવાથી મૃત્યુ થયું. મૃત પુરૂષનાં સગાં વ્હાલાંએ ત્હેને ગંગાના જળમાં વ્હેવરાવી દેવાનો સંકલ્પ કર્યો. જે સ્થળે એ લોકો બધી તૈયારીઓ કરીને શબને નદીમાં વ્હેવરાવવાની ગોઠવણ કરી રહ્યા હતા, ત્યહાં આગળ દૈવયોગે સ્વામીજી સ્નાન કરી રહ્યા હતા. એ મરણ પામેલા પુરૂષની તરૂણ વયની વિધવા હૃદયદ્રાવક કલ્પાંત કરી રહી હતી. સ્વામીજીને ત્હેની મનોવેદના જોઇને દયા ઉપજી, તથા સર્પના દંશથી મરણ પામેલા મનુષ્યની પાસે ગયા. ત્હેમણે ત્યહાં ઉભા રહેલા કોઇ પણ માણસ સાથે વાર્ત્તાલાપ કર્યો નહિ, પણ અંગુઠો અને તર્જનીવડે થોડીક માટી લઇને, જે સ્થળે સાપે ડંખ માર્યો હતો. તે જગ્યાએ ચોંટાડી દીધી, અને પછી એ ભાગને ગંગાજળથી ધોઇ નાખ્યો. જે લોકો મૃત પુરૂષનો અન્ત્ય સંસ્કાર કરવા આવ્યા હતા ત્હેમનામાંથી કોઇએ આજ સુધીમાં સ્વામીજીનાં દર્શન કર્યાં નહોતાં; સ્વામીજીએ ત્યહાંથી જઇને પાછું ગંગાના પ્રવાહમાં ડુબકું માર્યું. ત્હેમણે ડુબકું માર્યું એટલે તરતજ એ મૃત પુરૂષમાં ધીમે ધીમે જ્ઞાનનો સંચાર થવા લાગ્યો. આંખ ઉઘાડીને ત્હેણે જોયું તો વાંસની ઠાઠડીમાં બાંધીને લોકો ત્હેને સ્મશાનમાં લાવેલા છે. ત્હેની રૂપયૌવન સંપન્ન સોળ વર્ષની સ્ત્રી એક તરફ બેસીને રોઈ રહી છે. ધીમે ધીમે વધારે શુદ્ધિ આવતી ગઇ એટલે ત્હેના શરીરમાં શક્તિનો સંચાર થયો અને ત્હેણે ઉઠવાનો પ્રયત્ન કરવા માંડયો. ત્હેને હાલતો જોઈને ત્યહાં ઉભેલા બધા લોકો આશ્ચર્ય પામી

ગયા. સર્પે જે મનુષ્યને દંશ દીધો હતો તે મનુષ્ય કહેવા લાગ્યો "મ્હારાં બંધનો છોડી નાખો, શા સારૂ મ્હને આમ બાંધીને અહિં લાવ્યા છો?" મૃત પુરૂષને પુનર્જીવિત થયેલો જોઇને ત્હેના સગા સંબંધી સાનંદઆશ્ચર્ય ચકિત થયા, તથા આ ચમત્કાર કોના પ્રતાપથી બન્યો ત્હેની તપાસ કરવા લાગ્યા. તપાસ કરતાં માલૂમ પડયું કે એનો જીવનદાતા સ્વામીજી વગર બીજું કોઈ નહોતું.

શિયાળાની મોસમમાં ખાનપાન તથા નિદ્રાનો ત્યાગ કરીને બે ત્રણ દિવસ સુધી ગંગાના જળ ઉપર તરતા અને ઉન્હાળાની પ્રચંડ ગરમીના ઉકળાટમાં ઉન્હા લ્હાય જેવા થઈ ગયેલા પથરાઓ ઉપર બેસી રહેતા સ્વામીજીને ઘણા આદમીઓએ દીઠા હતા. કાશીમાં આવ્યા પછી કેટલાક શિષ્યો સિવાય બીજા કોઇની પણ સાથે ઝાઝી વાતચીત કરતા નહિ, તેમજ માગી લાવીને ભિક્ષા કરતા નહિ. ભક્ત લોકો ખાસ શ્રદ્ધાપૂર્વક આવીને જે કાંઈ ત્હેમના મ્હોં આગળ મૂકતા તેજ ખાઇને સંતોષ માનતા. કેટલાક લોકો એમ માનતા કે સ્વામીજી કોઈ ઢોંગી પુરૂષ છે. એક વખત એક દુષ્ટ સ્વભાવના માણસે સ્વામીજીની પરીક્ષા લેવાના ઇરાદાથી ત્હેમની આગળ એક શેર કળી ચુનાના પાણીને ઘોળીને દૂધ જેવું બનાવી તે ત્હેમની આગળ ધર્યું. તથા વિનયપૂર્વક કહ્યું કે આ દૂધ છે, પી જાઓ. સ્વામીજી એ દુષ્ટના મનનો વિચાર સ્હમજી ગયા અને ત્હેની તરફ એક દૃષ્ટિપાત કર્યો, તથા પછીથી જરા પણ સંકોચ કે શોક કર્યા વગર, સદાના જેવા પ્રફુલ્લિત વદને, એટલા બધા કળી ચુનાનું પાન કરી ગયા. એ દુષ્ટોએ ધાર્યું હતું કે, આટલો બધો કળીચુનો પાયાથી સ્વામીજી એકદમ ગુસ્સે થઇ જશે, અને કદાચ મારી બેસશે. એવા વિચારથી તેઓ પ્રથમથીજ બ્હીને સ્વામીજીથી થોડે દૂર જઈને બેઠા હતા. જ્યહારે એ દુષ્ટોએ જોયું કે, સ્વામીજી તો જરા પણ ક્રોધ કર્યા વગર કે કટાણું મ્હોં કર્યા વગર, બધો કળી

ચુનો પી ગયા, ત્હારે તેમના સંકોચનો પાર રહ્યો નહિ. તેઓ તરત જ સ્વામીજીના ચરણમાં પડયા અને પોતાના અપરાધોની ક્ષમા માગી. સ્વામીજીએ ત્હેમની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યા વગર ત્હેમની સન્મુખજ ધોળેલા ચુનાનું પાણી જેવું ને તેવુંજ ઉલટી કરીને પાછું કહાઢી આપ્યું. સ્વામીજીની આવી અસાધારણ ક્ષમતા જોઈને દુષ્ટો એકદમ જડ પદાર્થની પેઠે મૂઢ થઇને બેસી રહ્યા.

બ્રિટિશ રાજ્યમાં જનસમાજના દેખતાં નાગા ફરવું એ કાયદાથી વિરૂદ્ધ છે એટલે કોઇ સ્ત્રી પુરૂષ ખુલ્લી રીતે નગ્નાવસ્થામાં રહી શકતું નથી. પરન્તુ સ્વામીજી નગ્ન દશામાં કાશીના રસ્તાઓમાં, ઘાટ ઉપર તથા જંગલોમાં સર્વત્ર વિચરણ કરતા. પોલિસના સિપાહીઓએ ઘણીએ વાર ત્હેમને સાવચેતી આપી હતી, પણ ત્હેમણે ત્હેમની સાવચેતી કે ધમકીઓ તરફ જરા પણ લક્ષ્ય આપ્યું નહોતું. એક દિવસ સ્વામીજી નગ્નાવસ્થામાં ભાગીરથીના કિનારા ઉપર બેઠા હતા, તેવામાં પોલિસના એક સિપાહીએ ત્હેમની પાસે આવીને થાણામાં જવાને કહ્યું. સ્વામીજી એ વખતે ધ્યાનગ્રસ્ત હતા. બહારની વસ્તુઓનું જ્ઞાન ત્હેમને એ સમયે જરા પણ નહોતું. એટલે ત્હેમણે એ સિપાહીની વાતનો કાંઈ પણ ઉત્તર દીધો નહિ. સ્વામીજીના કેટલાક શિષ્યો ત્હાં આગળ એ વખતે ઉભા હતા. સ્વામીજીની તરફથી કાંઈ પણ ઉત્તર નહિ મળ્યાથી તે તુમાખી સ્વાભાવનો પોલિસ પોતાની કમરમાંથી સોટો કહાડીને સ્વામીજીને માર મારવા લાગ્યો. સ્વામીજીના શિષ્યોએ ત્હેને એવું કરતાં રોકયો. એટલે એ લાલચોળ થઈ ગયો અને સ્વામીજીની વિરૂદ્ધ થાણામાં જઇને ખબર આપી આવ્યો. એ ખબર સાંભળીને કેટલાક સિપાહીઓ બાહ્યજ્ઞાનશૂન્ય સ્વામીજીને ટીંગાટોળી કરીને થાણામાં લઈ ગયા. બીજે દિવસે મેજીસ્ટ્રેટ સાહેબની અદાલતમાં ત્હેમનો મુકદમો ચલાવવામાં આવ્યો. સ્વામીજીના શિષ્યોએ

ત્હેમના છુટકારા સારૂ એક વકીલ ઉભો કર્યો હતો. એ વકીલે માજી-સ્ટ્રેટ સાહેબને સ્હમજાવી દીધું કે એ મહા યોગીપુરૂષ છે, એમનું ચિત્ત નિર્વિકાર છે એટલે વસ્ત્ર પહેરવાની ત્હેમને કાંઈ પણ જરૂર નથી. મેજીસ્ટ્રેટે વકીલનું ભાષણ સાંભળીને સ્વામીજી નિર્વિકાર ચિત્તના સાધુ છે કે નહિ ત્હેની ખાત્રી કરવાના ઈરાદાથી પોતાના બપોરના નાસ્તામાંથી થોડુંક ભોજન ત્હેમને ખાવાને આપ્યું; સાહેબનો મનોભાવ સ્હમજી જઇને સ્વામીએ કહ્યું " જો આપ સાહેબ મ્હારા ખાણામાંથી થોડુંક ચાખશો તો મ્હને આપનું ભોજન ખાવામાં જરા પણ વાંધો નથી. એટલું બોલીને તરતજ એમણે પોતાના હાથમાં મળત્યાગ કર્યો અને બધાનાં દેખતાં એ મળ ખાઈ ગયા. સ્વામીજીનું આવું અમાનુષિક કાર્ય જોઇને મેજીસ્ટ્રેટે ત્હેમને સર્વત્ર નગ્નાવસ્થામાં ફરવાની રજા આપી.

એક સમયે એક પ્રસિદ્ધ અમલદાર કાશીના રાજાના ગામ રામનગરથી નૌકામાર્ગે કાશી ધામમાં આવતો હતો. ત્હેણે થોડે દૂર આવ્યા પછી સ્વામીજીને ગંગાના જળમાં તરતા જોયા. કાશીના બધા ખારવાઓ સ્વામીજીને ઓળખતા હતા. સ્વામીજીને નદીમાં પદ્માસન-વાળીને બેઠેલા જોઇને એ સરકારી અમલદાર ઘણો આશ્ચર્યચકિત થઇ ગયો, તથા ખલાસીઓને પૂછવા લાગ્યો ' આ કોણ છે. ? ' ખલાસીઓ બોલ્યા "એ તો તૈલંગસ્વામી છે. એ મ્હોટા સાધુ છે" સરકારી અમલદારના સાથીઓએ સ્વામીજીનું નામ માત્ર સાંભળ્યું હતું, પણ એમનાં દર્શન કદી કર્યાં નહોતાં. સ્વામીજીનું નામ સાંભળ્યાથી ત્હેમણે અમલદાર આગળ ત્હેમનાં ઘણાં વખાણ કર્યાં. પોતાના સાથીને મ્હોંએથી સ્વામીજીનાં વખાણ સાંભળીને એ અમલદારે સ્વામીજીને પોતાની હોડીમાં બેસાડવાની ઈચ્છા કરી. નૌકા સ્વામીજીની પાસે ગઈ એટલે ત્હેણે ત્હેમને પોતાની હોડીમાં આવવાની ઘણી વિનંતિ કરી.

હેનો આગ્રહ જોઇને સ્વામીજી કાંઈ પણ વાંધો લીધા વગર અંદર આવ્યા. અમલદાર સ્વામીજીને જોઇને અત્યંત આહ્લાદિત થયો તથા હેમને અનેક પ્રકારના પ્રશ્ન કરવા લાગ્યો. પણ સ્વામીજીએ હેના તરફ નજર પણ ફેરવી નહિ. એ તો મુંગા અને બહેરા મનુષ્યની પેઠે ચૂપચાપ બેસી રહ્યા. નૌકા ગંગા નદીની વચ્ચોવચ આવી પહોંચી એટલે સ્વામીજીએ એ અમલદારની પાસે એક સારી તલવાર હતી તે જોવાની ઇચ્છા દર્શાવી. સ્વામીજીની ઇચ્છા જાણતાં વારજ એ અમલદારે પોતાની કમર ઉપરથી એ સુંદર તલવાર છોડી લઇને સ્વામીજીના હાથમાં આપી, પરન્તુ દૈવવશાત્ એ તલવાર સ્વામીજીના હાથમાંથી ગંગાના પ્રવાહમાં પડી ગઈ. એ તલવાર એ અમલદારને કોઈ અંગ્રેજ બહાદુર તરફથી ઇનામમાં મળી હતી એટલે એવા સ્મારક ચિહ્નને નદીમાં પડી જતું જોઇને સ્વામીજી ઉપર હેને ઘણો ગુસ્સો ઉપજ્યો, અને હેના મ્હોંમાંથી અનેક અપશબ્દો નીકળવા લાગ્યા. નૌકા કિનારે આવી પહોંચી ત્યારે સ્વામીજીનો એક મુખ્ય શિષ્ય ત્હાં આગળ હાજર હતો. હેણે એ અમલદારને ઘણો ગુસ્સે થતો જોઇને કહ્યું " સાહેબ, આપ ગુસ્સે થશો નહિ, હું ગંગામાં તારવાઓ મોકલીને પણ આપની તલવાર ખોળી લાવીશ. એટલું કહીને એ કોઈ હોંશિયાર તારાની શોધમાં ગયો. બીજી તરફ સ્વામીજીએ પોતાના શિષ્યને અત્યંત ખેદ પામતો જોઇને, એ નૌકા ઉપર ચ્હડીને, નૌકામાં બેઠે બેઠે પાણીમાં હાથ નાખ્યો. પાણીમાં હેમનો હાથ પહોંચતાં વારજ ત્રણ તલવાર હેમના હાથમાં આવી. એ ત્રણે તલવારો સરકારી અમલદારના હાથમાં મૂકીને હેમણે કહ્યું "આમાંથી ત્હમારી તલવાર ઓળખીને લઈ લ્યો." આ અલૌકિક બનાવ જોઇને એ અમલદાર તો આભોજ બની ગયો અને પોતાના અપરાધ માટે ક્ષમા માગવા લાગ્યો. એ અમલદારે પોતાની તલવાર ઓળખીને

લઈ લીધી એટલે સ્વામીજીએ બીજી બે તલવારો પાણીમાં ફેંકી દીધી.

• એક વખતે પૃથ્વીગિરી નામના સાધુનો શિષ્ય રાજઘાટ ઉપર આવીને રહ્યો હતો. તે એક દિવસ સ્વામીજીને મળવા આવ્યો. એ સમયે સ્વામીજીની પાસે અનેક પુરૂષો બેઠા હતા. ત્હેણે આવીને સ્વામીજીને કાંઈ વાત કહી. પાછળથી એ બન્ને જણા બધાના દેખતાં એ સ્થાનેથી અદૃશ્ય થઈ ગયા. લગભગ અડધા કલાક પછી સ્વામીજીનાં દર્શન એ ને એ સ્થાન થયાં, કેવળ પૃથ્વીગિરિના શિષ્યને કોઈ દેખી શક્યું નહિ.

એજ સમયમાં પ્રસિદ્ધ વક્તા સ્વામી દયાનંદ સરસ્વતી કાશી ધામમાં ગયા હતા. હિન્દુ દેવદેવીઓની તથા મૂર્તિઓની પૂજા અસાર છે એવું સિદ્ધ કરવાને સ્વામી દયાનંદજી ભાષણો આપતા હતા. સ્વામીજીના કેટલાક શિષ્યોએ દયાનંદજીનું ભાષણ સાંભળીને ત્હેમના વિચારો પોતાના ગુરૂને જણાવ્યા. તૈલંગ સ્વામીએ પોતાના શિષ્યની વાતચીત સાંભળીને પોતાના એક શિષ્ય મંગલપ્રસાદ ઠાકુરની સાથે એક કાગળ લખીને દયાનંદજી ઉપર મોકલ્યો. એમ કહેવાય છે કે એ પત્ર વાંચીને દયાનંદજીએ કાશીનો પરિત્યાગ કર્યો.

મુંગેરના દવાખાનામાં શ્રી ઉમાચરણ મુખોપાધ્યાય નામનો એક પુરૂષ કમ્પાઉન્ડરનું કામ કરતો હતો. એ એકવાર કાશી ધામમાં આવીને સ્વામીજીની સેવા કરવા થોડા દિવસ રહ્યો હતો. કાશી ધામમાં પહેલીવાર પગ મૂકયા પછી ત્હેને વિચાર ઉપજ્યો કે પુનર્જન્મ છે કે નહિ ? એ પ્રશ્નનો ખુલાસો પૂછવા એ સ્વામીજીની પાસે ગયો. પ્રથમ દિવસે સ્વામીજીનાં દર્શન કરીને એ પ્રશ્ન પૂછવા માટે યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. પરન્તુ ત્હેના પ્રશ્ન પૂછતાં પહેલાંજ સ્વામીજીએ આંગળીનો ઈશારો કરીને ત્હેને ચાલ્યા જવાનું કહ્યું. ત્હેની ઇચ્છા ત્યહાં આગળ બેસી રહેવાની હતી પણ સ્વામીજીના સેવકોએ

હેને ત્યાંથી જલ્દી ચાલ્યા જવાની સલાહ આપી. સ્વામીજીની આવી વર્તણુકથી અપ્રસન્ન થઇને એ કમ્પાઉન્ડર પોતાને ઉતારે પાછો ગયો. બીજે દિવસે સ્વામીજી પાસે ગયો તો એ વખતે પણ એવુંજ બન્યું. ત્રીજે દિવસે ત્હેણે નિશ્ચય કર્યો કે પ્રશ્નનો ઉત્તર મેળવ્યા વગર પાછો નહિ આવું. પરન્તુ એ દિવસે પ્રશ્ન પૂછવાનો અવસર મળ્યો નહિ. આ પ્રમાણે એક અઠવાડિયું ચાલ્યું ગયું. કમ્પાઉન્ડર રોજ સ્વામીજી પાસે ગયા કરતો. ત્હેણે હવે તો દઢ પ્રતિજ્ઞા કરી કે આવતી કાલે અવશ્ય એ પ્રશ્ન પૂછી જોઇશ. હું મહા પાપી છું એટલે સ્વામીજી જેવા મહાત્મા મ્હારા ઉપર કૃપા કરતા નથી. બીજે દિવસે ઉમાચરણ સ્વામીજીની પાસે આવ્યો એટલે સ્વામીજીએ આગલા દિવસની માફકજ ચાલ્યા જવાનું કહ્યું. પરન્તુ 'હું મહા પાપી છું. મ્હારો ઉદ્ધાર કરવોજ પડશે' એવું કહીને સ્વામીજીના બે ચરણ પકડીને ઉમાચરણ ચોધાર આંસુએ રોવા લાગ્યો. ત્હેને આ પ્રમાણે આકુળવ્યાકુળ થયેલો જોઇને સ્વામીજીએ ત્હેને બેસવાનું કહ્યું. સ્વામીજીની એ કૃપાથી ત્હેના દુઃખનો આવેગ સ્હેજસાજ શમી ગયો એટલે સ્વામીજીએ ત્હેને કહ્યું કે, સંધ્યાકાળે આવજે. ઉમાચરણ બાબુને કાંઇક આશ્વાસન મળ્યું. એ ઘેર પાછો આવીને આતુરતાથી સંધ્યાકાળની રાહ જોવા લાગ્યો. સ્હાંજ પડી એટલે એ સ્વામીજીની પાસે ગયો; સ્વામીજીએ ત્હેને બેસવાનું કહ્યું. સ્વામીજીના આશ્રમમાં મહાદેવ અને કાલી મૂર્તિની આરતિ સમાપ્ત થઇ એટલે એ બોલ્યા; જો, જે વિષય મનમાં ધારીને તું મ્હારી સમક્ષ આવ્યો છે એ વિષય સત્ય છે. ત્રિકાલદર્શી તત્ત્વવેત્તા મહાત્માઓ તપોબળ, જ્ઞાનબળ, અને યોગબળ વડે જે બધા સિદ્ધાન્તો બાંધી ગયા છે, તે સંપૂર્ણ સત્ય છે. જીવની સુકૃતિ અને દુષ્કૃતિ અનુસાર સુખ દુઃખ ભોગવવા સારૂ ફરીને જન્મ લેવો પડે છે." સ્વામીજી પોતાના મનનો વિચાર કેવી રીતે જાણી ગયા

એ વિચાર કરતાં ઉમાચરણ અવાક્જ થઈ ગયો. એ દિવસથી સ્વામીજી ઉપર ત્હેને ગાઢી ભક્તિ ઉત્પન્ન થઈ. ઉમાચરણ બાબુએ સ્વામીજીને ઉત્સુકતા પૂર્વક પૂછ્યું " ગુરૂ દેવ ! મ્હેં એવાં શાં પાપ કર્મ કર્યાં છે કે જેથી આપની કૃપા મેળવવા હું આ જન્મમાં ભાગ્યશાળી થયો નથી." એ સાંભળીને સ્વામીજી બોલ્યા " ત્હેં અમુક સમયે અમુક ખરાબ કૃત્ય કર્યું છે. એક વર્ષ ઉપર અમુક સ્થાને અમુક કુકાર્ય કર્યું છે. હું તો ત્હારૂં મ્હોં પણ જુઅત નહિ, પરન્તુ દેવ અને બ્રાહ્મણો ઉપર ત્હારી થોડી ઘણી ભક્તિ છે એ જોઇને ત્હને અહિંઆં બેસવાનું કહ્યું હતું. પૂર્વ જન્મમાં તું ચંડાળના ઘરમાં જન્મ્યો હતો. એ વખતે દેવતા અને બ્રાહ્મણો ઉપર ત્હારી અસાધારણ ભક્તિ હતી. એ ભક્તિના બળને લીધે તું આ જન્મમાં બ્રાહ્મણને ઘેર જન્મ પામ્યો છે. પરન્તુ ત્હેં આ જન્મમાં આવીને જે જે કુકર્મ કર્યાં છે, તેથી ત્હારા આગલા જન્મના સત્કર્મોનો લોપ થયો છે. જે કાંઈ ફળ બાકી રહ્યું છે તે ઘણું સામાન્ય છે. પોતાના બધા ગુણ દોષ અને કર્મોનો ખરો વૃત્તાંત સ્વામીજીને મુખેથી સાંભળીને ઉમાચરણ બાબુ અવાક્ થઈ ગયો.

ઉમાચરણ અને સ્વામીજી વચ્ચે આ પ્રમાણે ગુરૂ શિષ્યનો સંબંધ બંધાયો તે વખતમાં મેડમ બ્લાવાટસ્કી અને કર્નલ ઓલકોટે મુંબઈ નગરીમાં આવીને થિયોસોફિકલ સોસાઇટી નામની સભાની સ્થાપના કરી. તેઓ એ સભામાં યોગશાસ્ત્રના અદ્‌ભૂત મહિમાનો પ્રચાર કરતાં હતાં અને કોઇ કોઈ દિવસ અલૌકિક ચમત્કારો કરીને પોતાની યોગસિદ્ધિનો અપૂર્વ પરિચય આપતાં હતાં. ઉમાચરણ બાબુએ સ્વામીજીને પૂછ્યું કે આ ગોરી મડમને યોગાવધા આટલી બધી સિદ્ધ કેવી રીતે થઇ? સ્વામીજીએ ઉત્તર આપ્યો કે એ બધી કેવળ ઇન્દ્રજાળ છે, થોડા વખતમાંજ ત્હેમનું પોગળ પકડાઈ આવશે. વસ્તુતઃ

ત્હાર પછી થોડા દિવસમાંજ મેડમ કુલુમ નામની એક ખ્રિસ્તી સ્ત્રીએ થોડો વખત મેડેમ બ્લાવાટસ્કીની બ્હેનપણી અને સાથી તરીકે રહીને, મદ્રાસમાંના ત્હેમના ગુપ્ત ઘરનો બધો ભેદ ખુલ્લો કરી દીધો. સમાચારપત્રોમાં એ વાત છપાયાથી દેશમાં ચારે તરફ મ્હોટો ખળભળાટ મચી ગયો. એ બનાવ બન્યા પછી મેડમ બ્લાવાટસ્કીના ચમત્કારો (!) નો વિશેષ પરિચય લોકોને મળ્યો નહિ.

કલકત્તાનો કોઇ એક વકીલ એક વાર કાશીમાં પ્રવાસ કરવા ગયો હતો. સાધુ સંન્યાસીઓ ઉપર ત્હેને બહુ વિશ્વાસ નહોતો. તૈલંગ સ્વામીને પણ એ એક ઢોંગી સાધુ ગણતો. એક દિવસ કોઇ મિત્રના આગ્રહથી એ ત્હેમનાં દર્શન કરવા ગયો. એ સમયે સ્વામીજી મણિકર્ણિકા ઘાટના બ્રહ્મનળ ઉપર બેઠા હતા. જે સમયે એ વકીલ સ્વામીજીની નિકટજ ઉભો રહીને ત્હેમનાં દર્શન કરી રહ્યો હતો, તે વખતે સ્વામીજીની દૃષ્ટિ ત્હેના ઉપર પડી. ત્હેમણે તરતજ ત્હેને એ સ્થળેથી દૂર જતા રહેવાનો ઇશારો કર્યો. એ વકીલ ત્હેમનો ઇશારો સ્હમજી નહિ શક્યાથી ત્હાંને ત્હાંજ ઉભો રહ્યો; અને પોતાના એક મિત્ર સાથે સ્વામીજીના સંબંધમાં વાતચીત કરવા લાગ્યો. સ્વામીજીએ પોતાના એક શિષ્યને કાંઇક કહ્યું એટલે ત્હેણે એ વકીલને જરા દૂર ખસી જવા કહ્યું. વકીલ બાબુએ ત્હેનું કારણ પૂછ્યું એટલે ત્હેણે કહ્યું 'ગુરૂજી જાણી ગયા છે કે આપ મહા ભયાનક પાપી છો. આપે જે સ્ત્રીના ગર્ભમાંથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે લગ્ન કર્યું છે ત્હેની સાથે આપે ગુપ્તપણે રતિક્રીડા કરી છે. આપ અમુક જગ્યાએ અમુક પુરૂષની કન્યા સાથે પરણ્યા છો. અમુક પુરૂષની કન્યા એ ત્હમારી સાસુ થાય છે. ત્હમે ત્હેનો ધર્મ નાશ કર્યો છે; માટે જો આપની ઇચ્છા સ્વામીજીનાં દર્શન કરવાની હોય તો આપ દૂર ઉભા રહીને ત્હેમનાં દર્શન કરી શકશો.' વકીલનો મિત્ર આ બધી વાત સાંભળીને

કાંઇક આશ્ચર્ય પામ્યો પણ તપાસ કરતાં ત્હેને માલૂમ પડયું કે, સ્વામીજીની બધી વાત સાચી છે.

શકે ૧૮૦૫ માં કાશી ધામમાં પંચગંગાની વચમાં તૈલંગસ્વામીએ એક શિવલિંગની સ્થાપના કરી, અને ત્હાર પછી કેટલાક દિવસ બાદ જે આશ્રમમાં પોતે નિવાસ કરતા હતા, ત્યહાં આગળ "તૈલંગેશ્વર" નામનું એક બીજું શિવલિંગ સ્થાપિત કર્યું. મંગલપ્રસાદ નામનો એક શિષ્ય એ મંદિરોનો પૂજારી બન્યો. એ આશ્રમમાં સ્વામીજીની એક પ્રતિમૂર્તિ પણ છે.

શકે ૧૮૦૯ ની પોષ સુદી અગિયારશને દિવસે સાયંકાળે એમણે દેહત્યાગ કર્યો. મૃત્યુના એક દિવસ અગાઉ પોતે જાણી શકયા હતા કે, અમુક દિવસે પોતાનું મૃત્યુ થશે. એ દિવસ આવી પહોંચ્યો એટલે સંધ્યાકાળે યોગ્ય સ્થાન ઉપર પોતે યોગાસન વાળીને બેસી ગયા અને એકાગ્ર ચિત્ત કરીને દેહત્યાગ કર્યો. એમ કહેવાય છે કે સ્વામીજી ૨૮૦ વર્ષ સુધી જીવતા રહ્યા હતા. સ્વામીજી હિન્દુ હતા, અને હિન્દુ રીતરિવાજ પ્રમાણે જીવન ગાળીને ત્હેમણે હિન્દુ ધર્મની પરમ ઉત્કૃષ્ટતા સાબિત કરી આપી છે.

મહાત્મા તૈલંગસ્વામીએ રચેલો ઉપદેશપૂર્ણ 'મહાવાકય રત્નાવલી' નામનો એક સંસ્કૃત ગ્રન્થ મળી આવે છે.





# ૧૦. શ્રી રામકૃષ્ણ પરમહંસ.



બંગાળા પ્રાન્તમાં, હુગલી જિલ્લામાં જાહાનાબાદ (હાલમાં આરામબાગ) તાલુકામાં કામારપુકુર નામક ગામમાં ઈ. સ. ૧૮૩૩ ની ૨૦ મી ફેબ્રુઆરી અર્થાત્ શકે ૧૭૫૬ ની ફાલ્ગુન સુદી દ્વિતીયાને બુધવારે પરમહંસ દેવે જન્મ ધારણ કર્યો હતો. ત્હેમના માતપિતા સુશીલ સ્વભાવનાં બ્રાહ્મણ હતાં. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય હતું અને માતાનું નામ ચન્દ્રમણીદેવી હતું. ચટ્ટોપાધ્યાય મહાશય સરલચિત્ત, ધર્મનિષ્ઠ, જપ પરાયણ, અને ભગવદ્‌ભક્ત પુરૂષ હતા. એમના ગામના બધા લોકો એમનું ઘણું માન રાખતા હતા. ચટ્ટોપાધ્યાય મહાશયની સ્ત્રી ચન્દ્રમણી પણ એવી સુશીલ સદ્‌ગુણસંપન્ન તથા દયાળુ હતી કે, પોતે ભૂખી રહીને પણ ગરીબ અને ક્ષુધાતુરને ભોજન આપતી. એના ગર્ભમાં ત્રણ પુત્રોનો જન્મ થયો હતો. મ્હોટો રામકુમાર, વચલો રામેશ્વર અને ત્રીજો રામકૃષ્ણ.

એમના કુલદેવતા રામચન્દ્રજી હતા. ચટ્ટોપાધ્યાયજી સર્વદા એમનુંજ ભજન અને સ્મરણ કર્યા કરતા હતા. એક દંતકથા એવી છે કે, ચટ્ટોપાધ્યાયજી એક વખત ગયાજીની યાત્રાએ ગયા હતા, ત્હાં



**श्री रामकृष्ण परमहंस.**

" चरित्रमाला " सस्तु साहित्य वर्धक कार्यालय, मुंबई.

આગળ ત્યાંના અધિષ્ઠાતૃદેવ ભગવાન ગદાધરજીએ સ્વપ્નમાં દેખા દઇને ત્હેમને કહ્યું કે 'ત્હારા ઘરમાં મ્હારૂં તેજ પ્રગટ થશે.' ગયાજીની યાત્રા પછી પરમહંસ રામકૃષ્ણ દેવનો જન્મ થયો. હરિભક્ત પિતાએ સ્વપ્નની વાતનું સ્મરણ કરીને પુત્રનું નામ ગદાધર પાડયું. પરન્તુ કુટુંબના બીજા માણસોને એ નામ નહિ ગમવાથી રામકૃષ્ણ નામ પાડવામાં આવ્યું. અને એજ નામથી ભવિષ્યમાં એ સુવિખ્યાત થયા.

બાલ્યાવસ્થામાં રામકૃષ્ણ દેવ દુબળા પાતળા હતા. પણ દેખાવમાં ઉજ્વલ ગૌરવર્ણ અને સર્વપ્રિય હતા. ત્હેમની વાણી ઘણી મીઠી હતી. રમત ગમતમાં ત્હેમનું ઘણું ધ્યાન હતું. રમતી વખતે એ કથામાં સાંભળેલી કે રાસલીલામાં જોએલી કૃષ્ણની લીલાઓની નકલ કરતા. દેવતા સંબંધી ગાયનો કે ભજનો પણ એક વાર સાંભળ્યાથી ત્હેમને યાદ રહી જતાં અને મધુર સ્વરથી પોતે ત્હેનું ગાન કરતા. પરમહંસજીનો સ્વર બાલ્યાવસ્થાથીજ મધુર હતો. એ ઉપરાંત એમને ચિત્ર ચિતરવાનો અને મૂર્તિઓ બનાવવાનો પણ શોખ હતો. દેવ દેવીઓની અનેક પ્રકારની પ્રતિમા ચિતરતા અથવા માટીથી ઘડતા, અને પોતાની બાલચેષ્ટાના એ નમૂનાઓ બીજા પ્રેમીઓને બતાવીને આનંદ પામતા. પાંચ વર્ષની વયે ત્હેમને ગામડી નિશાળે બેસાડવામાં આવ્યા હતા પણ એમનું લક્ષ ભણવા ગણવા ઉપર ચોંટતુંજ નહિ. એમનો બધો સમય ઉપર વર્ણવેલી બાલચેષ્ટાઓમાંજ વ્યતીત થતો.

એમના ગામમાં કોઇ બંગાળીની બંધાવેલી એક ધર્મશાળા હતી. એમાં આવતા જતા ઘણા મુસાફિરો ઉતરતા હતા. જગન્નાથજી જવાનો માર્ગ એ ગામમાં થઇને હોવાથી એ ધર્મશાળામાં ઘણા સાધુ સન્તોનો સમાગમ થતો હતો. કૌતુકપ્રિય બાળક રામકૃષ્ણજી પણ એ ધર્મશાળામાં જતા અને સાધુ સન્તોની પાસે બેસીને ત્હેમની વાતચિત અને ઉપદેશ સાંભળ્યા કરતા. એક વાર સાધુઓની દેખાદેખી,

અનુકરણપ્રિય રામકૃષ્ણે પોતાનાં વસ્ત્ર ફેંકી દીધાં અને એક લંગોટી પહેરીને હસતા હસતા પોતાના મોટા ભાઈ રામકુમાર તથા સ્નેહમયી જનની ચન્દ્રમણીદેવી પાસે જઈને કહેવા લાગ્યા "જુઓ હું કેવો સરસ બાવો બન્યો છું" બાળકનો વેષ જોઇને રામકુમાર હસવા લાગ્યા અને માતાએ પણ પુત્રને છાતી સરસો ચાંપીને સ્નેહપૂર્વક ચુંબન કર્યું. એ વખતે કોને ખબર હતી કે રામકૃષ્ણનો આ વેષ બનાવટી નથી પણ ત્હેમનું ખરૂં સ્વરૂપ છે!! એ વખતે કોણ જાણતું હતું કે આ વિરક્ત ભાવનો અંકુર એક દિવસ એટલો મ્હોટો વિસ્તાર પામશે કે ત્હેનાથી હજારો સંતપ્ત પ્રાણીઓને આશ્રય મળશે.

વાંચવા લખવા ઉપર રામકૃષ્ણ દેવની બીલકુલ રૂચિ નહોતી. બાર વર્ષ સુધીનું જીવન તો ત્હેમણે ખેલકુદમાંજ ગાળ્યું. માતપિતાના કહ્યાથી ભણવા માંડ્યુ, પણ તે ઉપરચોટીઉં. માતૃભાષા બંગાળીનુ શિક્ષણ પણ એમણે સારી રીતે મેળવ્યુ ન હતું. ત્હેમના હાથનું લખેલુ એક બંગાળી રામાયણ છે, જે ઉપરથી એ કેટલું અને કેવું ભણ્યા હતા ત્હેનું અનુમાન થઈ શકે છે. જે વખતે એમને નિશાળે બેસાડયા હતા તે વખતે એમણે કહ્યું હતું કે, "હું ભણીને શુ કરીશ? ત્હેનું ફળ બે ચાર મુઠી અન્ન કે થોડા ઘણા રૂપિયા સિવાય બીજું શું છે? વિદ્યાનું ફળ કનક અને કાન્તા છે તો મ્હારે એવી વિદ્યા ભણવી નથી. મ્હારે તો એવી વિદ્યા ભણવી છે કે જહેનો એવા વસ્તુ સાથે કાંઇ સંબંધ ન હોય."

રામકૃષ્ણ દેવના પિતાની આવક કાંઇ ઝાઝી નહોતી. યજમાન વૃત્તિથી એ મહા મહેનતે પોતાનો નિર્વાહ ચલાવતા હતા. કુટુંબ પણ ન્હાનું નહોતું. બે કન્યા તથા ત્રણ પુત્રના ગુજરાનનો ભાર ત્હેમના ઉપર હતો. પિતાની સ્થિતિ જોઇને ત્હેમના મ્હોટા પુત્ર રામકુમારને દયા આવી અને એ ઉદર પોષણાર્થે કલકત્તા ચાલ્યા ગયા. ત્હાં આગળ

ત્હેમણે 'ઝામાપૂકર' નામક સ્થાનમાં જૂની ઢબની એક સંસ્કૃતશાળા ઉઘાડી. એવી શાળાઓને એ વખતે બંગાળામાં ચતુષ્પાઠી કહેતા હતા. ગામડાની નિશાળમાં રામકૃષ્ણને યોગ્ય શિક્ષણ નહિ મળે એમ ધારીને રામકુમારે ત્હેમને કલકત્તા બોલાવી લીધા અને પોતાની ચતુષ્પાઠીમાંજ શાસ્ત્રાભ્યાસ કરાવવો શરૂ કર્યો. પરન્તુ અહિંયા પણ વિદ્યાધ્યયનમાં ત્હેમનું ચિત્ત ચોંટયુંજ નહિ. જે થોડું ઘણું શિક્ષણ મેળવ્યું તે પણ પોતાના શોખથી કે પ્રયત્નથી નહિ પણ મ્હોટા ભાઈની ધાકને લીધે મેળવ્યું હતું. પરન્તુ એ વખતે પણ ત્હેમણે પોતાની પ્રખર બુદ્ધિ અને તીવ્ર સ્મરણશક્તિનો પરિચય આપ્યો હતો. પુરાણીઓને મ્હોંએ કથા સાંભળીને રામાયણ, મહાભારત અને પુરાણ આદિ શાસ્ત્રોમાં સારી પ્રવીણતા મેળવી હતી. ત્હેમના ઉપદેશ વાંચવાથી એ બાબતની ખાત્રી થઈ જાય છે.

કલકત્તામાં રહેતી વખતે પાડાપડોશીની સ્ત્રીઓ ત્હેમના ઉપર વિશેષ સ્નેહ રાખતી હતી અને ત્હેમની પાસે ભજનો ગવરાવતી હતી. એક તો બ્રાહ્મણ ત્હેમાં વળી બાળક, દેખાવમાં સુંદર, મિષ્ટભાષી અને મધુર ગીત ગાવામાં નિપુણ એટલે પછી બાળક-વત્સલ હિન્દુ રમણીઓ ત્હેમના ઉપર સ્નેહ અને મમતા રાખે એમાં શું આશ્ચર્ય !

ઈ. સ. ૧૮૫૩ માં કલકત્તામાં જાનબઝાર નિવાસી માડ-કુલ-ગૌરવા, સુપ્રસિદ્ધ રાસમણિ દાસીએ ઘણું મ્હોટું ખર્ચ કરીને દક્ષિણેશ્વરમાં કાલી અને રાધાકૃષ્ણની મૂર્તિ સ્થાપિત કરી, પોતે શૂદ્ર જાતિની હોવાથી એ મંદિરને પોતાનું નામ ન આપતાં પોતાના ગુરૂનું નામ આપ્યું હતું, કારણ કે એને શંકા હતી કે પોતાનું નામ બહાર પાડયાથી બ્રાહ્મણ વગેરે ઉચી જાતના લોકો મંદિરની પૂજા કરવા આવશે નહિ. રામકૃષ્ણના મ્હોટાભાઇ રામકુમારને વિદ્વાન અને પ્રવીણ સ્હમજીને એ મંદિરના પૂજારીની જગ્યા આપવામાં આવી. એ નોકરી

નિમિત્તે રામકુમારને દક્ષિણેશ્વર જવું પડયું. પરમહંસ દેવને પણ લાચારીએ મ્હોટાભાઈની સાથે જવાની ફરજ પડી. જે દિવસે એ મંદિરમાં દેવદેવીઓની પ્રતિષ્ઠા થઈ તે દિવસે ઘણો મ્હોટો ઉત્સવ કરવામાં આવ્યો હતો. પુષ્કળ લોકો એ ધર્માનુષ્ઠાન જોવા એકઠા થયા હતા. ત્હેમને જમાડવા સારૂ રાસમણિએ પુષ્કળ મહાપ્રસાદ તયાર કરાવ્યો હતો. પરન્તુ પરમહંસદેવે એ પ્રસાદને સ્પર્શ પણ કર્યો નહિ. આખો દિવસ ભૂખ્યા રહીને રાતની વખતે એક પૈસાનુ ચવાણું ખાઇને નિર્વાહ કર્યો. આજ સ્થાનમાં રામકૃષ્ણ દેવે ભવિષ્યમાં અનેક સિદ્ધિ પ્રાપ્ત કરી હતી માટે ત્હેમના અનુયાયી અને પ્રશંસકોને માટે દક્ષિણેશ્વર એક તીર્થનું સ્થાન થઈ પડયું છે. રામકૃષ્ણ મ્હોટાભાઇની ઉપસ્થિતિમાં એ મંદિરના સહકારી પૂજારી તરિકે કામ કર્યું હતું. અને ભાઇના મૃત્યુ પછી પૂજારીની જગ્યા એમનેજ મળી હતી.

રામકૃષ્ણ દેવ પંદર સોળ વર્ષના થયા ત્યહારે ત્હેમના સગા સંબંધીઓએ ત્હેમને પરણાવી દેવાનો વિચાર કર્યો. વિવાહની વાત સાંભળીને રામકૃષ્ણે કોઈ પણ જાતની આનાકાની કરી નહિ. લગ્ન શું છે, ત્હેનુ પ્રયોજન શુ છે વગેરે વાતની એમને જરા પણ ખબર નહોતી. પંદર સોળ વર્ષનો ઇશ્વિરાનુરાગી બાળક સંસારની એ વાતોમાં શું સ્હમજે ?

રામકૃષ્ણની જન્મભૂમિની પાસેના જયરામવાટી નામક ગામના રામચન્દ્ર મુખોપાધ્યાયની કન્યા સાથે ત્હેમનો વિવાહ નક્કી થયો. કન્યાનું નામ શ્રીમતી શારદામણિદેવી હતું. જેની વય કેવળ આઠ વર્ષની હતી.

વિવાહનો દિવસ સ્થિર થયા પછી, રામકૃષ્ણ આનંદપૂર્વક સ્વદેશમાં ગયા અને શુભ લગ્નમાં વિવાહ સંસ્કાર સમાપ્ત કરી આવીને દક્ષિણેશ્વર પાછા આવ્યા તથા પહેલાંની માફક કાલીદેવી અને રાધાકૃષ્ણની પૂજામાં નિમગ્ન થયા.

પરણ્યા પછી રામકૃષ્ણ દેવને વારંવાર સ્ત્રી સાંભરી આવતી, કોઈ કોઈ વાર તો સાસરે જવાની ઇચ્છા પણ ત્હેમના મનમાં થઈ આવતી, પરન્તુ એ ઇચ્છા મનમાં ઉત્પન્ન થઇને મનમાંજ શમી જતી.

રામકૃષ્ણે બાલ્યાવસ્થામાં ભાઇને મ્હોંએ તથા શાસ્ત્રીઓની કથા સાંભળીને જે જ્ઞાન મેળવ્યું હતું તે ઉપરથી ત્હેમને ખબર પડી હતી કે બ્રાહ્મણોના સોળ સંસ્કાર હોય છે. જેમકે કર્ણવેધ, ચૂડાકરણ દીક્ષા, યજ્ઞોપવીત, લગ્ન ઇત્યાદિ. લગ્ન સમયે ત્હેમના મનમાં એ સંસ્કાર સાધવાની ઇચ્છાજ પ્રબળ હતી, અને ત્હેને લીધેજ લગ્ન વખતે ત્હેમણે કોઈ પણ જાતની આનાકાની નહિ કરી હોય. લગ્ન થયા પછી પોતાનાં સગાંસંબંધી તથા મિત્રોને પોતપોતાની પત્ની સંબંધી વાર્તાલાપ કરતાં સાંભળીને ત્હેમને પણ પત્નીને મળવાની ઇચ્છા ઉત્પન્ન થતી હતી, પરન્તુ એ આશા કોઈ દિવસ સફળ થઈ નહિ.

પૂજારી થયા પછી રામકૃષ્ણે ઘણી વિચિત્ર રીતે પૂજા કરવાનો આરંભ કર્યો. એમની પૂજા બહારના આડંબરની લોકોને દેખાડવાની નહોતી. પણ ખરા અંતઃકરણની શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક હતી. કોઇ વખત તો એ દેવીની મૂર્તિને સુવાસિત પુષ્પમાળાઓથી પોતાની રૂચિ અનુસાર સુસજ્જિત કરતા અને કોઈ દિવસ દેવીના ચરણકમળમાં કમળનાં પુષ્પ અથવા બિલીપત્ર બાંધીને એક અપૂર્વ શોભા ઉત્પન્ન કરીને ખુબ હરખાઈ જતા હતા. કોઈ કોઇ વખત સુપ્રસિદ્ધ ભક્ત કવિઓએ રચેલાં દેવીની સ્તુતિનાં પદો ગાતા; અને કોઈ વખત બન્ને હાથ જોડીને રોદન કરતા કરતા દેવીની આગળ નિવેદન કરતા કે "મા! મ્હારા ઉપર દયા કર! મા, ત્હેંજ *રામપ્રસાદ ઉપર દયા કરી હતી. તો પછી મ્હારા ઉપર દયા કેમ નથી કરતાં? મા! હું

* રામપ્રસાદ બંગાળામાં કાળીના ઉપાસક અને કવિ હતા.

શાસ્ત્ર જાણુતો નથી. મા ! હું પંડિત નથી. મા ! મા ! હું કાંઈ પણ જાણુતો નથી. હું બીજું કાંઇ જાણવાની ઇચ્છા પણ રાખતો નથી. તું મ્હારા ઉપર દયા કરીશ કે નહિ તે બોલ ! મ્હારો પ્રાણુ જાય છે. મા ! મ્હને દેખા દે ! મ્હારે અષ્ટ સિદ્ધિ જોઇતી નથી. લોકો મ્હને ઓળખે, મ્હારૂં કહ્યું માને એવી મ્હારી ઇચ્છા નથી. તું મ્હને દેખા દે !" આ પ્રમાણે દરરોજ સ્હાંજે આરતિ કરી રહ્યા પછી રામકૃષ્ણ આકુળ ચિત્તે દેવીની આગળ પ્રાર્થના કર્યા કરતા હતા. ઇશ્વરદર્શનને સારૂ જે અકપટ વિશ્વાસ અને અનુરાગની આવશ્યકતા છે તે એ સમયે રામકૃષ્ણમાં દૃષ્ટિગોચર થયા હતા. રાત દિવસ એ કાલીની ચિન્તામાં નિમગ્ન રહેવા લાગ્યા. ક્રમે ક્રમે ત્હેમનો પ્રાણ આકુળ વ્યાકુળ થવા લાગ્યો, જ્યહારે તેમનો પ્રાણ રોવા લાગ્યો, જ્યહારે બ્રહ્મમયીનાં દર્શન સારૂ પ્રાણ તરફડિયાં મારવા લાગ્યો, જ્યહારે જગતની સઘળી વસ્તુઓ ઉપરથી ત્હેમનુ મન ઉઠી ગયું, જ્યહારે માતાના દર્શનના અભાવે ત્હેમનો પ્રાણ નીકળી જવાની તૈયારી થઇ, ત્યહારે અન્તર્યામિની ભગવતીએ પણ ત્હેમની ખબર લીધી. એક દિવસ રામકૃષ્ણ દેવીની સન્મુખ બેસીને 'મા ! મ્હને દેખા દે મા !' કહીને રોદન કરી રહ્યા હતા, એવામાં એ એકાએક ઉન્મત્ત થઇને નીચે પડી ગયા. મ્હોં અને ચક્ષુ લોહીલવાણ થયાં, અવિરામ નયનધારા ત્હેમના વક્ષ:સ્થળ ઉપર થઇને જે સ્થળે તે ઉભા હતા તે સ્થળને ભીંજવી નાંખવા લાગી. બીજા લોકો એમને ત્યહાંથી ઉપાડીને અન્ય સ્થળે લઈ ગયા. બીજે દિવસે સ્હવાર સુધી પણ એમણે આંખ ઉઘાડી નહિ. બીજા લોકો મ્હોંમાં આહાર મૂકી દેતા ત્યહારે એ ભોજન કરતા. શૌચ પણ ત્યહાંજ થઇ જતું. પરન્તુ એ સમયે એ કેવળ 'મા' શબ્દ બોલી શકતા, અને 'મા' 'મા' કહીને રોદન કરવા લાગતા. રામકૃષ્ણની એ અવસ્થા દિનપ્રતિદિન વધવા લાગી. એ

વખતે એમની દશા માતાનુ ધાવણુ ધાવીને જીવતા ન્હાના બાળકના જેવી હતી. જનનીને ન જોયાથી બાળક જેમ 'મા' 'મા' કહીને બૂમો પાડીને રોવા માંડે છે, તેમ રામકૃષ્ણ દેવ માતાનાં દર્શન નહિ થયાથી આકુળ ચિત્તે રોવા લાગ્યા. ખરૂં જોતાં રામકૃષ્ણ દેવના ચિત્તની સ્થિતિ એ વખતે કેવી હતી? તથા ત્હેમના મનમાં શા શા વિચારો આવ્યા કરતા હતા, ત્હેની આપણને શી રીતે ખબર પડે? પરન્તુ એમનાં એ સમયનાં બહારનાં લક્ષણ જોયાથી, શાસ્ત્રોની માહાયતાથી અને સાધુજનોના અનુભવ ઉપરથી આપણે કહી શકીએ છીએ કે, રામકૃષ્ણ દેવ એ સમયે વિરહાવસ્થામાં હોવા જોઇએ, કારણકે એક વાર એ સચ્ચિદાનંદમયીનું જ્યોતિર્મય રૂપ જોયા પછી, ત્હેની સુંદર છબી, અલૌકિક રૂપ લાવણ્ય, અનિર્વચનીય રૂપ કાન્તિ જોયા પછી, ત્હેનાથી વિખુટા પડતાં વારંવ વિરહવેદના આવીને ઉપસ્થિત થાય છે. એ વિરહાવસ્થામાં વિશેષ તાત્પર્ય રહેલુ છે. ઇશ્વરનુ દર્શન કર્યા વગર કેવળ ત્હેનુ નામ શ્રવણ કર્યાથીજ મનુષ્યોમાં પ્રબળ અનુરાગ ઉત્પન્ન થાય છે, ત્યહારે ત્હેને એક વાર જોયા પછી, અથવા ત્હેની શક્તિનો વિશેષ પ્રકારે પરિચય મેળવ્યા પછી, એ અનુરાગ ઘણો વધી પડે તો એમાં કાંઈ આશ્ચર્ય નથી. રામકૃષ્ણ ઇશ્વરનો સાક્ષાત્ થતા પહેલાંજ અનુરાગની ચરમ સીમાએ પહોંચી ગયા હતા એટલે હવે ઇશ્વરનાં દર્શન થયા પછી ત્હેમના પ્રાણને તૃપ્તિ કેવી રીતે વળે?

રામકૃષ્ણે એ ઉન્મત્તાવસ્થામાં છ માસ ગાળ્યા. ધર્મશાસ્ત્રમાં વિરહનાં જે બધાં લક્ષણ લખ્યાં છે, તે બધાં એ સમયે રામકૃષ્ણ દેવમાં પ્રગટી આવ્યાં હતાં. ત્યહાર પછી ધીમે ધીમે એમની એ અવસ્થા સુધરવા લાગી.

આ ઉન્મત્ત અવસ્થાનો અન્ત આવ્યા પછી રામકૃષ્ણે સાધનાનો આરંભ કર્યો. સાધારણ નિયમ એવો છે કે મનુષ્ય પ્રથમ સાધના

કરે છે અને પછીથી ઇશ્વિરનાં દર્શન પ્રાપ્ત કરે છે. પણ ભક્તવીર રામકૃષ્ણના પ્રસંગમાં એથી ઉલટું બન્યું. એમણે પ્રથમ ઇશ્વિરનાં દર્શન કર્યાં અને પછી સાધનાનો આરંભ કર્યો.

ઇશ્વિરની સાધનામાં પ્રવૃત્ત થતા પહેલાં મનને સાફ કરવાની જરૂર પડે છે. રામકૃષ્ણે તેજ પ્રમાણે કર્યું હતું. ત્હેમના મનમાં વિચાર આવ્યો કે, અભિમાન અથવા અહંકાર ઇશ્વિરપ્રાપ્તિના માર્ગમાં કંટક અને આવરણ સ્વરૂપ છે; કારણકે મનમાં જો અહંકાર સદા પરિપૂર્ણ રહે તો એ સ્થાનમાં ઇશ્વિરનો ભાવ કદી પ્રવેશ કરી શકતો નથી. એટલા માટે ત્હેમણે દરરોજ રોતે રોતે માને કહેવા માંડ્યું કે “ મા ! મ્હારા અહંકારનો નાશ કરી દે. મ્હારામાંથી ‘ હું ’ નો લોપ કરીને ત્હેની જગ્યાએ તું વિરાજમાન થા ! હું હીનથી પણ હીન, ગરીબોથી પણ ગરીબ છું, એ ભાવ સર્વદા મ્હારા મનમાં જાગૃત રહે. બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય, વૈશ્ય હોય કે શૂદ્ર હોય, સમાજમાં નીચ ગણાતો, હાડકાં વેચનારો કે ચામડાં સીવનારો મોચી હોય; કે પશુ, પક્ષી, કીડા, પતંગાદિ હોય, પણ મા ! એ બધાં મ્હારા કરતાં શ્રેષ્ઠ છે, એ જ્ઞાન, એ બોધ, એ વિચાર મ્હારા મનમાં જાગૃત રાખ.” રામકૃષ્ણ દેવ ફક્ત આ પ્રમાણે પ્રાર્થના કરીને બેસી રહેતા નહિ, પરન્તુ તે પ્રમાણે અમલ પણ કરતા. કોઈ કોઈ વખત એ એવું કામ કરી બેસતા કે જેથી લોકોમાં ત્હેમની ઘણી નિન્દા થતી અને એ તિરસ્કારને પાત્ર થતા. પરન્તુ તેથી ત્હેમના મન ઉપર કાંઇ પણ અસર થતી નહિ. કોઇ કોઇ વખત તો એ પોતે હાથમાં ઝાડુ લઇને જાજરૂ સાફ કરતા, પણ તેથી પણ ત્હેમના ચિત્તને ક્ષોભ થતો નહિ. ત્હેમની આવી વર્તણુક જોઇને કેટલાક લોકો કહેતા કે રામકૃષ્ણને ભૂત પિશાચ આદિનો વળગાટ લાગુ પડયો છે; ત્યહારે કેટલા કહેતા કે એમનું મગજ ખસી ગયું છે અને ઉન્માદ રોગ લાગુ પડયો છે. પરન્તુ રામકૃષ્ણે લોકોની

એ ટીકાઓની લેશ માત્ર પરવા કરી નહિ. ત્હેમના મનના પ્રબળ વેગ ઉપર મિત્રોનો ઉપદેશ, શત્રુઓનો ઉપહાસ, મંદિરના કારભારીની ધમકી, કશાએ અસર કરી નહિ. જે કાર્ય કરવાનો વિચાર કરતા તે કાર્ય ગમે તેવું વિચિત્ર હોય તોપણ ત્હેને પૂરૂં કરીનેજ રહેતા, એવી એ વખતે ત્હેમના મનની અવસ્થા હતી.

રામકૃષ્ણ દેવને અહંકારનું વિશેષ અન્વેષણ કરતાં જણાયું હતું કે કામિની અને કાંચનનો પણ અભિમાન સાથે ગાઢ સંબંધ છે. જે મનુષ્ય અનન્ત ઇશ્વરને પ્રાપ્ત કરવા માગતો હોય ત્હેણે કામિની અને કાંચનની આસક્તિ છોડી દેવી જોઇએ. એ આસક્તિ દૂર કરવા સારૂ રામકૃષ્ણ દેવ એક હાથમાં રૂપિયો અને બીજા હાથમાં માટીનો ટુકડો લઇને પોતાના મનને સંબોધીને કહેતા "મન! આને રૂપિયો કહે છે અને આને માટી. પણ મન! હમણાં એનો વિચાર કરી જો. રૂપિયો એ ચાંદીનુ ગોળ ચકતું છે. એમાં રાણીનું મ્હોં છાપેલું છે. એ જડ પદાર્થ છે. રૂપિયાથી ચોખા, વસ્ત્ર, વાસણ, હાથી, ઘોડા ઇત્યાદિ વસ્તુઓ ખરીદી શકાય છે. ઘણાઓને દાળભાત જમાડાય છે, અને તીર્થયાત્રા, દેવ અને સાધુની સેવા પણ થાય છે, પરન્તુ સચ્ચિદાનંદને પામવાનો એ ઉપાય નથી, કારણકે અર્થદ્વારા મનમાં અહંકાર ઉત્પન્ન થાય છે. એનાથી અહંકારનો એકદમ નાશ થઈ શકતો નથી. અર્થને લીધે મન કદી આસક્તિવિહીન થઈ શકતું નથી એટલે એ અર્થનો ઉપયોગ દેવતા કે સાધુના લાભ સારૂ કરવામાં આવે તોપણ તેમાંથી રજોગુણ અને તમોગુણને ઉત્તેજન મળે છે; રજોગુણ અને તમોગુણથી સચ્ચિદાનંદની પ્રાપ્તિ થતી નથી. સચ્ચિદાનંદની પ્રતિ જ્હેનું મન દોડતું હશે, જે પૂર્ણ બ્રહ્મના મુખારવિન્દનાં દર્શન સારૂ આકુળ વ્યાકુળ થતો હશે, ત્હેનામાં કોઈ પણ ગુણની અધિકતા હશે નહિ. એવા મનુષ્યે તો ત્રણે ગુણને અતિક્રમ કરીને શુદ્ધ સત્વમય

થવું જોઇએ. શુદ્ધ સત્વમય થયાથી ભગવાનનો સાક્ષાતકાર થશે.”

માટીના ઢેફાને હાથમાં લઈને એ બોલતા “આ પણ જડ પદાર્થ છે. માટીથી અનાજ ઉત્પન્ન થાય છે, અને ત્હેનાથી જડ જીવનની રક્ષા થાય છે એ વાત ખરી, માટીથી ઘરબાર બંધાય છે અને દેવદેવીની મૂર્તિઓ ઘડાય છે. અર્થથી જે થાય છે, તે કામ મૃત્તિકાદ્વારા પણ થાય છે. બન્ને એક પ્રકારના જડ પદાર્થ છે અને બન્નેનું પરિણામ એક જાતનું છે.” એવો વિચાર કરીને એ મનને પૂછતા, “મન! આને લઈને બેસી રહું, કે સચ્ચિદાનંદને મેળવવા યત્ન કરૂં? ત્હેમનું મન એજ કહેતું કે, અર્થપ્રાપ્તિને સારૂ પ્રયત્ન કરશો નહિ, કારણ કે એ અતિ સામાન્ય જડ પદાર્થ છે. ત્હાર પછી આંખ મીંચી દઇને રામકૃષ્ણ દેવ “રૂપિયો માટી છે; માટી રૂપિયો છે; રૂપિયો માટી છે. માટી રૂપિયો છે.” આ પ્રમાણે વારંવાર બોલીને થોડીવાર પછી રૂપિયો અને માટી બન્નેને ગંગાજળમાં ફેંકી દેતા. એ દિવસથી એ કોઈ દિવસ રૂપિયાને સ્પર્શ કરતા નહિ. એટલુંજ નહિ, પરન્તુ કોઇ પણ પ્રકારની ધાતુને સ્પર્શ કરતાં ત્હેમના મનમાં અત્યંત ક્લેશ ઉત્પન્ન થતો હતો. જો ત્હેમની સન્મુખ કોઇ પૈસાટકા સંબંધી વાત કહાડતું, તો એ તરતજ એવી વાતને બંધ કરાવી દેતા. ત્હેમની પરીક્ષા લેવા સારૂ ત્હેમને અનેક પ્રકારની નાણાંની લાલચ બતાવવામાં આવી હતી પરન્તુ એ દરેક વખતે ત્હેમણે પૂર્ણ અનાસક્તિનો પરિચય આપ્યો હતો.

ત્હાર પછી રામકૃષ્ણે કામિની સંબંધી વિચાર કર્યો હતો. ત્હેમણે પોતાના મનને પૂછી જોયુ “મન! હું કામિની સાથે સંભોગ કરૂં? કામિની શેને કહે છે, તે મ્હારે પહેલાં સ્હમજવું જોઇએ. એ હાડકાનો માળો છે. તે માંસ અને તેની ઉપર આવેલા ચામડાથી ઢંકાયલો છે. મુખને ચન્દ્રની સાથે સરખાવાય છે, પણ એ જ્યોતિ કોની છે?

ચામડું જુદું કહાડી લે તો એમાંથી શું બહાર નીકળે ? માંસ, લોહી અને નસો વગેરે. ત્હેની સાથે શું સંભોગ કરી શકાય ? કામિનીના શરીરમાં જે બધાં છિદ્ર જોવામાં આવે છે, તે દરેકનો સ્વતંત્ર ઉદ્દેશ છે. શારીરિક પુષ્ટિને સારૂ કોઈ છિદ્ર ખાવાપીવાની સામગ્રી લઈ જવાના દ્વાર તરીકે કામ આવે છે અને કોઈ છિદ્રોમાંથી મળ નીકળવાની વ્યવસ્થા છે. આવા પ્રકારની જે કામિની છે ત્હેને જોઇને લોકો ઉન્મત્ત થઈ ગયા છે. કામિની દ્વારા આ લોક અને પરલોક બન્નેનો નાશ થાય છે. કારણ કે ઇંદ્રિઓના સુખને સારૂ સ્ત્રીનો સ્વીકાર કરવામાં આવે તો તેથી મગજ નબળું પડી જાય છે. અને પરિણામમાં મનની શક્તિ બિલકુલ વિલુપ્ત થઇ જશે. હવે કેવળ સંતાનપ્રાપ્તિને સારૂ સ્ત્રીસહવાસ કરવામાં આવે તો તેથી પણ મન વિચ્છિન્ન થઈ જાય છે. આ પ્રમાણે મન એક તરફથી સ્ત્રીના મોહિની શક્તિને વશ થઈ જાય છે. અને બીજી તરફથી વાત્સલ્ય સ્નેહમાં ફસાઈ પડે છે. મનની આ પ્રમાણે અવસ્થા થાય એટલે અનન્ત ઇશ્વિરનુ ચિંતવન કરી પણ થઈ શકે નહિ. માટે કામિની ઇશ્વિરપ્રાપ્તિમાં પ્રતિબંધ ઉત્પન્ન કરે છે. મન ! હમણાં વિચાર કરીને જો કે ત્હારે એ જડપદાર્થની આગળ વેચાઈ જવું છે, કે જડપદાર્થના સૃષ્ટિના કર્તા પરમેશ્વરને પ્રાપ્ત કરવાને તૈયાર થવું છે ?"

રામકૃષ્ણના મને કામિનીનો પરિત્યાગ કર્યો. ત્હેમના મનમાં આવ્યુ કે ઇશ્વિરની શક્તિને માયા કહે છે. એ માયાશક્તિથી જગત્‌ની ઉત્પત્તિ થઇ છે. માયાને રામકૃષ્ણ દેવ માતા કહેતા અને માતારૂપેજ ત્હેમણે ત્હેને પ્રત્યક્ષ કરી હતી. એ દિવસથી પ્રત્યેક સ્ત્રીને માટે ત્હેમના હૃદયમાં માતૃભાવ ઉત્પન્ન થયો હતો.

એટલેથી સંતોષ ન માનતાં, પોતાની અહંકારવૃત્તિનો સમૂળગો નાશ થયો છે કે નહિ ત્હેની ખાત્રી કરવા ત્હેમણે એક હાથમાં ચન્દન

અને બીજા હાથમાં વિષ્ટા ધારણ કરી. તથા પોતાના મનને સંબોધન કરીને પૂછવા લાગ્યા 'મન ! આને ચન્દન કહે છે. દેવતા અને મનુષ્યોના અંગ ઉપર એ શોભા પામે છે. એની સુગંધ કેવી મધુર છે. સુંઘવાથી શરીર સ્નિગ્ધ થઈ જાય છે. અને આને વિષ્ઠા કહે છે. પૃથ્વીમાં બધી વસ્તુઓ કરતાં એ ખરાબ ગણાય છે.' એટલું બોલીને ચન્દન તથા વિષ્ઠાને હાથમાં પકડી રાખીને ઘણી વાર સુધી સમભાવથી બેસી રહેતા, એમનો સમભાવ કોઈ પણ પ્રકારે નાશ પામતો નહિ. ત્હેમની આ ચેષ્ટાની વાત લોકોના જાણવામાં આવી ત્યહારે મંદિરના એક નોકરે એમની મશ્કરી કરીને કહ્યું "મહારાજ ! ત્હમે તો વિષ્ઠા અને ચન્દનને એકસરખાં ગણો છો ને ? બ્રહ્મજ્ઞાની તો ત્હમે મ્હોટા થયા, પણ પોતાની વિષ્ઠા હાથમાં લીધાથી બ્રહ્મજ્ઞાની થવાતું હોય તો બધા એક પ્રકારે બ્રહ્મજ્ઞાની ગણાવા જોઇએ. કારણ કે, પોતાના મળને કોણ નથી સ્પર્શ કરતું ? બીજાની વિષ્ઠાને સ્પર્શ કરી શકો તો જાણું કે ત્હમે ખરા બ્રહ્મજ્ઞાની.' રામકૃષ્ણે ત્હેની વાત ધ્યાનપૂર્વક સાંભળીને મનમાં વિચાર કર્યો કે ત્હેની વાત ખોટી નથી. ખરી વાત છે કે, પોતાનીજ વિષ્ઠાને સ્પર્શ કરવામાં સાધના શેની કહેવાય ? આ સંબંધી ત્હેમણે ઘણા સમય સુધી વિચાર કર્યો અને પછી એક દિવસ નદી કિનારે ગામના બધા લોકો જ્યહાં આગળ મળ-મૂત્ર ત્યાગ કરતા હતા ત્યહાં જઇને ઉભા અને તાજી વિષ્ઠાનો માટીની માફક ઉપયોગ કર્યો. એટલુંજ નહિ પણ જિહ્વાદ્વારા ત્હેને સ્પર્શ કરતાં પણ ત્હેમના મનમાં જરા પણ ઘૃણા ઉત્પન્ન થઈ નહિ. એ પોતે કહેતા કે જે વખતે મ્હારી જીભે વિષ્ટાનો સ્પર્શ કર્યો તે વખતે મ્હને કોઈ પણ જાતની દુર્ગન્ધનો અનુભવ થયો નહોતો.

ત્હેમની આ સર્વ ચેષ્ટાઓ ઉપરથી અનુમાન થઈ શકે છે કે એમણે સારી અને ખોટી વસ્તુઓમાં સમભાવ ધારણ કર્યો હતો

એટલુંજ નહિ પણ પોતાના મનને ઇશ્વિરના ચરણકમળમાં એવું સંપૂર્ણ રીતે સમર્પિત કરી દીધું હતું કે, પદાર્થોના બહારના ગુણો ઉપર હેમનું મન જરા પણ ધ્યાન આપતું નહિ.

સાધારણ વ્રત નિયમાદિ સાધ્યા પછી રામકૃષ્ણ દેવ યોગના ઉચ્ચતર સાધનમાં પ્રવૃત્ત થયા હતા. હેમના મંદિરની પાસે એક વડનું ઝાડ હતું. હેની નીચે પંચવટી નામનું યોગ સાધવાનું સ્થાન હેમણે બનાવ્યું હતું. એના એક ખુણામાં લીંબડો, બીજામાં બિલી, ત્રીજામાં વડ, ચોથામાં શેફાલિકા અને મધ્યમાં આંબલીનું વૃક્ષ, એ પ્રમાણે વૃક્ષો રોપેલાં હતાં. એ સ્થાનની ચારે દિશામાં જવા કુસુમના છોડવા હતા અને હેના ઉપર અપરાજિતા અને માધવી લતા વીંટાઇ રહેલી હતી. આ પંચવટીમાં પરમહંસદેવે ખાસ વૃન્દાવનથી માટી મંગાવીને નંખાવી હતી. રાતે એ સ્થળે બેસીને પરમહંસદેવ પરમેશ્વરના ગુણાનુવાદ ગાતા હતા અને પછી ધ્યાનમાં મગ્ન થઈ જતા.

પંચવટીમાં સાધન કરતી વખતે હેમણે તોતાપુરી નામના સાધુ પાસે સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યો હતો. સંન્યાસી થયા પછી હેમણે કુંભકાદિ યોગદ્વારા નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરી હતી. એમ કહેવાય છે કે, નિર્વિકલ્પ સમાધિ યોગની ચરમ અવસ્થા છે. કેટલાક વખત સુધી હઠયોગ સાધીને આસનાદિનો અભ્યાસ કર્યા પછી, પ્રાણાયામ, ધ્યાન ધારણાદિ સાધવાં પડે છે ત્યહાર પછી એ સમાધિ પ્રાપ્ત થાય છે. પરન્તુ પરમહંસજીએ ત્રણ દિવસમાં એ અવસ્થા પ્રાપ્ત કરી હતી. પરમહંસજીની આ અદ્દભૂત સિદ્ધિ જોઇને તોતાપુરી હેમની પાસે અગિયાર માસ સુધી રહ્યા હતા. તોતાપુરીને પોતાને એટલી સાધના કરતાં બેતાળીસ વર્ષ લાગ્યાં હતાં.

જ્યહારથી એમને ઉન્મત્તાવસ્થા પ્રાપ્ત થઈ હતી ત્યહારથી દેવીની પૂજા કરવાનું કામ હેમના એક સગા હૃદયાનંદ મુખોપાધ્યાયને સોંપ-

વામાં આવ્યુ હતું. પરંતુ પરમહંસને જ્યહારે ઇચ્છા થઇ આવતી ત્યહારે શુદ્ધાશુદ્ધિનો વિચાર કર્યા વગર પૂજા કરવાની પરવાનગી હતી. એમની પૂજા પણ વિચિત્ર હતી. કદી તો એ ચમર ઢોળતા ઢોળતા ભાવમગ્ન થઇ જતા અને કદી કલાકના કલાક સુધી દેવીના ઉપર પુષ્પ ચ્હડાવ્યા કરતા. સ્તોત્ર બોલવા માંડતા તો ત્હેનો પાર પણ જલ્દી આવતો નહિ. કદી નૃત્ય કરતા તો કદી ક્રંદન કરવા લાગતા. કોઈ કોઈ વખત ત્હેમની સ્થિતિ અઘોરીઓના જેવી થઈ જતી. શરીરમાંથી મળમૂત્ર નીકળી પડતું ત્હેનુ પણ ભાન રહેતું નહિ. એ વખતમાં એમને દેવીનાં પ્રત્યક્ષ દર્શન વારવાર થતાં અને દેવી પાસે એ પોતાની શંકાઓનું સમાધાન કરતા. ત્હેમની આવી અવસ્થા જોઇને શુભેચ્છકો ત્હેમને સારા વૈદ્યો પાસે લઈ ગયા. વાયુ રોગ ગણીને વૈદ્યોએ ત્હેનો નાશ કરવાની દવાઓ તથા ચોપડવાનાં તેલ વગેરે આપ્યાં. પરન્તુ એથી કાંઇ ફાયદો જણાયો નહિ એટલે કોઇએ સ્ત્રીનો સહવાસ કરવાની સલાહ આપી.

પરન્તુ પરમહંસ દેવ સ્ત્રીસહવાસની ખાસ વિરૂદ્ધ હતા. આખી જીંદગીમાં સ્ત્રીસંગ ત્હેમણે કદી કર્યો નહોતો. પરણ્યા પછી થોડાક સમયમાં ત્હેમની પ્રકૃતિમાં મ્હોટો ફેરફાર થયાથી પોતાની પત્ની સાથે પણ ત્હેમણે સહવાસ કર્યો નહોતો. ધર્મની સાધનાથી જ્ઞાન પ્રાપ્ત થવાને લીધે એ પ્રત્યેક નારીને મા કહીને બોલવતા હતા. ત્હેમની પક્કી ખાત્રી થઇ ગઇ હતી કે સ્ત્રી માત્રમાં શક્તિનો અંશ છે, અને શક્તિની સાથે ભોગ કરવો એ માતૃગમન કરવા બરોબર છે.

સ્ત્રીસહવાસ નહિ કર્યાથીજ પરમહંસજીને આ ઉન્મત્તતાનો રોગ લાગુ પડયો છે એવું વૈદ્યોને મુખે સાંભળ્યા પછી ત્હેમના સ્નેહીઓએ ઘણી યુક્તિઓ વાપરીને સુંદર રમણીઓને ત્હેમની પાસે એકાંતમાં મોકલી; પરન્તુ પરમહંસજી એવી મોહજાળમાં કદી પણ ફસાઈ ગયા નહિ.

આ પ્રમાણે ઘણા દિવસ વીતી ગયા. એક દિવસ કલકત્તાના પ્રસિદ્ધ વૈદરાજ ગંગાપ્રસાદે પરમહંસ દેવના શરીરની તપાસ કરીને ત્હેમના સ્નેહીઓને કહ્યું કે "તમે બધા ધારો છો એ પ્રમાણે એમને ઉન્માદ રોગ લાગુ પડયો નથી. એમના બધાં લક્ષણ યોગીના જેવાં છે." પરન્તુ એ વખતે એ વૈદરાજની વાત ઉપર કોઇએ વિશ્વાસ કર્યો નહોતો. રાણી રાસમણી આદિ ત્હેમના શુભેચ્છકોએ ત્હેમનો ઉન્માદ રોગ મટાડવાના ઉપચાર ચાલુજ રાખ્યા હતા; પરન્તુ એ બધાનું પરિણામ એ આવ્યું કે પરમહંસજી વધારે ઉન્મત્ત અને મનસ્વી બનતા ગયા.

એક દિવસ પરમહંસજી પોતાના આશ્રમમાં બેઠા હતા. તેટલામાં ત્હેમણે ગંગાના કિનારા ઉપર એક છૂટા કેશ અને ગેરૂવા વસ્ત્રવાળી યુવતી સંન્યાસિનીને બેઠેલી જોઇ. હૃદયનાથ નામના પોતાના એક સેવકને આજ્ઞા આપી કે, એ યુવતીને અહિંયાં બોલાવી લાવો. હૃદયનાથ ત્હેમનાં એ વચનો સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયો. સંશયયુક્ત ચિત્તે એ પેલી સંન્યાસિનીને પરમહંસ દેવની સમીપ બોલાવી લાવ્યો. એ સંન્યાસિનીને જોતાં વારજ પરમહંસ દેવ 'મા' 'મા' કહીને સંબોધન કરવા લાગ્યા. પાછળથી નાના તત્ત્વજ્ઞાનની વાર્તા કરીને બન્ને જણાંએ દિવ્ય આનંદ અનુભવ્યો. એ સંન્યાસિની 'બ્રાહ્મણી' નામથી સાધારણ રીતે ઓળખાતી હતી. હિન્દુઓમાં અને ત્હેમાંએ બંગાળીઓમાં એના જેવી વિદુષી સ્ત્રીઓ ઘણી થોડી જોવામાં આવે છે. સંસ્કૃત ભાષા ઉપર ત્હેનો એટલો બધો અધિકાર હતો કે એ વખતના અગ્રગણ્ય પંડિત વૈષ્ણવચરણ અને પૂર્ણાનંદ આદિ ત્હેની આગળ અવાક્ થઇ જતા. હિન્દુઓનાં બધાં સાંપ્રદાયિક શાસ્ત્ર ત્હેને કંઠસ્થ હતાં. વેદ, વેદાન્ત, પુરાણ, ગીતા, તંત્ર અને વૈષ્ણવ ગ્રન્થો ઉપર ત્હેનો સંપૂર્ણ અધિકાર હતો. કેવળ એટલુંજ

નહિ પણ આધુનિક સમયમાં પ્રચલિત થએલી અનેક નવીન ધર્મ પ્રણાલીઓનું પણ હેને જ્ઞાન હતું.

એ બ્રાહ્મણીએ જણાવ્યું કે પરમહંસ દેવની અવસ્થા શાસ્ત્ર-સંગત છે, હેમની આ ચેષ્ટાઓ હિસ્ટીરીયાજનિત નથી, પણ એને શાસ્ત્રકારોએ **મહાભાવ** તરીકે વર્ણવ્યો છે. એ ભાવ ઘણા થોડા સાધુઓમાં જોવામાં આવે છે. અનેક વર્ષ પૂર્વે બંગાળામાં ચૈતન્ય દેવમાં એવો મહાભાવ દૃષ્ટિગોચર થયો હતો.

એ સંન્યાસિની બાર વર્ષ સુધી પરમહંસજી પાસે રહી હતી અને હેમને તંત્રની સાધના કરવામાં ઘણી મદદ આપી હતી. એક બિલ્વ વૃક્ષની નીચે બેસીને પાંચ ખોપરી વગેરે સામગ્રી સાથે રાખીને પરમ-હંસે બધી તંત્રોક્ત ક્રિયાઓ સાધી હતી. એવું કહેવાય છે કે એક વખતે મનુષ્યનુ શિર લઇને સાધન કરતાં પરમહંસ દેવના મનમાં કાંઇક વિકૃત ભાવ ઉત્પન્ન થયો હતો.

તંત્ર સાધનને સમયે ઘણા તાંત્રિકો એકઠા થતા. પરમહંસ દેવ હેમને માટે દારૂ, ચોખા, આદિ પદાર્થો તૈયાર કરી રાખતા. કાલી-ઘાટવાળા અચલાનંદ સ્વામી પણ સદા ત્યહાં આવતા હતા. પરમ-હંસ દેવે કોઇ દિવસ મદિરા ચાખી નથી. આંગળીના ટેરવા ઉપર મદિરા લઇને કાળીનું નામ દેતા દેતા કપાળે હેનો ચાંલ્લો કરતા. તંત્ર શાસ્ત્રમાં ઊર્ધ્વમુખ તંત્ર નામનો જે ગ્રન્થ છે, હેનું સાધન ઘણુંજ ભયંકર અને સાધારણ મનુષ્યથી સધાય નહિ એવું છે. હેની પ્રક્રિ-યાઓ અશ્લીલતાથી ભરપૂર છે, પણ સાધકોને હેની સાથે કાંઈ સંબંધ હોતો નથી. એ સાધનદ્વારા મનની શક્તિની પરીક્ષા વિલક્ષણ રીતે થઈ જાય છે. બ્રાહ્મણીદ્વારા પરમહંસ દેવને એ સાધન સાધ-વામાં પણ વિશેષ સગવડ મળી હતી.

તંત્રોક્ત સાધન પછી એમણે કર્તાભજા, નવરસિક, બાઉલ આદિ નાના પ્રકારનાં સાધન કર્યાં. બ્રાહ્મણી એ સર્વ ધર્મપ્રણાલી સારી પેઠે જાણતી હતી, કર્તાભજા સંપ્રદાયના ચન્દ્રનાથ નામના પૂર્વ દેશીય એક પુરૂષને બ્રાહ્મણી લઈ આવી હતી. પરમહંસ દેવને જ્યહારે મહાભાવ પ્રાપ્ત થતો, ત્યહારે એમનું બાહ્ય જ્ઞાન ચાલ્યુ જતું. ચન્દ્રનાથ જે એ વખતે જ પરમહંસનો જમણો હાથ પકડીને કહેતો "રામકૃષ્ણ! આ શું ?" પરન્તુ ત્હેના એ વચનથી પરમહંસની સ્થિતિમાં કાંઇ પરિવતન થતું નહિ. કર્તાભજા સંપ્રદાયના મત પ્રમાણે સહજ જ્ઞાન સર્વ શ્રેષ્ઠ ગણાય છે. એ લોકો કહે છે કે, બહિર્જ્ઞાનની સાથે અન્તર્જ્ઞાન જોઇએ. પણ એ નીચલી શ્રેણીની વાત છે. વેદાન્તીઓની નિર્વિકલ્પ સમાધિને એ લોકો સ્હમજી શકતા નથી. જે ભાવ યોગીઓ યોગસાધનદ્વારા પ્રાપ્ત કરે છે, જે ભાવ ચૈતન્ય મહાપ્રભુને પ્રતિક્ષણે થઈ આવતો તેજ નિર્વિકલ્પ સમાધિને પરમહંસ દેવે કુંભક યોગ કરીને પ્રાપ્ત કરી હતી. યોગ દ્વારા જે સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે તે અત્યંત કષ્ટસાધ્ય છે; પરન્તુ પરમહંસ દેવ એ ભાવ પ્રાપ્ત કરવાની સહજ યુક્તિ દેખાડી ગયા છે. એ મહા પ્રભુની માફક વાતવાતમાં બહિશ્ચૈતન્ય ભૂલી જતા. એટલે સુધી કે, એક વખત એવી અવસ્થામાં ત્હેમના શરીર ઉપર અંગારો પડયો અને તેથી ત્હેમના શરીરનું માંસ બળી ગયું, પણ એમને ભાન આવ્યું નહિ. પરમહંસ દેવના ઉદરના ડાબા ભાગ ઉપર ઘાનું એક ચિહ્ન હતું તે એવી રીત્યે થયેલું હતું.

પરમહંસના ભાવની માફકજ બ્રાહ્મણીનો પણ ભાવ બદલાતો. બ્રાહ્મણીએ પરમહંસ સાથે વાત્સલ્ય સંબંધ બાંધ્યો હતો. એ વખતોવખત નાના પ્રકારનાં વસ્ત્રાભૂષણ પહેરીને, પાસેના ગામડાની સ્ત્રીઓને સાથે લઇને, ડાબા હાથમાં ચાંદીના વાસણમાં દૂધ, માખણ, વગેરે

સામગ્રી લઇને જેવી રીતે યશોદા ગોપાળની ગેરહાજરીમાં આકુલ-વ્યાકુલ થઇને દ્વારિકા ગઈ હતી, તેવી રીતે પોતે રચેલાં ગોપાળ સંબંધી ગીત ગાતી પરમહંસ દેવને ઘેર જતી, અને ઘર આગળ આવી પહોંચતાં વારજ મૂર્છિત થઇ પડતી. પછી ઘણી વાર સુધી ગોપાળનું નામ ત્હેના કાનમાં સંભળાવ્યાથી ત્હેનામાં ચૈતન્ય આવતું.

હવે રાસમણી તથા ત્હેના કારભારીની ખાત્રી થઇ કે પરમહંસ દેવ કોઇ અસાધારણ પુરૂપ છે. સ્ત્રીઓ હવે એમની શરમ રાખતી નહિ, અને છુટથી ત્હેમની પાસે આવ જા કરતી. એમના બ્રહ્મચર્યની પરીક્ષા અનેક વાર થઈ ગયા છતાં પણ કેટલાક લોકોએ એક વાર કઠોર કસોટીમાં ત્હેમને કસી જોવાનો નિશ્ચય કર્યો.

કલકત્તામાં મથુરબાબુ નામક એક ગૃહસ્થ મછવા બજારમાં વસનારી લક્ષ્મીબાઈ નામની એક વારાંગનાની સાથે સલાહ કરીને પરમહંસદેવને એને ઘેર લઇગયા. લક્ષ્મીબાઇએ એક દીવાનખાનામાં પંદર સોળ સુંદર યુવતીઓને નગ્નાવસ્થામાં રાખી હતી. પરમહંસદેવને એ દીવાનખાનામાં લઈ જઇને મથુરબાબુ ચાલ્યા ગયા. પરમહંસદેવ પણ એ સમયે નગ્નાવસ્થામાં હતા. એક સાધારણ લંગોટી શરીર ઉપર હતી. પરમહંસ દેવે દીવાનખાનામાં પેસતાં વારજ જોયું કે ત્યહાં આગળ રૂપ લાવણ્યવતી યૌવનના મદમાં મસ્ત થયેલી અનેક યુવતીઓ છે. એમનું રૂપ લાવણ્ય, અને નાચ નખરાં જોઇને મુનિનું મન પણ ચળી જાય તથા નપુંસકના ચિત્તમાં પણ વિકાર થઇ આવે એવું હતું. એ બધી સ્ત્રીઓ મૂળથીજ ઘણી સુંદર અને મનમોહિની હતી. ત્હેમાં વળી પરમહંસ દેવને મોહિત કરવાને માટે ત્હેમને ખાસ આજ્ઞા આપવામાં આવી હતી; એટલે એમણે હાવભાવથી પોતાની મોહિનીજાળ ફેલાવવામાં જરા પણ બાકી રાખી નહિ. પરમહંસદેવે ત્હેમની સન્મુખ ઉભા રહીને માથું નમાવીને 'મા આનંદમયી,' 'મા આનંદમયા,' શબ્દથી સંબો-

ધન કરીને નમસ્કાર કર્યો અને ત્હેમની મધ્યમાં ઉભા રહીને 'મા, બ્રહ્મમયી' 'મા, આનંદમયી' બોલતા બોલતા સમાધિસ્થ થઈ ગયા. સમાધિની અવસ્થામાં ત્હેમની બન્ને આંખોમાંથી પ્રેમાશ્રુની ધારા વહ્યા કરતી હતી. પરમહંસની આ સ્થિતિ જોઇને વારાંગનાઓ ભયભીત થઇ ગઇ અને ગભરાઈ જઈને કોઇ તો એમને પંખો કરવા લાગી તો કોઈ 'હું અપરાધી છું માફ કરો' એમ કહી હાથ જોડીને ક્ષમા માગવા લાગી. એ બનાવથી ત્હેમની પરીક્ષા લેનાર મથુર બાબુ ઘણા લજ્જિત થઈ ગયા અને પરમહંસ દેવ ઉપર ત્હેમની ભક્તિ ઘણી વધી પડી. એ દિવસથી પરમહંસના ચરણમાં મન પ્રાણ સમર્પણ કરીને દાસની માફક મથુર બાબુ વર્તવા લાગ્યા.

ત્હાર પછી પણ બેએકવાર ત્હેમની એવી સખ્ત કસોટી કરવામાં આવી હતી કે જ્હેનો ઉલ્લેખ કરવા જતા વિવેક અને મર્યાદાનો ભંગ થતો હોવાથી હમારે કલમને રોકવી પડે છે. એ અસાધારણ પરીક્ષામાંથી પણ પરમહંસ શુદ્ધ કાંચનની પેઠે અણી શુદ્ધ નીકળ્યા હતા. એ સ્ત્રી માત્રને પ્રકૃતિના અંશરૂપ ગણતા. કાલીના મંદિરમાં જઇને એ વારે ઘડીએ પ્રાર્થના કરતા કે 'મા! અવિદ્યા પણ તું છે અને વિદ્યા પણ તું છે! મા! તુંજ ગૃહસ્થના ઘરની કુળવધૂ છે અને તુંજ મછવા બજારની વેશ્યા છે. મા! બન્ને સ્વરૂપમાં તું મ્હારી મા છે. હું ત્હારો સંતાન છું."

## હનુમાનના ભાવનું સાધન.

ઉપર જણાવી ગયા છીએ કે પરમહંસ દેવના મનમાં જે વખતે જે ધુન આવતી ત્હેવુંજ કામ એ કરી બેસતા. એક દિવસ ત્હેમના મનમાં ભગવાન્ રામચંદ્રની ભક્તિનો ભાવ ઉપસ્થિત થયો. એમણે વિચાર્યું કે રામચંદ્રના ખરા ભક્ત હનુમાન હતા. એમનું અનુકરણ કર્યા વગર રામચંદ્રજી પ્રસન્ન થાય એમ નથી. હનુમાનની ભક્તિ

અહેતુકી હતી. પૃથ્વીની દરેક વસ્તુમાં એ રામચંદ્રજીને જોતા. ત્હેમના જેવી એકનિષ્ઠાવાળી ભક્તિ વિરલજ દીઠામાં આવે છે. એવી નૈષ્ઠિક ભક્તિ પ્રાપ્ત કરવા સારૂ પરમહંસદેવે હનુમાનના જેવા ભાવની સાધના કરી હતી. જે વખતે એમનામાં એ ભાવ પ્રવેશ કરતો તે વખતે એમનામાં મનુષ્યત્વનાં કોઈ લક્ષણ જણાતાં નહિ. એમનો હાવભાવ અને શરીરનાં બીજાં લક્ષણ મનુષ્યથી વિપરીત પ્રકારનાં થઈ જતાં. એ અવસ્થામાં 'રઘુવીર' શબ્દનો મુખેથી એવી રીતે ઉચ્ચાર કરતા કે જાણે રામચંદ્રજીનો સાક્ષાત્કાર અનુભવી રહ્યા છે. જામફળ વગેરે ઋતુનાં ફળ ત્હેમની આગળ મૂકવામાં આવે તો એ ઘણા પ્રસન્ન થતા અને વાંદરાની પેઠે એને ખાતા. એટલુંજ નહિ પણ કપડાંની પૂંછડી કેડે બાંધીને વૃક્ષ ઉપર ચ્હડી જતા અને રામ રઘુવીર શબ્દનો ઉચ્ચાર કર્યા કરતા. એ વખતે એમણે એક સંન્યાસી પાસે રામ મન્ત્રની દીક્ષા પણ લીધી હતી. એ સાધુની પાસે રામચન્દ્રજીની એક પિત્તળની મૂર્તિ હતી. એ મૂર્તિ ઉપર પરમહંસ દેવને વાત્સલ્યભાવ ઉત્પન્ન થયો હતો, એ મૂર્તિનુ નામ એમણે **રામલાલા** પાડયુ હતું અને ન્હાના બાળકની સાથે જેવી રીતે માબાપ વાર્ત્તાલાપ કરે અને લાડ લડાવે તેવી રીતે પરમહંસ દેવ એ મૂર્તિની જોડે વાતચીત કરતા અને લાડ લડાવતા. ટુંકામાં એ કે સાધના કરતી વખતે એ એવા તન્મય થઈ જતા કે એ મૂર્તિ જડ છે, એ ભાવ એમના મનમાં કદી ઉત્પન્ન થતો નહિ. એ સાધુ રામલાલાની મૂર્તિ પરમહંસ દેવને ભેટ આપી ગયો હતો અને હજુ સૂધી એ મૂર્તિ દક્ષિણેશ્વરમાં સાચવી રાખવામાં આવી છે.

હનુમાનનો ભાવ સાધ્યા પછી ત્હેમને સખાભાવની સાધના કરવાની ઇચ્છા થઈ. એ દિવસથી સુદામા, સુબલ આદિનું અનુકરણ કરીને એમણે શ્રીકૃષ્ણ સાથે સખાભાવ બાંધ્યો, એ વખતથી આવેશમાં આવી જઇને કૃષ્ણ મૂર્તિને વસ્ત્રાભૂષણ તિલક વગેરેથી સજ્જિત

કરતા, એમના ચરણુમાં નુપુર પહેરાવીને એના ઝણઝણાટથી આનંદ-મગ્ન થઇને નાચવા લાગી જતા. કૃષ્ણ મૂર્તિથી વિખુટા પડતા ત્યારે પુષ્કળ રોદન કરતા અને એ મૂર્તિને પુનઃ મળતાં વારજ છાતી સરસી ચાંપીને સ્નેહપૂર્વક વાર્તાલાપ કરવા લાગી જતા.

કૃષ્ણ પ્રત્યે સખાભાવની સાધના કર્યા પછી સખીભાવ સાધવાને હેમણે સંકલ્પ કર્યો. સખીભાવ પણ એમણે બે પ્રકારે સાધ્યો. પહેલીવાર, અષ્ટ નાયિકાના ભાવનું અનુકરણ કરીને નાયિકાના જેવો પોશાક પહેરીને, જમણા હાથમાં ચમર લઇને, મહાકાળના વક્ષઃસ્થળમાં બિરાજેલી મહાકાલીની સન્મુખ દાસીની પેઠે ઉભા રહી જતા. વચમાં વચમાં નાચવા પણ લાગતા અને દેવીના શરીર ઉપર ચમર ઢાળતા.

બીજી વાર, સખી ભાવ સાધવા સારૂ, વૃન્દાવનેશ્વરી શ્રીમતીના ભાવનુ અનુકરણ કર્યુ એ વખતે એમણે આખા શરીરે સ્ત્રીનો વેશ ધારણ કર્યો હતો. સખી ભાવ સાધતી વખતે પરમહંસ દેવના સ્વભાવ, ચરિત્ર તથા શરીરનું બંધારણ એ સર્વ સ્ત્રીઓના જેવું થઈ ગયુ હતું. હેમના એક શિષ્ય તો એટલે સુધી કહે છે કે સખીભાવ સાધતી વખતે પ્રતિમાસે પરમહંસ દેવના વસ્ત્ર ઉપર ઋતુચિહ્ન જણાતાં હતાં.

આ સમયમાં મથુર બાબુદ્વારા પરમહંસના નિઃસ્પૃહીપણાની પરીક્ષા લેવામાં આવી હતી. એક વખત હેમણે પરમહંસ દેવને દોઢ હજાર રૂપિયાની કિંમતની શાલ ઓઢાડી. પરમહંસ દેવ થોડી વાર પછી એ શાલ જોઇને કહેવા લાગ્યા "મન! આનુ નામ શાલ; ઘેટાના વાળ; આગમાં મૂકું તો બળી જાય; એ વખતે એવી દુર્ગંધ નીકળે કે માથું ફાટી જાય. આ શાલની કિંમત દોઢ હજાર રૂપિયા. એને શરીર ઉપર ઓઢવાથી મનમાં રજોગુણ વધી જાય. સાધારણ લોકો એ

શાલને શરીર ઉપર ઓઢી શકે નહિ. એ લોકો તો જાડી કાળી ચાદર વાપરે છે- આ શાલ ઓઢીને હેમની પાસે જઇએ તો મન ગરમ થઈ જાય, એ લોકો હલકા છે એવો વિચાર મનમાં ઉપજે. રખે એમના શરીર સાથે મ્હારૂં શરીર અડી જાય. એટલા સારૂ ઘણા ગર્વપૂર્વક 'અરે હમે લોકો ખસી જાઓ' એવી અભિમાનની વાણી કાઢવી પડે." એ પ્રકારે મનમાં ને મનમાં ચિંતવન કરીને હેમણે એ શાલને માટીમાં ફેંકી દીધી, અને હેના ઉપર થુથુ કરીને થુંકવા લાગ્યા; એટલામાં મથુર બાબુ ત્હાં આગળ આવી પહોંચ્યા. આ દૃશ્ય જોઇને મથુર બાબુની આંખમાં પાણી આવી ગયું. હેમની ખાત્રી થઇ ગઇ કે, પરમહંસ દેવ આગળ ધનવૈભવનો ગર્વ કરવો એ મિથ્યા છે.

કસબી શાલ અને દુપટ્ટાઓથી શરીરને આચ્છાદિત કરનાર અને પગમાં ચાંદીની પાવડીઓ પહેરનાર આધુનિક પરમહંસ પરિવ્રાજકો શ્રીમાન્ રામકૃષ્ણ પરમહંસનું અનુકરણ કરીને પોતાના આશ્રમને ચરિતાર્થ કરતાં શીખશે ?

ઉપર જણાવ્યું તે પ્રમાણે, પરમહંસ દેવે હિન્દુધર્મના જ્ઞાન અને ભક્તિ પ્રધાન અનેક સંપ્રદાયોની સાધના કરી. એથી એમની ખાત્રી થઈ કે બધા સંપ્રદાય અને મતમતાંતરોમાં સાધનપ્રણાલી જૂદી જૂદી છે પણ પરિણામ એકજ સરખું છે. સાધનની છેલ્લી સ્થિતિએ પહોંચ્યા પછી બધા ધર્મોમાં કાંઇ પણ ભેદભાવ માલૂમ પડતો નથી. એમણે એ પણ જોયું કે સાધારણ રીતે જગત્ બે ભાગમાં વ્હેંચાઇ ગયું છે. પ્રથમ જ્ઞાન અથવા આત્મતત્વ પક્ષ અને બીજો, ભક્તિ અથવા લીલા પક્ષ. વેદાન્તિકોના મત અનુસાર "એજ હું છું, અથવા હુંજ તે છું. અર્થાત્ જે કાંઈ છે, હતું અથવા થશે તે મ્હારામાં અંતર્ગત છે અથવા હું છું, હું હતો અને

હું હોઈશ. સારાંશ કે, 'હું' સિવાય બીજું કાંઇ છે નહિ, હતું નહિ અને થશે નહિ. જડ જગતમાંથી ચાલી જઇને અર્થાત્ યોગાવલંબન પૂર્વક, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહા કારણ સુધી પહોંચીને, પોતાનું અસ્તિત્વ ભૂલી જવું, ત્હેનેજ વેદાન્તિકો સમાધિ કહે છે. ભક્તિ માર્ગમાં મહાભાવ પ્રાપ્ત કર્યાથી જે સમાધિ મેળવાય છે તે પણ એજ પ્રકારની છે. તંત્રશાસ્ત્રમાં કહ્યું છે કે "પાપબદ્ધ જીવ અને પાશ મુક્ત શિવ" માયાનું આવરણ જીવાત્માને પોતાની જગ્યાએ બાંધી રાખે છે. એ આવરણનું બીજું નામ પાશ. એ આવરણ અથવા પાશ છોડી નાખવામાં આવે તો જીવનું જીવત્વ વિલુપ્ત થઇને તે શિવત્વ અથવા મંગલમય કાર્ય કરવાનો અધિકાર પ્રાપ્ત કરે છે. વૈષ્ણવ ધર્મમાં એ અવસ્થાને ભાવ કહે છે.

બીજા મત પ્રમાણે, નિત્ય લીલા અથવા સેવ્ય સેવક ભાવથી સાધના થાય છે. એ સાધનામાં જીવાત્મા અને પરમાત્માનું એકી-કરણ કરવાની ભક્તની ઇચ્છા હોતી નથી. એક ખાસ પ્રકારના ભાવનો આશ્રય લઇને ઇશ્વર અને જીવ લીલા રસામૃતનું પાન કરે છે. એ સ્થિતિમાં ઇશ્વર અને જીવમાં જોકે દ્વૈતભાવ જણાય છે તોપણ જે વખતે પ્રત્યક્ષ દર્શન થાય છે તે વખતે ભક્ત અથવા સાધક પોતાનું અસ્તિત્વ ભૂલી જાય છે. ત્હેનું તન, મન, ધન એકદમ એ મૂર્તિમાં સંલગ્ન થઇ જાય છે. એ અવસ્થા સાથે પ્રથમ શ્રેણીના સાધકોનું મળતાપણું દીઠામાં આવે છે.

આ પ્રમાણે વિવિધ ધર્મનું આદિ કારણ શોધી કહાડીને પરમ-હંસ દેવ ધરાયા નહિ. ત્હેમનો ઉત્સાહ દિવસે દિવસે વધતો જતો હોવાથી ત્હેમણે શિખ ધર્મની દીક્ષા લીધી. ત્ત્હાર પછી બીજા પણ અનેક ન્હાના ન્હાના સંપ્રદાયોની દીક્ષા લઇને ત્હેનું રહસ્ય જાણ્યું હતું. પરન્તુ એમની તત્વજિજ્ઞાસા વૃત્તિ એટલેથી પણ તૃપ્ત થઇ નહિ.

હિન્દુ સંપ્રદાયોનું સામંજસ્ય કર્યા પછી એમણે વિચાર્યું કે, હિન્દુ અને મુસલમાન વચ્ચે શો ભેદ છે ત્હેની પણ તપાસ કરવી જોઇએ. પોતાનો એ મનોભાવ ત્હેમણે કાલી માતા આગળ નિવેદન કર્યો. પરમહંસ દેવના જીવનમાં વારંવાર એવું બન્યું છે કે અમુક તત્ત્વ જાણવાની જિજ્ઞાસા એમના મનમાં ઉત્પન્ન થતાં વારજ ત્હેને પૂર્ણ કરવાના સંયોગો પણ આપોઆપ મળી આવતા હતા. આ વખતે પણ એમજ બન્યું.

ગોવિન્દદાસ નામનો કૈવર્ત જ્ઞાતિનો એક મનુષ્ય, છાનોમાનો મુસલમાન ધર્મ પ્રમાણે ભજન અને સાધન કરતો હતો. ત્હેણે એ સમયમાં પરમહંસ દેવ પાસે આવીને તેમને મુસલમાન ધર્મની દીક્ષા આપી તથા ત્રણ દિવસ સુધી મુસલમાનોના નિયમ પ્રમાણે ધર્મક્રિયા કરાવી. ત્રણ દિવસ પછી પરમહંસ દેવનો મુસલમાનનો ભાવ ચાલ્યો ગયો. એ ત્રણ દિવસ સુધી એમણે કાલીના મંદિરમાં પ્રવેશ કર્યો નહોતો, તથા કાલીનો પ્રસાદ ચાખ્યો નહોતો, એટલુજ નહિ પણ એ ત્રણ દિવસમાં ત્હેમનો હિન્દુભાવ તદ્દન ચાલ્યો ગયો હતો.

મુસલમાન ધર્મની સાધના કર્યા પછી ત્હેમણે હિન્દુઓના જ્ઞાન અને ભક્તિમાર્ગ સાથે ત્હેને સરખાવ્યો હતો. જે ઉદ્દેશથી હિન્દુઓ સાધના કરે છે તેજ ઉદ્દેશથી મુસલમાનો પણ સાધના કરે છે એમ એમને જણાયું. મહમ્મદ સાહેબ કહી ગયા છે કે, જે કોઈ કાફિરોનો સંહાર કરશે તે પરલોકમાં કજ્જલ નયના અપ્સરાઓ સાથે સુખમાં વાસ કરશે. કાફિર શબ્દથી ત્હેમનો ઉદ્દેશ ષટ્ રિપુઓનો નિર્દેશ કરવાનો હતો. કારણ કે, શરીરમાં ષટ્ રિપુઓ કાફિર અને વિજાતીય છે. ત્હેનો નાશ કર્યાથી અર્થાત્ ષટ્ રિપુઓને દાબી દીધાથી, વિદ્યાશક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. વિદ્યાનો સહવાસ કર્યા વગર મનુષ્યને માટે સુખ સ્વચ્છંદતા પ્રાપ્ત કરવાનો ઉપાયજ ક્યહાં છે ?

મુસલમાન ધર્મનો મર્મ જાણ્યા પછી પણ ધર્મવીર પરમહંસ

દેવનું હૃદય નિશ્ચિન્ત થયું નહિ. હેમના હૃદયમાં હજુ પણ ક્ષુધા બાકી હતી. એક દિવસ એ દેવમંદિરની પાસે યદુલાલ મલ્લિકના બગિચાના એક ભાગમાં ઉભા હતા. ત્યહાં આગળ મેરીના ખોળામાં સુતેલા ક્રિસ્તુનું ચિત્ર હતું. પરમહંસ દેવ એ ચિત્રને ઓળખતા નહોતા. થોડી વાર પછી હેમના મનમાંથી પૂર્વનો ભાવ નીકળી ગયો એકદમ ઊંડા વિચારમાં ઉતરી જઈને 'મા ! મા !' શબ્દ બોલીને દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યા. પછી ક્રિસ્તુની છબી તરફ ફરીને જોયું તો એમને જણાયું કે, ક્રિસ્તુના ચિત્રપટમાંથી એક જ્યોતિ નીકળીને હેમના શરીરમાં પ્રવેશ કરી રહી છે. ત્યહાર પછી પોતે ઘેર ગયા. બીજી સાધનાઓની પેઠે ક્રિસ્તુનો ભાવ પણ હેમના મનમાં ત્રણ દિવસ સુધી રહ્યા. ઘેર આવ્યા પછી એ મ્હોટાં મ્હોટા દેવળો જોતા અને પાદરીઓનાં ભાષણો સાંભળતા. એટલા દિવસ સુધી હેમના મુખમાંથી કાલી, કૃષ્ણ, શિવ કે રામનું નામ નીકળ્યું નથી, તેમજ એમના સંબંધી કોઈ વિચાર મનમાં પણ આવ્યો નથી. એ દિવસથી હેમણે ક્રિસ્તુખ્રિસ્તની એક છબી આણીને ઘરમાં રાખી હતી. એ છબી હજુ સુધી દક્ષિણેશ્વરમાં સાચવી રાખવામાં આવી છે. એ છબીમાં ક્રિસ્તુનો ભાવ નીચે પ્રમાણે ચીતરવામાં આવ્યો છે. કોઈ એક સમુદ્રને કિનારે ક્રિસ્તુખ્રિસ્ત ભ્રમણ કરી રહ્યા હતા, એટલામાં એક વૃદ્ધ પુરૂષે આવીને હેમને પૂછ્યું "પ્રભુ ! ઈશ્વરને કેવી રીતે મેળવી શકાય ?" એ પ્રશ્નનો કાંઈ પણ ઉત્તર ન આપતાં ક્રિસ્તુએ વૃદ્ધ પુરૂષનો હાથ ઝાલીને હેને સમુદ્રના પાણીમાં થોડે દૂર લઈ ગયા. વૃદ્ધ આભો બનીને વિચાર કરવા લાગ્યો કે હવે શું થશે ? એટલામાં ક્રિસ્તુએ વૃદ્ધની ચોટી પકડીને હેને જળમાં ડુબાડી દીધો તથા થોડી વાર પછી છોડી દઈને હેને પૂછ્યું "હમણાં ત્હારા પ્રાણની શી સ્થિતિ છે ?" વૃદ્ધે આશ્ચર્ય પામીને હાંફતે હાંફતે જવાબ આપ્યો "પ્રાણ જાય છે." ક્રિસ્તુએ

કહ્યું "ઇશ્વરના વિરહથી જે વખતે પ્રાણુની આવી અવસ્થા થશે તે વખતે ઇશ્વિર પ્રાપ્ત થશે." પરમહંસ દેવ આ સિદ્ધાન્તને પ્રથમથીજ જાણી ગયા હતા અને તે પ્રમાણે હેમણે સાધના પણ કરી હતી. પ્રભુશ્રી ચૈતન્ય દેવના જીવનનું લક્ષ્ય પણ એજ પ્રકારનુ હતું. ભગવાનના વિરહથી પીડિત થઈને એ માથાના વાળ વીંખી નાખતા તથા મ્હોંને જમીન ઉપર ઘસી નાખતા. સમાધિ કાળમાં હેમની અવસ્થા એ પ્રમાણેની હતી. એ ઉપરથી પરમહંસ દેવે સાર શોધી કહાડયો કે ઇસુના મતમાં અને મહાકારણ અવસ્થામાં ઐક્ય છે.

ઇસુની સાધના પછી એમની બધી સાધનાઓનો અન્ત આવ્યો. બૌદ્ધ મતની સાધના હેમણે કરી હતી કે નહિ તે જાણવામાં આવ્યું નથી, પરન્તુ હેમના ઘરમાં બુદ્ધદેવની એક પથ્થરની મૂર્તિ હતી. હવે પરમહંસ દેવે પૂજા અર્ચના કરવી પણ બંધ કરી દીધી. પહેલાં આખો દિવસ પુષ્પ એકઠાં કરીને કાલીની પૂજા કરતા, પણ એક દિવસ એમના મનમાં વિચાર આવ્યો કે, જહેને માટે હું પુષ્પસંગ્રહ કરી રહ્યો છું, તે દેવીનુ શરીર તો આખું વિશ્વ બ્રહ્માંડ છે. આ બધાં વૃક્ષ, ફળ, ફુલ હેના અંગની શોભામાં વધારો કરી રહ્યાં છે. માટે ફુલ વગેરેથી પૂજા કર્યે શું થાય? એ દિવસથી એમણે પૂજા કરવી બંધ કરી દીધી. એ હમેશાં પંડિતોનો સહવાસ રાખતા હતા અને હેમની પાસેથી શાસ્ત્રાદિનું શ્રવણ કરીને આનંદમાં દિવસ વ્યતીત કરતા હતા. કોઇકિ વખત ચંડીનાં ગીત, કથાઓ તથા કીર્તન શ્રવણ કરતા. એ ગીત શ્રવણ કરવામાં હેમને ઘણું ખર્ચ પણ કરવું પડતું પણ એ ખર્ચનો ભાર મથુર બાબુ આનંદપૂર્વક ઉપાડતા હતા.

## ષોડષી પૂજા.

પરમહંસ દેવે લગ્ન કર્યાં પછી પોતાની પત્નીનું મ્હોં જોયું નહોતું. હેમની સ્ત્રી જ્યહારે સોળ વર્ષની થઈ, ત્યહારે પરમહંસની

ઇચ્છા સાસરે જવાની થઇ. હેમણે પોતાની એ ઇચ્છા મથુર બાબુને જણાવી. મથુર બાબુ એ વાત સાંભળીને આશ્ચર્ય પામ્યા. તંત્રમતમાં ષોડષી પૂજાની વિધિ છે. હેમણે પોતાની સ્ત્રીની એ વિધિ પ્રમાણે પૂજા કરવાનો ઇરાદો રાખ્યો હતો. મથુર બાબુએ સાડી, શંખ, અલંકાર વગેરે પૂજાની સામગ્રીની વ્યવસ્થા કરી આપીને પરમહંસને દેશમાં મોકલી આપ્યા. પરમહંસ દેવ પોતાને ઘેર ન જતાં સીધા સાસરે ગયા. ત્યહાં જઇને ઘરની બહારના ભાગમાં ઉભા ન રહેતાં સીધા અન્તઃપુરમાં ચાલ્યા ગયા. હેમની સ્ત્રી એ વખતે કોઇ કાર્યમાં નિમગ્ન હતી, એકદમ અપરિચિત મનુષ્યને ગાંડા મનુષ્યની પેઠે પોતાના સન્મુખ એકી ટશે જોતો જોઇને હેણે પોતાની માને બૂમ પાડી 'મા! મા! જો તો ખરી, આપણા ઘરમાં કોઇ ગાંડો આવ્યો છે.' હેની માતાએ આવીને જોયું તો પ્રથમ તો પરમહંસ દેવ હેના પણ ઓળખ્યામાં ન આવ્યા; પણ થોડી વાર વિચાર કર્યા પછી હેને સાંભરી આવ્યુ કે આ તો મ્હારા જમાઇ રામકૃષ્ણ! હેણે વત્સહારા ગાયની પેઠે દોડીને પ્રેમપૂર્વક પરમહંસ દેવને કહ્યું 'બાપરે! શું મ્હારા નસિબમાં આજ લખ્યું હતું કે?' આટલું કહીને તે પરમહંસ દેવની સન્મુખ પછાડ ખાઇ ભોંય ઉપર પડી ગઇ.

પરમહંસ દેવની સ્ત્રી હવે પોતાના પતિને ઓળખી ગઇ. હવે લજ્જાએ હેને એકદમ ઘેરી લીધી. હવે તે પોતાના પતિના ચહેરાને ખુલ્લી રીતે જોઇ શકી નહિ. ઘુમટો તાણીને ત્યાંથી ચાલી ગઇ.

ત્યહાર પછી પરમહંસ દેવે પોતાના મત પ્રમાણે પૂજન કરવાની બધી સામગ્રી તૈયાર કરાવી. પૂજા સમયે હેમણે પોતાની સ્ત્રીને સિંદુર ચોપડીને એક બાજઠ ઉપર ઉભા રહેવાનુ કહ્યું. હેણે એમાં જરાએ આનાકાની કરી નહિ. પરમહંસ દેવે હેના એ ચરણની ફુલ અને બિલીપત્રાદિથી પૂજા કરી અને પોતાની જપ કરવાની માળાને સદાને

માટે તિલાંજલિ આપી દીધી. એ દિવસથી પરમહંસ દેવના જપ તપનો અંત આવ્યો. ત્યહાર પછી પરમહંસ દક્ષિણેશ્વર પાછા આવ્યા.

સાધન-ભજન એક પ્રકારે સમાપ્ત કર્યા પછી પરમહંસ દેવે મથુર બાબુ સાથે ઘણો સમય આનંદમાં ગાળ્યો હતો. એ દિવસોમાં ઈશ્વરની શક્તિ અને ત્હેનાં અલૌકિક કાર્યો સંબંધી મથુર બાબુને વારંવાર ઉપદેશ આપતા હતા. ત્યહાર પછી મથુર બાબુ સહકુટુંબ યાત્રાએ નીકળ્યા તે વખતે પરમહંસ પણ ત્હેમની સાથે તીર્થાટન કરવા નીકળી પડયા.

કાશીધામમાં જઈને પરમહંસ દેવે કાશીવિશ્વનાથ અને અન્નપૂર્ણાનાં દર્શન કર્યા; દર્શન કર્યા એમ તો કહીએ છીએ, પણ ખરૂં જોતાં એ પોતે ઠાકોરજીનાં દર્શન કદી કરી શક્યા નહોતા. કોઈ કોઈ વખત તો ઠાકોરજીનું નામ સાંભળતાં વારજ ત્હેમના હૃદયમાં ભાવાવેશ થઈ આવતો અને એ ધરણી ઉપર ઢળી પડતા. ત્યહાંથી ઉપાડીને એમને ઠાકોરજીની સમક્ષ લઈ જતા. કોઇ વખત તો મન્દિરની પાસે પહોંચતાં વારજ એ પોતાના દેહનું ભાન ભૂલી જઈને પડી જતા અને ઠાકોરજીની નિકટ પણ પહોંચી શકતા નહિ. એટલે સાધારણ લોકો જે પ્રમાણે ધરાઈને ઠાકોરજીનાં દર્શન કરે છે તે પ્રમાણે પરમહંસ દેવે કદી દર્શન કર્યા નથી.

કાશીમાં પરમહંસ દેવને સુપ્રસિદ્ધ તૈલંગ સ્વામી સાથે મેળાપ થયો હતો અને એમના દર્શનથી તથા વાર્તાલાપથી પોતે ઘણા પ્રસન્ન થયા હતા. કાશીથી એ બધા વૃન્દાવન ગયા. વૃન્દાવન જોઇને એ નિરાશ થયા. ત્યહાં આગળ એક પણ ઈશ્વરાનુરાગી મનુષ્ય સાથે ત્હેમનો મેળાપ થયો નહિ. પરમહંસે ધાર્યું હતું કે, વૃન્દાવનમાં જઇને ભાગવતાદિ શાસ્ત્રોમાં વર્ણવેલી પુણ્યભૂમિ જોઇશું; ગોપગોપીના નિષ્કામ પ્રેમ તરંગનો રંગ જોઇશું. પણ ત્યહાં આગળ ધાર્મિક સંપ્રદાય-

વાળાઓએ દુકાનદારી કરવા માંડી હતી, ને લોકોને તો એ ભાવનું ભાન પણ નહોતું. જે વૃન્દાવન પહેલાં નિષ્કામ ધર્મની ક્રીડાભૂમિ હતું ત્યહાં આગળ આજ સકામ વ્રતનો જીવન સ્રોત પ્રવાહિત થાય છે! મુખમાં રાધા કૃષ્ણનું નામ છે અને હૃદય કપટથી પરિપૂર્ણ છે! વૃન્દાવનની એવી દશા જોઇને એમને ઘણું લાગી આવ્યું હતું. અલબત્ત વૃન્દાવનમાં ગંગાદેવી નામની એક ભક્ત સ્ત્રી સાથે પરમહંસનો મેળાપ થયો હતો. એ વૃદ્ધ સ્ત્રી પરમહંસ દેવનાં દર્શન કરતાં વાર હર્ષઘેલી થઇ ગઇ હતી અને ત્હેણે એમનો ઘણો સારો સત્કાર કર્યો હતો.

વૃન્દાવનથી પાછા આવતાં કોઇ એક સ્થળમાં પરમહંસ દેવે કેટલાક અસભ્ય નરનારીઓને એક પર્વતની ખોણમાં વાસ કરતાં જોયાં. ત્હેમની પાસે પહેરવાને કપડાં નહોતાં, રહેવાને ઘર નહોતાં અને ખાવાને પૂરતું અન્ન નહોતું. ત્હેમની આવી દશા જોઇને દયાળુ પરમહંસ દેવને ઘણો શોક થયો અને શોકાર્ત ચિત્તે એ રોદન કરવા લાગ્યા કે ' મા ' ત્હારા સંસારમાં આવાં દુઃખી મનુષ્યો પણ છે? તું દયામયી અને દુઃખનિવારિણી નથી? ત્હારી નજરમાં આવો ભેદ ભાવ શા માટે? ત્હારી કૃપાથી કોઇ અતુલ ઐશ્વર્યના અધિપતિ થયા છે અને કોઇ રાત દિવસ દારિદ્રયની ચરમ સીમામાં જીવન ગાળીને રોદન કર્યા કરે છે. મા ' આ ત્હારી શી લીલા ' ' આવી રીતે ઘણા સમય સુધી ત્હેમણે રોદન કર્યું, ફક્ત રોદન કરીનેજ રહ્યા નહિ, પણ મથુર બાબુને આગ્રહપૂર્વક વિનતિ કરી કે, આ અનાથ, આશ્રયહીન મનુષ્યોને ઉત્તમરૂપે ભોજન કરાવ તથા દરેકને એકેક વસ્ત્ર આપ. મથુર બાબુ જરા લોભી હતા એટલે પહેલાં તો આનાકાની કરી, પણ પરમહંસ દેવનો ઘણો આગ્રહ જોઇને એ આજ્ઞા શિરોધાર્ય કરી ને સાત દિવસ સુધી એ પર્વતવાસી દરિદ્રોને ભાતભાતનાં ભોજન જમાડયાં તથા કલકત્તાથી વસ્ત્ર મંગાવીને દરેકને એકેક વસ્ત્ર આપ્યું

પરમહંસ દેવનું હૃદય કેટલું ઉન્નત અને વિશાળ હતું તે આ ઉદાહરણ ઉપરથી જણાઇ આવે છે.

વૃન્દાવનાદિની યાત્રા કરીને પરમહંસ દેવ પાછા દક્ષિણેશ્વર પહોંચ્યા પરન્તુ ત્ય્હાં પણ જંપીને બેસી રહેતા નહિ. વારે ઘડીએ નાના સ્થાનોમાં પરિભ્રમણ કરવા નીકળી પડતા. એ અરસામાં પોતે આદિ બ્રાહ્મસમાજની ઉપદેશ પદ્ધતિ જોવા પણ ગયા હતા. એ સમયે કેશવચન્દ્રસેને પોતાની નવવિધાન સમાજની સ્થાપના કરી નહોતી પણ આદિ બ્રાહ્મસમાજમાંજ શામિલ હતા.

બ્રાહ્મ સમાજની ઉપાસના પ્રણાલી જોયા પછી પરમહંસ દેવ એક વખત કલકત્તાની ચૈતન્ય સભામાં ગયા હતા. એ સભાના સભાસદો ચૈતન્ય દેવનુ આસન વચમાં મૂકીને ત્હેની ચારે તરફ બેસીને સંકીર્તન કરી રહ્યા હતા. પરમહંસ દેવને સભામાં જતાં વારજ ભાવાવેશ ઉત્પન્ન થયો અને પોતે ચૈતન્યના આસન ઉપર જઇને બેઠા. એથી વૈષ્ણવોમાં મ્હોટી ગડબડ મચી ગઇ. કેટલાક લોકો ત્હેમના ઉપર નાસ્તિક, ઢોંગી વગેરે શબ્દોનો પ્રહાર કરવા લાગ્યા; ત્ય્હારે કેટલાક જેઓ મહાભાવનાં લક્ષણ જાણતા હતા તેઓ આ દૃશ્ય જોયાથી પોતાનાં નયનનું અને જીવનનું સાર્થક્ય થયુ છે એમ માનવા લાગ્યા.

પરમહંસ દેવ દર વરસે 'પાણીકાટી' નામક સ્થાનમાં મહોત્સવ થાય છે ત્ય્હાં જતા અને લોકો સમક્ષ સંકીર્તન કરતા. ત્ય્હાં આગળ એક વડનુ ઝાડ ઘણું પવિત્ર ગણાય છે. અસંખ્ય વૈષ્ણવો એ વટવૃક્ષ આગળ આવીને મહોત્સવ મનાવે છે. એ મહોત્સવમાં પરમહંસ દેવના શામિલ થયાથી ત્હેની શોભામાં કાંઇ ઓરજ વધારો થયો હતો. ત્હેમના ચરિત્ર-લેખક સાધક શ્રીરામચન્દ્ર લખે છેઃ- હમે સદ્‌ભાગ્યે એ સંકીર્તનો અનેકવાર શ્રવણ કર્યાં છે. ત્હેનું વર્ણન થોડું ઘણું પણ લેખિની દ્વારા કરવું એ હમારી શક્તિની બહાર છે.

હમે અનેક સંકીર્તનો સાંભળ્યાં છે અને પ્રેમિ ભક્તો જોયા છે. અનેક જ્ઞાની સાધકો પણ જોયા છે, અનેક સુપંડિત અને સંગીત શાસ્ત્રવિશારદ ગવૈયાઓ જોયા છે, અનેક લયમાન સંયુક્ત નૃત્ય પણ જોયાં છે,' પરંતુ પરમહંસ દેવનાં નૃત્ય અને સંગીતના ભાવને એક ચૈતન્ય દેવના ભાવ સિવાય બીજા કશા સાથે સરખાવી શકાય એમ નથી. જેઓ હરિના ભક્ત છે તેઓ તો આ સંકીર્તન શ્રવણ કરીને પ્રેમાવેશમાં આવી જાય અને હર્ષઘેલા થઇ જાય એમાં તો કાંઈ આશ્ચર્યજ નથી: પણ જેઓ તમોગુણના ભંડાર રૂપ છે, જેઓ ઈશ્વરના અસ્તિત્વને માનતા નથી, જેમનામાં ભક્તિ અને પ્રીતિનો લેશ માત્ર પણ નથી, જાંહેમનાં હૃદય શૂન્ય લોહમય છે એમ પણ કહી શકાય; જેઓ પાશ્ચાત્ય સભ્યતાને પ્રતાપે રાજમાર્ગમાં, જાહેર સ્થાનોમાં અને સાધારણ વ્યક્તિઓની સમક્ષ નૃત્ય વગેરે કરવાને અસભ્યતાનાં લક્ષણ સ્વરૂપ ગણે છે, જેઓ ભાવ અને પ્રેમને મસ્તિષ્ક અને મનના વિકાર માત્ર ગણીને હસી કહાડે છે, તેઓ પણ પરમહંસના સકીર્તનસમયે પ્રેમવિહ્વળ થઇને, હૃદયમાં ઘણા વખતથી સંચિત થયેલી સભ્યતાના મસ્તક ઉપર લાત મારીને નૃત્ય કરવા લાગી જતા હતા.'

ઇ. સ. ૧૮૭૨ માં પરમહંસ દેવને ભક્ત કેશવચંદ્ર સાથે પ્રથમ મેળાપ થયો હતો. પરમહંસ દેવ જાતે, જયગોપાલ સેનના ઉદ્યાનમાં કેશવચંદ્રને મળવા સારૂ ગયા હતા, કેશવ બાબુ સાથે વાર્તાલાપ કર્યાથી પરમહંસ દેવને ઘણો આનંદ થયો હતો.

પરમહંસ દેવે જે જે સ્થાનોમાં ગમન કર્યું હતું ત્યહાં ત્યહાં પોતાના જીવન્ત ઉપદેશથી ત્હેમણે અનેક મનુષ્યોના હૃદયમાં ઈશ્વર સંબંધી વિશુદ્ધ જ્ઞાનનો સંચાર કર્યો હતો. ભારત વર્ષના અનેક સાધુ સંન્યાસીઓ આ અરસામાં પરમહંસ દેવના નામથી પરિચિત થઈ

ગયા હતા અને તેઓ જ્યારે કલકત્તામાં આવતા ત્યારે પરમહંસને મળ્યા વગર જતા નહિ.

એ સમયમાં લક્ષ્મીનારાયણ નામનો એક ધનવાન મારવાડી પણ પરમહંસદેવની પાસે આવ જા કરતો. એનામાં થોડી ઘણી વિદ્યા પણ હતી. ગીતા અને ભાગવતનુ એને સારૂં જ્ઞાન હતું. ધર્મશાસ્ત્રમાં પણ થોડો ઘણો પ્રવેશ હતો. પણ થોડા જ્ઞાનવાળામાં અભિમાન વિશેષ હોય છે એણે પરમહંસ સાથે નાના પ્રકારના તર્કવિતર્ક કર્યા, પણ ક્યહાં લક્ષ્મીનારાયણનું પુસ્તક લભ્યજ્ઞાન! અને ક્યહાં પરમહંસ દેવનુ અનુભવલભ્ય જ્ઞાન!! આખરે લક્ષ્મીનારાયણ પરાસ્ત થયો અને પરમહંસ દેવ સાચા સાધુ છે એવી ત્હેની ખાત્રી થઈ. એક દિવસ પરમહંસ દેવના બિછાનામાંની ચાદર ફાટીને ચિયરા જેવી થઇ ગયેલી જોઇને લક્ષ્મીનારાયણે પૂછ્યુ 'આપની ચાદર ફાટી ગઈ છે, બદલતા શા માટે નથી?' પરમહંસે જવાબ આપ્યો 'હજુ એ કામમા આવે એવી છે. જ્યહારે એના વગર નહિજ ચાલે એવી દશા હશે ત્યહારે મંદિરના સ્વામી એ આપી જશે' એ સાંભળીને લક્ષ્મી-નારાયણે કહ્યું કે, એ યોજના સારી નથી. વસ્તુનો અભાવ થાય તે પહેલાંજ એને પૂર્ણ કરવાની ભક્તની ફરજ છે. સાધુને પોતાના નિર્વાહને સારૂ રાતદિવસ ચિન્તા કરવી પડે અને ઘેર ઘેર ભટકતા ફરવું પડે તો તેથી ત્હેની સાધનામા વિઘ્ન આવે છે. સાધનને માટે વિષયની ચિન્તા ત્યજી દેવી પડે છે. આપ જેવા મહાત્માને એવું કરવું પડે એ ઠીક નહિ, માટે મ્હારી નમ્ર વિનતિ એવી છે કે, હું આપના નામે દસ હજાર રૂપિયાના પ્રોમીસરી નોટ લઈ આપુ. એના વ્યાજના લગભગ ચાલીસ રૂપિયા મહિને આવશે. ત્હેમાંથી આપનુ સઘળું ખર્ચ ચાલી શકશે." લક્ષ્મીનારાયણની આ વિનતિ સાંભળીને પરમહંસ દેવ ઘણાજ ગુસ્સે થઇ ગયા હતા, અને અર્થની લાલચ આપીને

પોતાને અનર્થના કૂવામાં પડવાનો તથા પરમાર્થના માર્ગમાં સ્ખલિત કરનારો ઉપાય સૂચવવા માટે ઘણોજ ઠપકો આપ્યો. લક્ષ્મીનારાયણે ઘણીએ દલીલ કરી ઘણીએ આજીજી કરી, પણ પરમહંસ એકના બે ન થયા. પરમહંસ દેવની દૃઢતા જોઈને મારવાડી લક્ષ્મીનારાયણ કિંકર્તવ્યમૂઢ થઈ ગયો.

એમ કહેવાય છે કે મથુર બાબુએ પણ એવીજ રીતે એક વખત પરમહંસના નામે પચાસ હજાર રૂપિયાના નોટ ખરીદી આપવાની ઇચ્છા દર્શાવી હતી; પણ પરમહંસે તેમને પોતાના ઉદ્દેશ સમજાવીને એવું કામ કરતા રોક્યા હતા.

પરમહંસ દેવની નિષ્કાંચનતા દર્શાવવા સારૂ આ બે દૃષ્ટાંતો પૂરતાં છે.

હમે આગળ જણાવી ગયા છીએ કે કેશવચંદ્રસેન સાથે પરમહંસ દેવનો પરિચય થયો હતો. કેશવચંદ્રે પોતાના બે ચાર શિષ્યોને પણ પરમહંસ દેવના જ્ઞાનની પરીક્ષા કરવા મોકલ્યા હતા. ત્યાર પછી પોતે પણ એક દિવસ પરમહંસ દેવના દર્શન સારૂ ગયા, બન્ને એક બીજાને જોઈને ઘણા પ્રસન્ન થયા અને બ્રહ્મશક્તિ સબંધી ચર્ચા કરવા લાગ્યા. કેશવચંદ્રસેન ખરા તત્ત્વજિજ્ઞાસુ હતા. એમનામાં વિશેષ ગુણ એ હતો કે એ કુતર્ક કરતા નહોતા, તેમજ અવિશ્વાસી નહોતા; એ ઇશ્વરને નિરાકાર માનતા, એમનુ માનવું એવું હતું કે, ઇશ્વર અરૂપ છે અને કોઈ દિવસ આકારવિશિષ્ટ થઈ શકતો નથી. પરમહંસ દેવે કહ્યું કે શક્તિનો સ્વીકાર કર્યા વગર, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી. કેશવચંદ્ર શક્તિને માનતા નહોતા. બ્રહ્મોપાસના સંબધી પોતાનો જે અભિપ્રાય હતો તે એમણે સરળતાથી પરમહંસને જણાવ્યો. પરમહંસ દેવે તર્ક વિતર્ક કરીને સમજાવ્યુ કે, બ્રહ્મ અને શક્તિ એકજ છે. બ્રહ્મ શક્તિમાં વિરાજીત છે; અથવા શક્તિ બ્રહ્મમાં

નિહિત છે. એક તરફથી બ્રહ્મની અનંત શક્તિનો સ્વીકાર કરવો જોઇએ અને બીજી તરફથી અનંત શક્તિની સમષ્ટિને બ્રહ્મ કહેવો જોઇએ. બ્રહ્મનું એક નામ સચ્ચિદાનંદ છે. બ્રહ્મ અને શક્તિની વ્યાખ્યા અનેક દાખલાઓથી સ્હમજાવીને એમણે કહ્યું "બ્રહ્મ પુરૂષ છે અને શક્તિ પ્રકૃતિ છે. કારણ એકને આશ્રયે બીજું રહેલું છે; એટલા માટેજ બ્રહ્મને પુરૂષ અને શક્તિને પ્રકૃતિ કહી છે. જે પ્રમાણે વૃક્ષ પુરૂષ અને ત્હેને વીંટાઇ રહેલી લતા સ્ત્રી શબ્દથી ઓળખાય છે. નૌકા નપુંસક લિંગ હોવા છતાં એમાં મુસાફરો બેસે છે એટલે તે સ્ત્રીલિંગ વાચક થાય છે; તમે એક ચિત્રપટ તૈયાર કરો તો ચિત્ર ત્હમારી ચિત્રકારી શક્તિથી ઉત્પન્ન થયું તેટલા સારૂ ત્હમે પુરૂષ, ત્હમારી ચિત્ર ચીતરવાની શક્તિ એ ત્હમારી સ્ત્રી અને ચિત્ર એ સંતાન એવીજ રીતે બ્રહ્મ પિતા, શક્તિ માતા અને આપણે ત્હેનાં સંતાન સ્વરૂપ છીએ. એટલા માટે બ્રહ્મોપાસના કરતાં પહેલાં શક્તિની ઉપાસના કરવી જોઇએ. વળી સ્હમજાવ્યું કે, પિતા અને માતા પ્રતિ સંતાનનો શાન્ત અને દાસ્યભાવ હોય છે; પણ પિતા સંતાનની મંગલકામના કરવામાં જરા કર્કશ વ્યવહાર કરે છે અને જનની કરતાં ત્હેનો સ્નેહ ઓછો હોય છે એમાં સંદેહ નથી. જનનીનો ભાવ એવો હોતો નથી. સંતાન ગમે તેટલા દોષથી ભરપૂર હોય, તો પણ એની દૃષ્ટિમાં એ નિર્દોષી જણાય છે. માને એકવાર મા કહીને બોલાવવાથી સંતાનના મનમાં જેટલી શાન્તિ થાય છે, એટલોજ આનંદ માતાને પણ થાય છે. માતાની આગળ દોષ સ્વીકારતાં ભય ઉત્પન્ન થતો નથી, પણ પિતાની આગળ જતાં અપરાધી પુત્રનો પગ ઉપડતો નથી તો પછી દોષ સ્વીકારવાની વાતજ ક્યહાં રહી ? એટલા માટે ઇશ્વરની સાધના માતૃભાવે કરવી એજ ઉત્તમ છે. માતૃભાવે સાધના કરવાનો એક બીજો પણ ઉદ્દેશ છે. મનુષ્યનું ચિત્ત

સ્વભાવથીજ દુર્બળ છે. નારીનું નામ સાંભળતાં કુત્સિત ભાવનો ઉદ્રેક થઇને મન એક પ્રકારે પશુવત્ થઇ જાય છે. સખ્ય ભાવમાં પણ મનની સમતા રહી શક્તી નથી, પણ માતૃભાવમાં એવો કોઇ પણ દોષ આવતો નથી. માતૃભાવે ઈશ્વર સાધના કર્યાથી મન ધીમે ધીમે ઉચ્ચગામી થાય છે અને પૃથ્વીનાં અનેક આકર્ષણોમાંથી મનુષ્ય બચવા પામે છે.

પરમહંસ દેવના ઉપદેશની અસર આચાર્ય કેશવચન્દ્ર ઉપર ઘણી સારી થઈ હતી અને એમણે ઈશ્વરને માતા રૂપે સંબોધન કરવાનું શરૂ કર્યું હતું. પરમહંસ દેવ અને આચાર્ય કેશવચન્દ્રમાં ઘણોજ સારો સ્નેહ બંધાયો હતો. એટલે સુધી કે પરમહંસ દેવ ઘણી વખત કેશવચન્દ્રનો ઉપદેશ શ્રવણ કરવા બ્રાહ્મસમાજમાં જતા. કેશવબાબુ જ્યહારે મૃત્યુશય્યામાં પડયા હતા ત્યહારે પરમહંસ દેવ ત્હેમને જોવા જતા હતા. એક દિવસ પરમહંસે ત્હેમની છેવટની દશા પાસે આવતી જોઈને કહ્યું હતું, બાગમાં એક સરસ ફુલ ખીલી નીકળે છે એટલે ઉદ્યાનનો માલિક ત્હેને ચુંટી લે છેઃ તે પ્રમાણે ત્હમારા મનરૂપી ભક્તિ-પુષ્પ હમણાં ખીલી નીકળ્યું છે, એ હવે માતાના ચરણ આગળ જઇને સદાને માટે પડયું રહેશે. કેશવચન્દ્ર બાબુના પરલોકગમનના સમાચાર સાંભળીને પરમયોગી રામકૃષ્ણને ઘણોજ ખેદ થયો હતો. પરમહંસ અને કેશવચન્દ્રનો સંબંધ આ પ્રમાણે મૃત્યુથી વિચ્છિન્ન ન થઈ ગયો હોત તો ભારતવર્ષના ધાર્મિક સંસારમાં કાંઇક ઓરજ રંગ આવત એમ ઘણા વિદ્વાનોનું માનવું છે.

અત્યાર સુધી પરમહંસ દેવનું મહત્વ જનસમાજના જાણ્યામાં નહોતું આવ્યું. લોકો ત્હેમને એક દિવાના સાધુ તરીકે ઓળખતા હતા, પરન્તુ એ નિષ્કામી સાધુ હોવા ઉપરાંત જ્ઞાનનો ભંડાર છે એ વાત કેશવચંદ્રદ્વારાજ લોકોને જ્ઞાત થઇ. ત્યહાર પછી ઘણા પ્રતિ-

ષિત અને સુશિક્ષિત લોકો પરમહંસના સમાગમમાં આવીને જીવનને સફળ કરવા ભાગ્યશાળી થયા હતા.

પરમહંસના અનુયાયી અને શિષ્ય તરીકે ઘણા મનુષ્યો પ્રસિદ્ધ છે પણ હેમના પ્રિય સેવક રામચંદ્ર કહે છે કે "પરમહંસ દેવ કોઇના કાનમાં મંત્ર આપીને ગુરૂ બનતા નહિ. ઉપદેશ આપતા, ઈશ્વર-પ્રાપ્તિના સુલભ માર્ગ દર્શાવી આપતા, પણ કોઇના ગુરૂ થતા નહિ. એટલુંજ નહિ, પરન્તુ હેમની સન્મુખ 'ગુરૂ' શબ્દ બોલવાનું સાહસ કોઈ કરી શકતું નહિ. ગુરૂ કહેવા જતાં એ કહેતા કે, કોણ કોનો ગુરૂ? એક ઈશ્વર સઘળાનો ગુરૂ છે."

પરમહંસ દેવે પોતાના સમાગમમાં આવનાર અનેક સુશિક્ષિત નાસ્તિક યુવકોને આસ્તિક બનાવ્યા છે, અનેક કુપથગામી પુરૂષોને સદાચરણના માર્ગમાં આણ્યા છે અને હેમનીદ્વારા જગત્‌નું મહાન કલ્યાણ સાધ્યું છે. એ બધાનો વિસ્તારથી ઉલ્લેખ કરવાનું અત્રે બની શકે એમ નથી. સાધક રામચન્દ્ર, બાબુ સુરેશચન્દ્ર, સુપ્રસિદ્ધ નાટકકાર ગિરિશચન્દ્રસેન આદિના નામ ઉદાહરણરૂપ છે.

નાટ્યશાસ્ત્રવિશારદ સ્વર્ગસ્થ ગિરિશચન્દ્ર કોઇએક સમયે પક્કા નાસ્તિક હતા. એક ઊંચા પર્વત ઉપરથી પગ ખસી જતી વખતે એમના મુખમાંથી અકસ્માત ઈશ્વર શબ્દ નીકળી ગયો હતો એટલા સારૂ પણ એમણે પોતાના મનને ધિક્કાર દીધો હતો કે, 'આ શું! ભયને લીધે ઈશ્વરનું નામ લીધું! ફરી પણ એવું નહિ કરૂં. જો પ્રેમથી એને બોલાવી શકીશ તોજ એનું નામ લઈશ.' પરન્તુ નાસ્તિકતા ઉપરાંત એમનામાં એક બીજો દોષ હતો. એ દારૂના શીશા ને શીશા ગટગટાવી જતા. સભ્યસમાજમાં, સાધુજનો અને મુરબ્બીઓના દેખતાં પણ સુરાપાન કરતાં હેમને લજ્જા આવતી નહિ. પરમહંસ દેવના સમાગમમાં આવ્યા પછી ઈશ્વર ઉપર હેમની શ્રદ્ધા

ઉત્પન્ન થઈ હતી એટલું જ નહિ પણ સુરાપાનની ટેવ ધીમે ધીમે છુટી ગઈ હતી, ગિરિશ બાબુએ પાછળથી પરમહંસની ઘણી ભક્તિ કરી હતી. પરમહંસ હેમને વીરભક્ત કહીને બોલાવતા. ગિરિશને જોતાં વારજ હેમને અપૂર્વ આનંદ થઇ આવતો. પરમહંસના સમાગમથી હેમણે ઉંડું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. હેમણે રચેલાં બુદ્ધદેવ ચરિત, બિલ્વમંગળ, નસિરામ અને રૂપસેના આદિ ગ્રન્થોમાંથી એમનુ ઉંડું તત્વજ્ઞાન અને ધાર્મિકતા સ્પષ્ટ જણાઈ આવે છે.

પરમહંસના ભક્તવર્ગમાં અનેક સ્ત્રીઓની પણ ગણના થાય છે. એમાની કેટલીક સન્યાસિનીઓ હતી અને કેટલીક ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓ હતી.

જે સમયમાં દક્ષિણેશ્વરમાં સ્ત્રીઓની આવજા શરૂ થઇ હતી તે સમયના થોડા દિવસ અગાઉથી, પરમહંસ દેવનાં પત્ની શ્રી શ્રીમાતા ઠાકરાણી પણ પતિસેવા કરવાના અભિપ્રાયથી ત્યાં આવ્યા હતાં. પરમહંસ કોઇ કોઇ દિવસ તો એમને પોતાના ઘરમા પ્રવેશ કરવા દેતા અને કોઇ વખત નિષેધ કરતા, એ સમયમાં એક દિવસ પરમહંસને ભાવાવેશમાં આવેલા જોઇને હેમની પરીક્ષા કરવા ખાતર, માતા ઠાકુરાણીએ પુછ્યુ ‘ કહો જોઇએ હું કોણ છુ ? ’ પરમહંસે અતિશય આનંદપૂર્વક કહ્યું. તું મ્હારી આનંદમયી માતા છું.” માતાજીએ એ શબ્દો સાંભળીને કહ્યું ‘ એવી વાત કહેશો નહિ ’ પરમહંસે કહ્યું “ હું જાણું છું કે, મા આનંદમયીએ એક રૂપે આ દેહને જન્મ આપ્યો છે. બીજા એક રૂપે એ કાલીના મંદિરમાં વસે છે અને ત્રીજા એક રૂપે મા આનંદમયી મ્હારી સેવા કરે છે.” હેમની પત્નીનાં ચક્ષુમાંથી જલધારા પડવા લાગી. એ દિવસથી એમણે એવી વાત કરવી છોડી દીધી અને પતિની સેવામાંજ ચિત્ત પરોવ્યુ. જે સ્ત્રીઓ પરમહંસ દેવની પાસે જવાની હિંમત ધરી શકતી નહિ તેઓ માતાજીની પાસે જઇને બેસતી અને માતાજી હેમનો યથાર્થ યોગ્ય આદર સત્કાર કરતાં.

બંગાળી સંવત્ ૧૨૯૩ ની ૩૧મી શ્રાવણ એટલે ઈ. સ. ૧૮૮૬ ની ૧૬ મી ઓગસ્ટની રાત્રે ૫૨ વર્ષની વયે ભક્તકુલચૂડામણિ રામકૃષ્ણ પરમહંસ દેવના આત્માએ નશ્વર દેહનો ત્યાગ કરીને કૈવલ્ય ધામમાં ગમન કર્યું. મૃત્યુના થોડા માસ અગાઉથી હેમના ગળાની નળીમાં એક ફોલ્લો થયો હતો. એ ફોલ્લો મ્હોટો થઈ જવાથી પરમહંસ દેવને ઘણીજ વેદના ભોગવવી પડી હતી; પણ એમણે એને માટે જરા પણ શોક કર્યો નથી. ધીમે ધીમે ગળામાં અન્ન ઉતરવું બંધ થઇ ગયું, અને શરીર જીર્ણશીર્ણ થવા લાગ્યું. ગુરૂની આવી અવસ્થા જોઇને શિષ્યો હેમને ચિકિત્સા સારૂ બાગ બાવરમાં લાવ્યા. ત્યહાંથી બલરામ બાબુના ઘરમાં અને ત્યહાંથી કાશીપુરમાં એક સુરમ્ય બગિચામાં હેમને લઈ જવામાં આવ્યા. અનેક પ્રવીણ ડાક્ટરો અને વૈદ્યોના ઉપચાર છતાં એજ સ્થાનમાં પરમહંસની માનવ લીલા સમાપ્ત થઇ.

વિશ્વ વિદ્યાલયના અનેક યુવકો પણ પરમહંસ દેવની પાસે જ્ઞાન અને શાન્તિ મેળવવા સારૂ આવતા હતા. દેશની ભાવિ આશા રૂપ એ યુવકોને પરમહંસ ઘણુંજ ચાહતા હતા. કેટલાક યુવકોએ શ્રીરામકૃષ્ણનો જ્ઞાનગર્ભ ઉપદેશ શ્રવણ કરીને, સંસારસુખને તિલાંજલિ આપી દઇને, સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો હતો. હેમાં મિસ્તર નરેન્દ્રનાથ દત્ત મુખ્ય હતા; જહેમણે પાછળથી સ્વામી શ્રીવિવેકાનંદ નામથી આખી સૃષ્ટિમાં પ્રસિદ્ધિ મેળવી છે. પરમહંસ દેવના મૃત્યુ પછી દસબાર વર્ષ સુધી એ સાધુઓ ઇશ્વિર ભજન, સાધન અને દેશાટન કરવામાં પ્રવૃત્ત રહ્યા હતા. ત્યહાર પછી દેશભક્ત સ્વામી વિવેકાનંદે હેમનો નિયમબંધ સંઘ બનાવીને હેમની દ્વારા દેશસેવાન કાર્યનો આરંભ કર્યો; એ સંન્યાસીસંઘનું નામ રામકૃષ્ણ મિશન છે. રામકૃષ્ણમિશને ભારતવર્ષમાં ત્રણ મઠની સ્થાપના કરી છે. એક બેલુડ, બીજો માયાવતી અને ત્રીજો મદ્રાસમાં.

કલકત્તાની નજદીકમાં, ભાગીરથીની પશ્ચિમ દિશામાં, હાવડા જિલ્લામાં બેલુડ નામનું એક ગામ છે. એ ગામમાં નદીના તટ ઉપર, સ્વામી વિવેકાનંદે બંગાળી સંવત્ ૧૩૦૪ માં એક મઠની સ્થાપના કરી હતી. એ મઠમાં શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવનાં અસ્થિ, પાદુકા, હસ્તાક્ષર આદિ નાના પ્રકારનાં સ્મૃતિ-ચિહ્નો ઘણા યત્ન અને ભક્તિ પૂર્વક સાચવી રાખવામાં આવ્યાં છે. દર વર્ષે શિવરાત્રી પછી પરમહંસ દેવના જન્મોત્સવને દિને, બેલુડના મઠમાં મહોત્સવ કરવામાં આવે છે.

એ મઠમાં દરરોજ નિયમપૂર્વક પૂજા પાઠ આદિ અનુષ્ઠાન થયા કરે છે. કેટલાક છાત્ર અને બ્રહ્મચારીઓએ મઠમાં વાસ કરીને બ્રહ્મચર્ય-પાલન, ચરિત્ર-ગઠન અને વિદ્યાભ્યાસ કરે છે. એમને એ બધાં કાર્યોમાં મઠ તરફથી મદદ મળે છે. દેશદેશાંતરમાંથી આવતા સાધુઓ ત્યહાં આગળ બે ચાર દિવસ આશ્રય લઇ જાય છે. સઘળા સંપ્રદાયના ધર્મ-જિજ્ઞાસુ લોકોના પ્રશ્નોનું યથાશક્તિ સમાધાન કરવામાં આવે છે.

કુમાયુન જિલ્લામાં માયાવતી નામક સ્થાનમાં "માયાવતી અદ્વૈ-તાશ્રમ" મઠ સ્થાપવામાં આવ્યો છે. ત્યહાં આગળ પણ બેલુડ મઠની માફકજ વ્યવસ્થા છે. ત્યહાંથી 'પ્રબુદ્ધ ભારત' નામનું માસિક અને બીજાં સારાં પુસ્તકો પણ પ્રગટ થાય છે.

મદ્રાસનો મઠ, મદ્રાસ શહેરમાં સમુદ્ર કિનારે કેસલ કરનોન (Castle Kernon) નામક સુપ્રસિદ્ધ પ્રાસાદમાં સ્થાપવામાં આવેલો છે. એ સ્થાનમાં પણ ઉપર જણાવેલા મઠ માફક કાર્ય થાય છે.

શ્રીરામકૃષ્ણ દેવના સ્મારકમાં કાશી અને કનખલમાં સેવાશ્રમો પણ છે અને ત્યહાં દીન, દરિદ્રી તથા માંદાઓની સેવા શુશ્રૂષા થાય છે. રામકૃષ્ણ પરમહંસ દેવ ઉપર શ્રદ્ધા રાખનારે એ સંસ્થાઓને મદદ કરવી ઘટે છે.





# ૧૧. ભાસ્કરાનંદ સરસ્વતી.





સંવત ૧૮૯૦ ના આશ્વિન માસમાં શુક્લા સપ્તમીને દિને અર્ધ્ધ રાત્રી સમયે કાનપુર જીલ્લામાં આવેલા "મૈથેલાલપુર" ગામમાં મહાત્મા ભાસ્કરાનંદ સરસ્વતીએ જન્મ ગ્રહણ કર્યો હતો. ત્હેમના પિતાનું નામ મિશ્રલાલ મિશ્ર હતું. એ સામવેદી કનૌજિયા બ્રાહ્મણ હતા. મિશ્રલાલ સંસ્કૃત અધ્યાપક હતા. વેદ અને પુરાણમાં એ વિશેષ વિદ્વાન હતા. મહાત્મા ભાસ્કરાનંદ સરસ્વતીના જન્મ સમયે ત્હેમના પિતાએ, ત્હેમનું નામ મતિરામ પાડયું. આઠ વર્ષની વયે મતિરામનું ઉપનયન થયું. એ સમયમાં પ્રચલિત રીત મૂજબ મિશ્રલાલે વિદ્યાભ્યાસ સારૂ બાળક મતિરામને ગુરૂને ઘેર મોકલી દીધો. પરિશ્રમ અને ખંતને લીધે સત્તર વર્ષની વયે મતિરામ એક અસાધારણ પંડિત નીવડયો. મતિરામની વય બાર વર્ષની હતી તે વખતે ત્હેનું લગ્ન થઇ ગયું હતું; અને લગ્નના પાંચ વર્ષ પછી ત્હેને ત્હાં એક પુત્ર જન્મ્યો હતો; પરન્તુ દુર્ભાગ્યે એ બાળક શૈશવાવસ્થામાંજ કાળના મુખમાં સપડાઇ ગયો. પુત્રના મૃત્યુ પછી તરતજ મતિરામના મનમાં વૈરાગ્યનો ઉદય થયો. એજ સમયે સંસારનો ત્યાગ કરીને એમણે વૈરાગ્યની દિશામાં ગમન કર્યું.



स्वामी श्री भास्करानंद सरस्वति.



स्वामी श्री विशुद्धानंद सरस्वति.

ઘરબાર છોડી દઇને એ ઉજ્જયિની નગરમાં ગયા. ત્હાં આગળ સુયોગ્ય ગુરૂ મળી આવ્યાથી ત્હેમની પાસે યોગવિદ્યાનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો, અને યોગ સાધનમાં તલ્લીન બન્યા; કેટલાક વર્ષ સુધી ઉજ્જયિની નગરમાં વસ્યા પછી મતિરામ ગુજરાત અને માળવાનાં વિવિધ સ્થાનોમાં ફર્યા. ત્હાં આગળ સાત વર્ષ રહીને સમગ્ર વેદાન્ત શાસ્ત્રનું અધ્યયન કરીને, એ પાછા ઉજ્જયિની નગરીમાં આવ્યા. એ સમયે પ્રસિદ્ધ પરમહંસ શ્રી પૂર્ણાનંદ સરસ્વતી સાથે ત્હેમનો મેળાપ થયો. પૂર્ણાનંદ સરસ્વતીએ મતિરામને યોગ્ય પાત્ર ગણીને દીક્ષા આપી, તથા મતિરામ નામને બદલે 'શ્રી સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી' એવું નામ પાડયું. એ વખતે મતિરામની વય કેવળ સત્તાવીશ વર્ષની હતી. ભાસ્કરાનંદ સ્વામીએ એ આશ્રમમાં થોડા દિવસ વાસ કરીને કાશી ગમન કર્યું. કાશીમાં દુર્ગાવાડીની પાસે આનંદ બાગમાં ત્હેમનો આશ્રમ નિર્માણ થયો. કેટલાક મહિના સુધી એ આશ્રમમાં રહ્યા પછી સ્વામીજી ફતેહપુર જિલ્લામાં અશનિપુર ગામમાં આવ્યા અને ત્હાંથી કાનપુર થઇને પોતાની જન્મભૂમિનાં દર્શન કરવા ગયા. ત્હાર પછી થોડે દિવસે સ્વામીજી કેવળ એક લંગોટી ધારણ કરીને ભારતનાં બધાં તીર્થોમાં ભ્રમણ કરી આવીને, કાશી ધામના એ આનંદ બાગ વાળા આશ્રમમાં પાછા આવ્યા. એમ કહેવાય છે કે ભારતનાં લગભગ બધાં તીર્થોની ત્હેમણે યાત્રા કરી હતી.

બદરિકાશ્રમમાં જતી વખતે બરફ ઘણો પડયાથી સ્વામીજીએ ઘણું કષ્ટ ભોગવ્યું હતું. શીતથી ત્હેમનું બધું અંગ અકડી ગયું હતું, અને રસ્તામાં પોતે મરણ તોલ થઈ ગયા હતા. એ વખતે ત્હેમની સેવા શુશ્રૂષા કરે એવું કોઈ પણ માણસ સાથે નહોતું. પરન્તુ સદ્ભાગ્યે એક વાણિયો ત્હાં થઇને જઈ રહ્યો હતો ત્હેના દીઠામાં સ્વામીજી આવ્યા, ત્હેણે ત્હેમની આવી વિપત્તિ વાળી અવસ્થા જોઇને

દયા આણીને ખરા અંતઃકરણથી સેવા ચાકરી કરી; એ વાણિયાની સેવાથીજ સ્વામીજીના એ વખતે પ્રાણ બચ્યા. એજ સ્થાનમાં સાધુ અનંતરામ સાથે હેમનો મેળાપ થયો. વેદાન્ત વિદ્યામાં સાધુ અનંતરામ અસાધારણ પારદર્શી હતા, હેમણે સંસારાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસ ગ્રહણ કર્યો હતો, અને હરિદ્વારના કોઇ નિર્જન સ્થાનમાં નિવાસ રાખ્યો હતો. સાધુ અનંતરામ, ભાસ્કરાનંદના સમાગમથી અતિશય સુખી થયા હતા અને બન્ને જણાએ ઇશ્વરના તત્ત્વનુ વિવેચન કરીને એક બીજાને ઘણો આનંદ આપ્યો હતો. આ પ્રમાણે સ્વામીજીની ઉમરનાં ચાળીસ વર્ષ વ્યતીત થઇ ગયાં. હરિદ્વારનો ત્યાગ કરીને પાછા એ કાશીના આનંદ બાગમાં આવ્યા હતા.

કાશીના આનંદ બાગમાં આવીને, સંવત્ ૧૯૨૫ માં સ્વામીજીએ લંગોટી પર્યન્તનો પરિત્યાગ કર્યો. એક દિવસ શિયાળાની મોસમમાં કાશીવાસી વિદ્વાનો અને રાજાઓ સ્વામીજીની આગળ ઉપસ્થિત થયા હતા અને વિનયપૂર્વક હાથ જોડીને બોલ્યા હતા. “ગુરૂદેવ ! શીતકાળમાં પ્રત્યેક મનુષ્ય વસ્ત્રથી દેહને ઢાંકે છે, પરન્તુ આપ તો આવી સખ્ત શીત ઋતુમાં ખુલ્લે શરીરે રાત દિવસ પડયા રહો છો. હમારો આપને આગ્રહ છે કે આપ શરીર ઉપર કાંઈ ઓઢીને આવી કકડતી ટહાડથી દેહનુ રક્ષણ કરો.” હેમની વિનતિના ઉત્તરમાં સ્વામીજીએ કહ્યું “ડાહ્યો મનુષ્ય જે વસ્તુનો એક વખત ત્યાગ કરે છે તે વસ્તુ ફરીથી ગ્રહણ કરતો નથી.”

સ્વામીજી ધૈર્ય અને શાન્તિ વાળા સ્વભાવના મનુષ્ય હતા. નિર્જન સ્થાનમાં વાસ કરવાનુ હેમને ઘણું પસંદ હતું. પરન્તુ એમની પસંદગી ચાલે કોની આગળ ? એમના યોગ અને તપસ્યાની ખ્યાતિ ચારે તરફ એટલી બધી પ્રસરી ગઈ હતી કે, તીર્થયાત્રીઓની પેઠે હજારો આ પુરૂષો હિન્દુસ્તાનને ચારે ખુણેથી એમનાં દર્શન કરવા

સારૂ આવતાં. એમનો ધર્મોપદેશ સાંભળીને મહારાજાઓથી લઇને ઝુંપડીમાં વસનારા દરિદ્ર મનુષ્યો સુધીની અનેક વ્યક્તિઓ હેમની પાસે દીક્ષા લેતી, અને હેમને પોતાના ગુરૂ તરીકે સ્વીકારતી. જનશ્રુતિ એવી છે કે ભાસ્કરાનંદ સ્વામીને એક લાખ કરતાં વધારે શિષ્ય હતા. કેવળ આપણા દેશના ભક્તજનોજ સ્વામી ભાસ્કરાનંદજીના ગુણનો મહિમા સમજી શક્યા હતા, એમ નહોતું. પશ્ચિમના સુધરેલા દેશના અનેક સુશિક્ષિત યુરોપિયનો તથા અમેરિકનો હેમના તરફ શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા.

તપના પ્રભાવથી સ્વામી ભાસ્કરાનંદમાં અનેક અલૌકિક શક્તિઓ આવી હતી, પરન્તુ એ બધી ઐશિક શક્તિઓને પોતે પ્રગટ કરતા નહિ. બેએક ઘટનાઓ ઉપરથી એમની એ શક્તિનો કાંઇક ભાસ મળી શકે છે. હમે અહિંયા એવી ઘટનાઓનો ઉલ્લેખ કરીશું.

બડહર નગરની વેદશરણુ કુમારીને કોઈ અભીષ્ટ સિદ્ધિની બાબતમાં સ્વામીજીએ ભવિષ્ય કહી આપ્યુ હતું. એ પ્રમાણેજ હેનુ કાર્ય પાર ઉતર્યું એટલે એ બાઇએ જઇને એક લાખ કરતાં વધારે રૂપિયા સ્વામીજીને અર્પણ કર્યા. સ્વામીજીએ એ ધન ગ્રહણ ન કરતાં એમાંથી આનંદ બાગના બગિચાની પાસે એક વિશાળ શિવમન્દિર બંધાવ્યું. એ મન્દિરના એક ખુણામાં સ્વામીજીની પથ્થરની મૂર્તિ સ્થાપવામાં આવી છે.

શીતલપ્રસાદ નામનો એક પુરૂષ કાશીમાં વાસ કરતો હતો. એ મનુષ્ય સ્વામીજીનો શિષ્ય હતો. એક દિવસ હેનો એક પુત્ર ઘરની અગાશી ઉપરથી પડી જઇને મરણતોલ થઈ ગયો. શીતલપ્રસાદ સ્વામીજીની સિદ્ધિ સંબંધી વાત જાણતો હતો; એટલે તે ડાક્ટરોની પાસે ન જતાં સીધો સ્વામીજીની પાસે ગયો. શિષ્યને અત્યંત શોકવિહ્વળ જોઇને સ્વામીજી બધી ઘટના સમજી ગયા. હેમણે શિષ્યને

સંબોધન કરીને કહ્યું "પ્રસાદ ! આ ગંગાજળ આપુ છુ તે ત્હારા છોકરાને પીવરાવી દેજે, એટલે એ આરોગ્ય થઈ જશે. તું કોઈ પણ પ્રકારની ચિન્તા કરીશ નહિ" શીતલપ્રસાદે ઘેર જઈને એ જળ પુત્રને પીવરાવ્યુ એટલે એને ધીમે ધીમે આરામ થતો ગયો અને ઘણા થોડાજ દિવસોમાં તે હરતો ફરતો થયો.

કલકત્તા શહેરમાંથી કોઈ એક પુરૂષ સ્વામીજી પાસે દીક્ષા ગ્રહણ કરવા અને યોગવિદ્યાનુ શિક્ષણ મેળવવા ગયો હતો. ત્હેણે સ્વામીજી આગળ જઈને પોતાનો મનોભાવ પ્રગટ કર્યો એટલે સ્વામીજીએ ત્હેને કહ્યું 'ત્હારે દીક્ષા લેવાનો સમય હજુ આવ્યો નથી. તું કોઈને પણ ખબર આપ્યા વગર ગુપ્ત રીતે મ્હારી પાસે આવ્યો છે. ત્હારી માતા, ત્હારી સ્ત્રી અને ત્હારાં સંતાનો ત્હારે માટે રોકકળ મચાવી રહ્યાં છે. તું હમણાં પાછો જા અને થોડાં વર્ષ પછી આવીને મ્હને મળજે." એ પુરૂષ સ્વામીજીની વાત સાંભળીને ઘણો વિસ્મય પામ્યો અને પોતાનો મનોભાવ ગુપ્ત રાખીને બોલ્યો 'મહારાજ ! મ્હારે મા, પત્ની, તથા છોકરાં છેયાં છે એ વાત સાચી. પણ હું એ બધાંની રજા લઈને આવ્યો છુ. સ્વામીજીએ કહ્યુ 'ત્હેં રજા માગી હતી ખરી પણ એમણે આપી નથી. તું એમના ઉપર વિરક્ત થઈ ને ચાલ્યો આવ્યો છે. વળી ત્હારે સંસાર ત્યાગ કરવાનુ એક બીજું પણ કારણ છે જે કહ્યાથી ત્હને લજ્જા આવશે. માટે તું પાધરો ઘેર જા. ત્હારી આકાંક્ષા હજુ પૂરી થઈ નથી." સ્વામીજીની વાત સાંભળીને એ બોલ્યો "મહારાજ ! મ્હારા મનમાં વૈરાગ્યનો ઉદય થવાથીજ મ્હેં સંસાર ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો છે. એ સિવાય મ્હારા ત્યાગનું બીજું કાંઈ કારણ નથી" સ્વામીજીએ ત્હેને ફરીથી કહ્યું "ઠીક, તુ ત્હારા પડોશમાં રહેનારી કોઇ રમણી ઉપર આસક્ત થયો હતો ? ત્હેં જે રમણીનું સત્યાનાશ વાળ્યું છે તેજ ત્હારી

ખરી જ્ઞાનદાતા છે. ત્હેના ઉપદેશથીજ ત્હારા મનમાં વૈરાગ્યનો ઉદય થયો છે." સ્વામીજીની અતિ અદ્‌ભુત શક્તિ જોઈને એ પુરૂષ બે હાથ જોડીને ત્હેમના ચરણમાં લોટી પડ્યો અને પાપમાંથી પોતાનો ઉદ્ધાર કરવા માટે સ્વામીજી આગળ આકળવ્યાકળ થવા લાગ્યો. સ્વામીજીએ ત્હેને ઘણા આગ્રહથી સમજાવ્યું કે 'હું ત્હને દીક્ષા આપીશ, પરન્તુ ત્હારે હજુ પણ થોડો સમય સંસારાશ્રમમાં રહેવું પડશે." આખરે એ પુરૂષ એમ કરવા સંમત થતાં એ ગૃહસ્થ બન્યા પછી થોડાં વર્ષ બાદ એક શુભ દિવસ નક્કી કરીને, સ્વામીજીએ ત્હેને દીક્ષા આપી અને યોગ સંબંધી કેટલોક ઉપદેશ આપ્યો. ત્હેમના એ ઉપદેશનો સારાંશ અહિંયા આપીએ છીએ.

સંસાર ત્યાગ કરીને, ઉદાસીન બનીને યોગ સાધન કરવાથીજ ઈશ્વર મળે છે, એમ નથી. સંસારી અને ઉદાસીન બન્ને પ્રકારના યોગી જો ચિત્ત અને મનને સ્થિર રાખી શકે તોજ ત્હેમને ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. મનુષ્યમાં બધા ગુણો છે. અજ્ઞાનરૂપી અંધકારનો પડદો ત્હેના ઉપર પડેલો હોવાથી મનુષ્ય તે ગુણોને કામમાં લાવી શકતો નથી. યોગ જાણવાવાળા મનુષ્યને અસાધ્ય કાંઈ પણ નથી.

પ્રશ્ન—યોગ કોને કહે છે ?

ઉત્તરઃ—ષટ્‌શાસ્ત્રમાં જ્હેને ધ્યાન કહ્યું છે, ત્હેનો અન્યાન્ય શાસ્ત્રકારોએ યોગ શબ્દથી ઉલ્લેખ કર્યો છે. કેટલીક ક્રિયાઓદ્વારા એ યોગ પ્રાપ્ત થાય છે. એમાં સૌથી પ્રધાન ક્રિયા સમાધિ છે. સમાધિ શબ્દથી બહારના વિષયોમાં આસક્ત થયેલા અન્તઃકરણને એક સ્થળમાં ચોટાડવું એવો ભાવાર્થ સમજાય છે. એ ચિત્ત ચોંટાડવાનું કેન્દ્રસ્થાન તે પરમાર્થ પદાર્થ હોય છે. ભગવાન પતઞ્જલિ કહી ગયા છે કે **'योगश्चित्तवृत्तिनिरोधः'** ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો ત્હેનું નામ યોગ. આ પ્રમાણે ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરીને પરમાત્મામાં

ત્હેને ચોંટાડવાથી જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય થાય છે. એટલા માટે એવું કહેવાય છે કે પરમાત્માની સાથે જીવાત્માનું ઐક્ય કરવું તે યોગ.

પ્રશ્ન:—યોગનું શિક્ષણ મેળવવું હોય તો કયા કયા વિષયો જાણવા આવશ્યક છે?

ઉત્તર:—"યોગાભ્યાસને માટે પ્રથમ તો એક ગુરૂ આવશ્યક છે. ત્યાર પછી મન સ્થિર કરવા સારૂ પોતાની અવસ્થાથી સંતુષ્ટ થવાની જરૂર છે. લોભને બિલકુલ ત્યજી દેવો પડે છે. મન સ્થિર ન હોય તો યોગનો અધિકાર થતો નથી. ત્યાર પછી કામ, ક્રોધ, વગેરે રિપુઓનો ત્યાગ, નિસ્પૃહતા, પરમબ્રહ્મમાં ચિત્ત સમર્પણ આદિ આવશ્યક છે. આસન, મુદ્રા, પ્રાણાયામ ધ્યાન, પ્રત્યાહાર, ધારણા અને સમાધિ આવશ્યક છે. યોગ સાધવા બેસતાં પહેલાં નિયમાદિનો અભ્યાસ કરવો પડે છે.

પ્રશ્ન:—નિયમ શેને કહે?

ઉત્તર:—શાન્તિ, સન્તોષ, આહાર તથા નિદ્રામાં અલ્પતા; સર્વ વિષયમાં સર્વદા ઉદાસીન ભાવ, થોડી પ્રાપ્તિમાંજ તૃપ્તિ, નિસ્પૃહતા, ચિત્તસ્થિરતા અને પરમબ્રહ્મમાં ચિત્ત સમર્પણ આદિને નિયમ કહે છે. નિયમ પછી દેહજ્ઞાન થવું આવશ્યક છે.

પ્રશ્ન:—દેહજ્ઞાન શાને કહે છે?

ઉત્તર:—જેમાં જીવાત્મા, પરમાત્મા અને પ્રાણ અપાનાદિ એકત્ર થાય છે, ત્હેને દેહ કહે છે. દેહમાં સર્વ શુદ્ધ દ્વિસપ્તતિ સહસ્ર નાડી હોય છે; એ બધી નાડીઓમાં ઇડા, પિંગલા, અને સુષુમ્ણા એ ત્રણ નાડી મુખ્ય છે અને તે ઊર્ધ્વગામિની છે. વળી ગાન્ધારી, પ્રસરા, હસ્તિજિહ્વા, યશા, અલંબશા, કુહુ અને શંખિની નાડીઓ આખા શરીરમાં ડાબી જમણી બાજુએ આવેલી છે. આ દસ નાડીઓમાંથી અસંખ્ય ન્હાની ન્હાની નાડીઓ ઉત્પન્ન થઇને આખા શરીરમાં વ્યાપી રહી છે.

શરીરમાં દસ પ્રકારના વાયુ છે. એમાં પ્રાણવાયુ હૃદયમાં, અપાનવાયુ ગુહ્યસ્થાનમાં, સમાન વાયુ નાભિમાં ઉદાન વાયુ કંઠમાં, વ્યાન અને ધનંજય આખા શરીરમાં છે તે ઉપરાંત નાગ વાયુ કૂર્મ વાયુ કૃકરવાયુ અને દેવદત્તવાયુ પણ શરીરમાં અવસ્થિત છે.

પ્રશ્ન:—ષટ્ચક્ર શાને કહે છે?

ઉત્તર:—મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા એ છ ચક્રો દેહના છે. એનેજ ષટ્ચક્ર કહે છે યોગના બેસતી વખતે આસન અને મુદ્રા વગેરેનો અભ્યાસ કરવો પડે છે.

પ્રશ્ન:—આસન શાને કહે છે?

ઉત્તર:—બેસવાની રીતને આસન કહે છે. આસનાદિનો અભ્યાસ કર્યાથી મનની જે દુષ્પ્રવૃત્તિ પરિત્યાગ કરવા યોગ્ય છે, તે આપોઆપ મનમાંથી પલાયન કરી જાય છે અને આસનનો અભ્યાસ રાખવાથી મેરૂદંડ સ્થિર થાય છે. મેરૂદંડ સ્થિર થયા વગર સમાધિ થતી નથી.

પ્રશ્ન:—આસન કેટલા પ્રકારનાં છે?

ઉત્તર:—આસન ચોરાશી પ્રકારના છે. ત્હેમાં સિદ્ધ, પદ્મ, ભદ્ર અને સ્વસ્તિક એ ચાર આસન પ્રસિદ્ધ અને સર્વોત્કૃષ્ટ છે, સ્થિર મને સ્પૃહાશૂન્ય થઇને ભક્તિપૂર્વક અતિ એકાન્ત સ્થાનમાં આસન વાળીને બેસીને યોગાભ્યાસ કરવો પડે છે; નહિ તો મન સ્થિર થતું નથી. પોતે શું કરી રહ્યા છે તે કોઇની પણ આગળ જણાવવું ન જોઇએ. સાધારણ લોકોની આગળ એ વાત એટલા માટે પ્રગટ કરવાની નથી કે, અજ્ઞાન લોકો એના ફળની વાત સાંભળીને ઉપયુક્ત શિક્ષણ વગરજ દેખાદેખી આસનાદિનો અભ્યાસ કરવા મંડી જાય છે, તેથી ત્હેનું પરિણામ ઘણું વિપરીત આવે છે. અને છેવટે લોકો યોગને અનિષ્ટપ્રદ અને મિથ્યા ગણી કહાડે છે.

પ્રશ્નઃ—સિદ્ધાસન કોને કહે છે ?

ઉત્તરઃ—યત્નપૂર્વક મેરૂદંડને સીધો કરીને એક પગની એડીદ્વારા ગુહ્યદેશને વિશેષ રૂપે બંધ કરવો અને બીજો પગ લિંગના ઉપરના ભાગ આગળ સ્થાપન કરવો, પછી સ્થિર ચિત્તે પરમબ્રહ્મમાં મન સમર્પણ કરીને ઉઘાં નેત્ર વડે ભવાંઓની મધ્યનો ભાગ જોતાં જોતાં પ્રાણાયામ કરતાં કરતાં પરમબ્રહ્મનું ધ્યાન ધરવું, એને સિદ્ધાસન કહે છે. ત્યહાર પછી સ્વામીજીએ અન્ય પ્રકારના આસનોની વ્યાખ્યા સમજાવી, તેમજ મુદ્રાઓ અને પ્રાણાયામની વિધિ વગેરે વિષયની સદૃષ્ટાંત આપી; તથા ધ્યાનના બે પ્રકાર છે, સ્થૂલ અને સૂક્ષ્મ ધ્યાન કેવી રીતે ધરવું આદિ વિષયનો ઉપદેશ આપ્યો તે અત્રે લંબાણના ભયથી આપ્યો નથી. યોગશાસ્ત્રનું કોઈ સારૂં પુસ્તક વાંચ્યાથી વાંચકોને એ સબંધી સવિસ્તર જ્ઞાન થશે.

સંવત ૧૯૫૬ (ઈ. ૧૮૯૯) ની ૨૫ મી આષાઢે, રવિવારને દિવસે રાત્રીના બે પ્રહર વીતી ગયા હતા એવે સમયે સ્વામીજીએ સમાધિની અવસ્થામાં દેહ ત્યાગ કર્યો. કોઈ કોઈનું એવું કહેવું છે કે, વિષૂચિકા રોગથી એમનું મરણ નીપજ્યું. મૃત્યુની રાત્રે સમાધિમાં બેસતાં પહેલાં સ્વામીજીએ આશ્રમમાના શિષ્યોને નામ પાડીને બોલાવ્યા હતા અને કહ્યું હતું "બેટાઓ! આ મ્હારી છેલ્લી સમાધિ છે. મ્હારો સમય નિકટ આવ્યો છે આજ રાત્રેજ આ નશ્વર દેહમાંથી પ્રાણ બહાર નીકળશે."

સ્વામીજીનું મરણ થયું એટલે શિષ્યોએ ત્હેમના દેહને ભાગીરથીના જળથી સ્નાન કરાવીને ભાગીરથ ના તીરેજ દાહ કર્યો. દાહ થઈ રહ્યા પછી અવશેષ રૂપ અસ્થિ અને ભસ્મ સમેટી લઇને એક પથ્થરના વાટકામાં મૂકીને આનંદ બાગમાં એક જગ્યાએ દાટીને ત્હેના ઉપર સમાધિ ચણાવી. ઘણાક એવું કહે છે કે એમના દેહને દાહ

દેવામાં આવ્યો નહોતો. કેવળ સ્નાન કરાવીને પથ્થરના આધાર સાથે દેહને બાંધીને સમાધિસ્થ કરવામાં આવ્યો હતો. અને આ વાત વધારે સંભવિત લાગે છે. એવું પણ સંભળાય છે કે, કાનપુર નિવાસી ગયાપ્રસાદ નામના એક ભક્ત પુરૂષે સ્વામીજીનું સમાધિમંદિર બંધાવવા સારૂ એક લાખ રૂપિયાનું દાન કર્યું છે.

સ્વામીજીના સ્મારક ચિહ્નરૂપે હેમના પ્રધાન શિષ્યે "ભાસ્કરાનંદ સંસ્કૃત પાઠશાળા" નામનું એક વિદ્યાલય સ્થાપન કર્યું છે. એ વિદ્યાલયમાં વેદ, વેદાન્ત, ન્યાય, મીમાંસા, જ્યોતિષ અને વ્યાકરણનું શિક્ષણ આપવામાં આવે છે.

સ્વામીજીએ જગતના કલ્યાણને સારૂ અતિ દુષ્પ્રાપ્ય "સ્વારાજ્ય સિદ્ધિનાયક" નામના એક પ્રાચીન ગ્રન્થનો સંગ્રહ કરીને હેના ઉપર ટીકા અને વ્યાખ્યા લખી છે. એ પુસ્તક વાંચવાથી હેમની અસાધારણ વિદ્વત્તાનો પરિચય મળી આવે છે.

સ્વામીજીના પરિચયમાં આ દેશના તેમજ યુરોપાદિ બીજા દેશના અનેક વિદ્વાનો આવ્યા હતા, અને તેઓ સર્વે હેમના અગાધ પાંડિત્ય અને સદ્ગુણથી મોહિત થઇ ગયા હતા. સ્વામીજીનું વિસ્તૃત ચરિત્ર ગુજરાતી વાચકો આગળ કોઈ દિવસ રજુ કરવાની ઇચ્છા હોવાથી અત્રે હેમનું સંક્ષિપ્તજ વૃત્તાંત આપ્યું છે.





# ૧૨. વિશુદ્ધાનંદ સરસ્વતી.

સુપ્રસિદ્ધ શ્રી ગૌડસ્વામીના ચરિત્રથી વાચક બન્ધુઓ જાણીતા થઈ ચૂક્યા છે. હવે હમે એમના પ્રીતિપાત્ર શિષ્ય તથા ઉત્તરાધિકારી મહાપંડિત શ્રીમાન્ સ્વામી વિશુદ્ધાનંદ સરસ્વતીનો પરિચય કરાવીશું.

સત્તરમી સદીની લગભગ દિલ્હીના પાયતખ્ત ઉપર આંધળો બાદશાહ શાહઆલમ બેઠો બેઠો બાદશાહીના અન્તિમ દિવસો પૂરા કરી રહ્યો હતો. તે સમયમાં અવધ દેશનો રહેવાશી એક યુવાન બ્રાહ્મણકુમાર નોકરી ધંધાની શોધમાં દક્ષિણ દેશમાં ફરી રહ્યો હતો, હેની પૂર્વાવસ્થા ઘણા આનંદ અને વૈભવમાં ગઈ હતી, તેથી આ પ્રવાસ દરમિયાન વારંવાર હેને પાછલા વૈભવનું સ્મરણ થઇ આવતું, અને હાલની દશાથી દિલગીર થઈ અન્ધકારમાં રહેલા ભવિષ્યની ચિન્તામાં તે લીન થઈ જતો. મુસાફરીના કષ્ટ અને રાતદિવસની ચિન્તાથી હેનું શરીર થોડું દુર્બળ થઈ ગયુ હતું તથા હેની ચામડીનો રંગ શામળો પડી ગયો હતો, તોપણ હેની સુંદરતામાં કાંઇ ન્યૂનતા આવી નહોતી. એને જોતાં વારજ અનુભવી મનુષ્યની તો ખાત્રી થઈ જતી કે આ યુવક બળવાન અને તેજસ્વી છે.

પાઠક ! આ યુવક કાન્યકુબ્જ જ્ઞાતિનો શુકલ સંગમલાલ હતો. હેનું નિવાસસ્થાન અવધ દેશમાં બાડી ગામમાં હતું, હેના પિતા એક પ્રતાપી અને વીર પુરૂષ હતા. યુદ્ધ હેમનો ધંધો હતો અને યુદ્ધમાંજ તે કામ આવ્યા હતા. દેશમાં અંધાધુની ફેલાયાથી એમનાં ઘરબાર લૂંટઇ ગયાં હતાં. હેમની માતા તો હેમને બાલ્યાવસ્થામાંજ મૂકીને મરણ પામી હતી. સંગમલાલનો એક માત્ર આધાર પિતા હતા તે પણ મરણ પામ્યા, હવે હેમનું કોઈ નિકટનું સગું રહ્યું નહિ. આથી હેમને વતન ઉપર અભાવ ઉત્પન્ન થયો અને રોજગારની શોધમાં ફરતા ફરતા દક્ષિણ દેશ તરફ ગયા.

સંગમલાલને ખબર હતી કે દક્ષિણમાં અવધના ઘણા લોકો વસે છે અને એ પ્રાન્તના લોકો અવધવાસીઓને વિશ્વાસપાત્ર અને સ્વામીભક્ત ગણે છે. આવા વિચારથી ઘણી જગ્યાએ ફરતા ફરતા એ કલ્યાણીમાં પહોંચ્યા. કલ્યાણી દક્ષિણ હૈદ્રાબાદથી પશ્ચિમમાં અને ગુલબર્ગથી ઉત્તર દિશામાં લગભગ વીસ ગાઉ દૂર છે. ત્યાં એક કિલ્લો પણ છે. એ સ્થાન નિઝામ સરકારના તાબામાં છે અને લોકો એને 'કિલાકલ્યાણી' ના નામથી પણ ઓળખે છે.

ત્હાં આગળ નિઝામની આધીનતામાં એક ન્હાનો સરખો નવાબ રહે છે. એ વખતના નવાબનું નામ 'મુમતાજ-ઉલ-ઉમરા' હતું, પણ ઘણા લોકો એને 'મોહનાશાહ' પણ કહેતા હતા. હેના તાબામાં કલ્યાણીના દુર્ગ તથા સેનાનો વહિવટ હતો, એટલુંજ નહિ પણ પોતાની જાગીરની પ્રજા ઉપર રાજ્ય પણ એજ ચલાવતો હતો.

એ નવાબના રાજ્યમાં એક પ્રતિષ્ઠિત કાન્યકુબ્જ બ્રાહ્મણ પંડિત લક્ષ્મીરામ દુબેના પુત્ર સબસુખરામ નોકર હતા, એ એક સેનાના નાયક હતા, તે ઉપરાંત મનસબદાર પણ હતા. હેમનો સ્વભાવ ઘણો કોમળ અને અતિથિપ્રિય હતો. સંગમલાલનો એમણે યથોચિત સત્કાર

કર્યો અને ત્હેને પોતાને ઘેરજ ઉતાર્યો. વાતચીતમાં ત્હેમના ગોત્ર, વંશ, આગલી સમૃદ્ધિ વગેરેના સમાચાર જાણીને એ ઘણા પ્રસન્ન થયા. આ અસાધારણ પ્રસન્નતાનું શું કારણ હતું, તે હમે વાચકોને આગળ જણાવીશુ. અત્રે એટલું જણાવીશુ કે સખસુખરામને ત્યહાં અતિથિ તરીકે આવેલા આ પ્રવાસી સંગમલાલજી હમારા ચરિત્ર નાયક વિશુદ્ધાનંદજીના ભાવી પિતા છે.

સખસુખરામના પિતાને પાંચ સંતાન હતાં, ચાર પુત્ર અને પાંચમી એક કન્યા યમુનાબાઇ. એમની માતાને ગુજરી ગયે ઘણાં વર્ષ થયાં હતાં પણ એ ભાઈ બ્હેનમાં અત્યંત પ્રેમ હતો. યમુનાને ભાઇઓ તરફનું એટલું બધું સુખ હતું કે એક પણ દિવસ માબાપને સંભારવાની જરૂર પડતી નહિ. એ ચાર ભાઇઓમાં મોટા સેવકરામ હતા, પરન્તુ સખસુખરામ વધારે બુદ્ધિમાન્ હોવાથી ઘરસંસારનો કારભાર એજ ચલાવતા હતા.

યમુના પાંચ વર્ષની હતી ત્યહારે ત્હેની સ્નેહમયી જનનીનું મૃત્યુ થયું હતું. મરતી વખતે એ પોતાના ચારે પુત્રોને પાસે બોલાવીને યમુનાની સુંપરત કરી ગઇ હતી અને કહેતી ગઇ હતી કે જો જો મ્હારી યમુનાને જરા પણ દુઃખ દીધું તો હું પરલોકમાંથી તમારી ખબર લઇશ. માતાની આ અન્તિમ આજ્ઞાને માતૃભક્ત પુત્રો કદી વિસરી ગયા નહોતા. ખાસ કરીને સખસુખરામને તો જ્યહારે એમની નજર યમુના ઉપર પડતી, ત્યારે માતા સાંભરી આવતી અને મરણશય્યામાં સૂતેલી માતાનો એ અન્તિમ સ્વર ત્હેમના હૃદયમાં ગુંજી ઉઠતો કે જો જો મ્હારી યમુનાને દુઃખ ન પડે; એવી વખતે સખસુખરામનાં નેત્રોમાં ઝળઝળીઆં આવી જતાં.

ભાઈ ગમે તેટલો દયાળુ અને ભગિનીવત્સલ હોય પણ ભાભી જો ક્રૂરસ્વભાવની અને અદેખી હોય તો બધું મિથ્યા છે. ભાઈ અને

ભાભી બન્ને દયાળુ હોય તો મ્હોટાં પુણ્યની વાત સમજવી, સદ્‌ભાગ્યે યમુના એ બાબતમાં સુખી હતી. ત્હેની ભાભીનો ત્હેના ઉપર અત્યંત સ્નેહ હતો. યમુના ગૌરી-શંકરનું પૂજન કરવા સારૂ થોડી વાર એકાન્તમા બેસતી એટલી વાર પણ ત્હેનો વિયોગ ભાભીને અસહ્ય થઈ પડતો.

આ વખતે યમુના છેક બાળક નહોતી. દેશના રિવાજ મુજબ ત્હેની વય વિવાહયોગ્ય થઈ હતી. કાન્યકુબ્જ જ્ઞાતિમાં કુલીનતાનો રિવાજ એટલો બધો ચાલે છે, વરને એવી મ્હોટી પહેરામણી આપવી પડે છે કે કન્યાને માટે વર શોધી કહાડવાનુ કામ ઘણું અઘરૂં થઈ પડે છે. યમુનાના પ્રસંગમાં એ વિશેષ અઘરૂં થઈ પડ્યું હતું. એક તો દેશમાં એ વખતે સુલેહશાંતિ નહિ હોવાથી વરની શોધમા મુસાફરી કરવી એ મુશ્કેલ હતું અને બીજું એ કે યમુનાના ભાઈ સબસુખરામ ગમે તેવા બેવકૂફના સરદાર સાથે સમજણી અને શાણી બ્હેનનો સંબંધ બાંધે એવા નહોતા. એતો યમુનાને ભણ્યોગણ્યો, સદાચારી અને તંદુરસ્ત વર શોધી આપીને ત્હેના જીવનનુ સાર્થક્ય કરવાની મહત્વાકાંક્ષા રાખતા હતા.

ઇશ્વરની ઘટના એવી થઈ કે જે સમયે સબસુખરામ બ્હેનને માટે યોગ્ય વર શોધવાની ચિન્તામા ગ્રસ્ત હતા, તેજ વખતે ત્હેમનીજ જ્ઞાતિના યોગ્ય યુવક સંગમલાલ ત્હેમને ત્ય્હાં આવીને મેમાન થયા.

સબસુખરામ વીર પુરૂષ હતા. ઘોડેસ્વાર થવામાં અને અસ્ત્ર ચલાવવામાં ઘણા નિપુણ હતા, તથા વ્યવહારના કામકાજમાં પણ અતિ કુશળ હતા. એજ ગુણોને લીધે ત્હેમને કલ્યાણીમા કિલ્લેદારની નોકરી મળી હતી. એ વખતમાં એકલી પુસ્તકોની વિદ્યાથી કામ ચાલતું નહિ. શસ્ત્રવિદ્યામાં જે મનુષ્ય મૂર્ખ હોય ત્હેને લોકો નકામો ગણતા. એ સમયમાં વીરતાનો આદર હતો. સબસુખરામને જ્યહારે

ખબર પડી કે ત્હેમને ત્યહાં ઉતરેલો અતિથિ સંગમલાલ હથિયાર ચલાવવામાં પણ હોંશિયાર છે, તથા ધર્મે શૈવ અને ન્યાતે કાન્યકુબ્જ બ્રાહ્મણ છે ત્યહારે ત્હેમના હર્ષનો પાર રહ્યો નહિ. વળી વધારે તપાસ કરતાં ત્હેમને જણાયું કે એ યુવક કુંવારો પણ છે અને ગુણમાં પણ યમુનાને લાયક છે. આટલું છતાં પણ બુદ્ધિમાન સબસુખરામે પોતાનો મનોભાવ એકદમ પ્રગટ કરી દીધો નહિ. એમણે ગુપ્ત રીતે સંગમલાલના કુળ તથા ગોત્ર વગેરેની તપાસ કરવાનો આરંભ કર્યો.

સંગમલાલને સબસુખરામને ત્યહાં રહેતાં એક વર્ષ થઈ ચૂક્યુ. એ સર્વ પ્રકારે એ કુટુંબના માણસો સાથે હળી ગયા અને અતિથિ મટીને કુટુંબના એક માણસની પેઠેજ રહેવા લાગ્યા. આટલા વખતમાં સબસુખરામે એમની પરીક્ષા પણ લઈ લીધી વિશ્વાસુ મિત્રો મારફતે ત્હેમની એ પણ ખાત્રી થઇ ગઇ કે અતિથિનું કુળ તેમજ ગોત્ર નિષ્કલંક અને ઉચ્ચ છે. ઘણા સમય સુધી સાથે રહેવાથી એ પણ ખાત્રી થઈ ગઈ કે સંગમલાલ યમુનાના જેવાજ સુંદર છે એટલુંજ નહિ પણ સરળતા, દયા, ધીરતા આદિ સદ્ગુણોમાં પણ ત્હેની સમાન છે. ધીમે ધીમે ત્હેમણે પોતાની મનોવાંછના સંગમલાલને જણાવી દીધી, અને સંગમલાલે હર્ષપૂર્વક પોતાની સંમતિ દર્શાવી.

શકાબ્દ ૧૭૬૪ માં શ્રીયુક્ત સંગમલાલ સાથે શ્રીમતી યમુના દેવીનું શુભ લગ્ન થઈ ગયુ. શચી ઇન્દ્રને, લક્ષ્મી વિષ્ણુને, ઉમા મહેશ્વરને, અરૂન્ધતી વસિષ્ઠને અને સાવિત્રી સત્યવાનને પામીને જેટલી પ્રસન્ન થઈ હતી તેટલીજ પ્રસન્ન યમુના સંગમલાલને પોતાના પ્રાણપતિ બનાવીને થઈ. એણે પોતાના ભાગ્યને એ દિવસે હજારો વાર ધન્યવાદ આપ્યો.

સંગમલાલ અને યમુનાનું આ લગ્ન મણિકાંચનની સમાન એક બીજાની શોભા વધારનારૂં નીવડયું. યમુનાનાં ભાઇ ભોજાઈ આ

વિવાહ કરી આપીને કૃતાર્થ થયાં. હેમને લાગ્યું કે પોતાનું એક મ્હોટું કર્તવ્ય એમણે પૂરૂં કર્યું છે અને સ્વર્ગસ્થ માતા દેવી એ શુભ કર્તવ્ય માટે હેમને આશીર્વાદ આપી રહી છે.

સંગમલાલ અને યમુનાને આ લગ્નથી જે આનંદ થયો તેનું વર્ણન થઇ શકે એમ નથી. હમે એ દંપતીના સ્વર્ગીય સુખની આલોચના કર્યા વગર હમારૂં આખ્યાન આગળ ચલાવીશું.

૨.

ઉપર હમે જણાવી ગયા છીએ કે યમુના દેવી ઉપર બાપ ભોજાઈ બધાં પ્રેમ રાખતાં હતાં, પરન્તુ હેનો બધો યશ બાઈ ભોજાઈનેજ ન આપવો જોઈએ. યમુનાનો સરળ સ્વભાવ પણ એનું મુખ્ય કારણ હતું. એ પોતાના સરળ અને સ્નેહાળ સ્વભાવને લીધે કેવળ કુટુંબીઓનીજ પ્રીતિપાત્ર થઈ નહોતી, પણ આડોશપાડોશની સ્ત્રીઓને પણ હેણે પોતાના સુશીલ સ્વભાવથી મોહિત કરી નાખી હતી. એ સ્ત્રીઓ દેવીની માફક એનો આદર કરતી અને હેની સારી ચાલચલગત ઉપરથી અનેક શિખામણો ગ્રહણ કરતી.

યમુના પણ પાડોશણોનાં બાળકોને પ્યારથી રમાડતી, રડતાંઓને હસાવતી, ભૂખ્યાઓને ભોજન આપતી અને દુઃખીઓની દયા ખાતી હતી. જો કે ક્રોધનું તો હેના સ્વભાવમાં જરા પણ સ્થાન નહોતું, તોપણ નિંદિત આચરણને એ સહન કરી શકતી નહિ. માતાના એ ઉત્તમ ગુણોની અસર એમના સંતાન ઉપર કેવી થઇ હતી તે આગળ ઉપર જણાવવામાં આવશે.

વિવાહ કર્યા પછી, પહેલેજ વર્ષે યમુના દેવીને પુત્ર જન્મ્યો. સંગમલાલના આનંદનો પાર રહ્યો નહિ. સબસુખરામને 'મામા' કહેવરાવવાની ઘણી હોંશ હતી તે પણ આજે પૂરી પડી, તેથી હેમણે એ બાળકના જન્મોત્સવ નિમિત્તે ગાનતાન અને નાચના જલસા

કરાવવા માંડયા. સૂતિકાગૃહમાં યમુનાએ પણ મનમાં ને મનમાંજ આનંદ માન્યો. પણ હાય! બે ચાર દિવસનું ટુંકું આયુષ્ય ભોગવીને એ બાળક પરલોકમાં ચાલ્યો ગયો. બધો આનંદ ધૂળમાં મળી ગયો. બીજે વર્ષે યમુનાને પાછો પુત્ર સાંપડયો. પાછો એજ પ્રકારે આનંદોત્સવ થયો, અને એજ પ્રમાણે થોડાજ દિવસમાં તે બાળકનું પણ મૃત્યુ થવાથી કુટુંબમાં શોક છવાઈ રહ્યા. સંગમલાલે પુત્રદ્વારા પિતૃઋણ ચુકવવાની આશા રાખી હતી પણ એ પુત્રોના લાગલાગટ મૃત્યુથી એ આશા વૃથા જણાવા લાગી. વળી યમુનાના ચારે ભાઈઓમાંથી કોઈને પણ એ વખત સુધી સંતાન થયું નહોતું એટલે બાળુંજ ઉપર તેમને ઘણી આશા હતી. બાળુંજને રમાડીનેજ તેઓ પુત્રસુખ અનુભવતા હતા. પરન્તુ આ બનાવોથી એમને શંકા રહેવા લાગી કે રખે અમારે ત્યાં દીકરીએ પણ [illegible] નહિ રહે.

બે વાર પ્રસવવેદના સહ્યા છતાં પણ પુત્રને ખરો રમાડી પણ ન શકી; એ વિચારથી બિચારી યમુના પણ મનમાં ને મનમાં દુઃખી થયા કરતી હતી, પણ મુરબ્બીઓની શરમને લીધે તેનાથી એક અક્ષર પણ બોલી શકાતો નહિ. એણે બીજી સ્ત્રીઓએ સૂચવેલા ટુચકાઓ અને જંતર મંતર ઉપર જરા પણ વિશ્વાસ કર્યો નહિ અને શાન્તિથી દુઃખ સહન કરીને, પહેલાંની પેઠેજ શ્રદ્ધા અને ભક્તિ પૂર્વક શંકર પાર્વતીનું ભજન અને પૂજન કરતી રહી.

એક વાર યમુના પૂજા કરી રહી હતી એવામાં એની ભાભીએ આવીને કહ્યું "યમુના! આ પૂજા પાઠથી કાંઇ નહિ વળે! આપણા તો બધા દેવતા મરી પરવાર્યા!" ભાભીના આ શબ્દો સાંખી ન શકાયાથી યમુના બોલી ઉઠી: 'ખબરદાર! દેવતાની નિંદા ન કરશો. એ જે કાંઇ કરે છે તે આપણા કલ્યાણની ખાતરજ કરે છે. હમે એવું તે શું પુણ્ય કર્યું છે કે એટલો બધો અહંકાર રાખીએ? લોકો

દેવતાને દોષ તો દે છે, પણ ત્હેમની સેવા જરા પણ કરતા નથી. ઉંડો વિચાર કર્યાથી માલુમ પડશે કે દેવતા મરી પરવાર્યા નથી પણ જડ બુદ્ધિના મનુષ્યો એમને ભૂલી ગયા છે.

યમુનાની બ્હેનો ત્હેના આ ઉત્તરથી સંતુષ્ટ થઇ, પરન્તુ યમુનાને ઘણો ખેદ થયો કે પોતાને લીધે ઇષ્ટ દેવની સગાઓ દ્વારા નિંદા થઇ. પરન્તુ એના હાથમાં શું હતું ? એ તો અચળ શ્રદ્ધાથી ગૌરી–શંકરની આરાધના કરતી ગઇ અને ત્હેમની આગળ પોતાનું હૈયું ખાલી કરવા લાગી. આ આરાધના યમુના એકલી કરતી નહોતી, ઘણું ખરૂં ત્હેના પતિ સંગમલાલ પણ ત્હેની સાથે ગૌરી–શંકરની આરાધનામાં શામીલ થતા.

ઇશ્વરકૃપાએ યમુનાએ ત્રીજી વાર ગર્ભ ધારણ કર્યો અને ફરીથી બધાના ચિત્તમાં આશાનો સંચાર થયો. આ વખતે આશા નિષ્ફળ ગઇ નહિ. આ વખતે યમુના દેવીના ભાઇઓએ વિચાર કર્યો કે બાળકો ન્હાની ઉમરમાંજ મરી જાય છે માટે આ વખતે ત્હેના જન્મ પ્રસંગે કોઇ ઉત્સવ નહિ કરતાં એ જરા મ્હોટો થશે એટલે ધામધુમ સાથે જલસા કરીશું. પરન્તુ એ પામર પ્રાણીઓને ક્યાં ખબર હતી કે યમુનાનો ત્રીજો બાળક એક એવે દિને જન્મ ધારણ કરશે કે જ્યારે ભારત વર્ષના બધા હિન્દુ કુટુંબોમાં જન્મોત્સવનો આનંદ મનાવાતો હશે.

જે દિવસે ભારત ભૂમિનો આર્તનાદ સાંભળીને સનાતનધર્મના રક્ષણ સારૂ પુરાણ પુરૂષોત્તમે અવતાર લીધો હતો, જે દિવસે ભારત વર્ષના શોચનીય ગોવાળો અને અનાથ બ્રાહ્મણોને અપાર હર્ષ થયો હતો, જે દિવસે ઘણા સમયથી બુઝાઇ ગયેલા યજ્ઞોનો અગ્નિ ફરીથી પ્રજ્વલિત થયો હતો અને જે દિવસે નિરપરાધી વસુદેવની બેડી પોતાની મેળે તુટી ગઇ હતી, તેજ હિન્દુઓના ચિરસ્મરણીય દિવસે યમુના દેવીના ગર્ભમાંથી એક મહાપુરૂષનો જન્મ થયો જેણે ભવિ-

ર્યમાં સ્વામી વિશુદ્ધાનંદ તરીકે પ્રસિદ્ધિ મેળવી.

સન ૧૭૨૭ શકાબ્દમાં જન્માષ્ટમીને દિને બરાબર અર્ધ રાત્રીને સમયે ચન્દ્રમા પોતાના ઉદયથી પૂર્વ દિશાની શોભા વધારી રહ્યો હતો, તે સમયે દક્ષિણ દિશામાં આપણા ચરિત્ર નાયકરૂપી વિશુદ્ધ ચન્દ્રનો ઉદય થયો હતો. એ દિવસે એકલા કલ્યાણી ગામમાંજ નહિ પરન્તુ ભારત વર્ષમાં સર્વત્ર આનંદોત્સવ થઇ રહ્યો હતો. જો કે એ સમયમાં ભારતના હિન્દુ રાજા મહારાજાઓ યુદ્ધ વિગ્રહમાં રોકાયેલા હતા તો પણ જન્માષ્ટમીના ઉત્સવમા કોઈ પણ પ્રકારની ન્યૂનતા આવી નહોતી.

સબ્બુખરામે જોયુ કે બાળક એવા સમયમાં ઉત્પન્ન થયો છે કે જે વખતે પોતાની મેળેજ બધા લોકો ઉત્સવ કરી રહ્યા છે, ત્યારે ત્હેમણે પણ પોતાનો પૂર્વ સંકલ્પ છોડી દઈને ખૂબ ધામધૂમથી જન્મોત્સવ કર્યો અને મનમાં નિશ્ચય કર્યો કે આ બાળક અવશ્ય હોનહાર છે. એમનું એ અનુમાન સાચું નીવડ્યું એ આગળ ઉપર જણાઈ આવશે.

બાળકના જાત કર્માદિ સંસ્કાર યથાવિધિ કરવામાં આવ્યા અને માત પિતાએ ત્હેનુ નામ બંસીધર પાડ્યુ. સ્વામી વિશુદ્ધાનંદજીએ આ સંસારમાં આવીને પ્રથમ બંસીધર નામ ધારણ કર્યુ.

જ્યહારે એક વર્ષના થયા ત્યહારે બધાને આશા બંધાઇ કે હવે આ બાળક જરૂર જીવશે. પણ એટલામાંજ એક ભયંકર રોગ એમને લાગુ પડ્યો, જ્હેને લીધે ત્હેમના જીવન માટે સંદેહ પડ્યો. એ તાણના રોગથી એકદમ પીડાવા લાગ્યા. બાલ્યાવસ્થામાં એ ઘણા સુંદર હતા. પ્રશસ્ત લલાટ, દીર્ઘ નેત્ર અને સુંદર મુખ જે કોઈ જોતું તે એ બાળકને ફરીથી જોવા અને રમાડવાની ઇચ્છા કરતું. કોઇ એમને જોતું તો એ બહુ હસતા હતા. એ એક દિવસ એવા હસ્યા કે એમાંથી તાણનો રોગ ઉત્પન્ન થઈ ગયો. ક્યહાં એક વર્ષનુ બાળક અને ક્યહાં એ ભયંકર રોગ! અનેક ઉપાય કરવામાં આવ્યા પણ રોગ મટયો નહિ.

એક દિવસ કલ્યાણી નગરીમાં એક પતિવ્રતા ક્ષત્રી રમણી પોતાના પતિની સાથે સતી થતી હતી (એ વખતે સતી થવાનો રિવાજ પ્રચલિત હતો.) હેનો પતિ યુદ્ધમાં માર્યો ગયો હતો; સમર-ક્ષેત્રમાંથી એનું શબ જ્યારે કલ્યાણીમાં આવી પહોંચ્યું ત્યારે એ પતિવ્રતાએ સતી થવાની ઈચ્છા પ્રગટ કરી. હેને એક બાર વર્ષનો છોકરો પણ જીવતો હતો. કલ્યાણીના વૃદ્ધ અને શાણા મનુષ્યોએ હેને ઘણુંએ સમજાવી કે, તું સતી ન થા. ત્હારા વગર આ પુત્રની સંભાળ કોણ લેશે? વગેરે ઘણું કહ્યું; પણ હેણે કોઈના ઉપદેશ ઉપર ધ્યાન આપ્યું નહિ. આખરે કલ્યાણીના વૃદ્ધ નવાબ મોહનાશાહે જાતે સામ, દામ, ભેદ, દંડથી એને સમજાવી પણ હેના દૃઢ નિશ્ચય આગળ કાંઈ નહિ ચાલવાથી લાચાર થઈને બધાએ હેને સતી થવાની રજા આપી.

નગરની બહાર એક મોટા મેદાનમાં ચિતા ખડકવામાં આવી. હજારો સ્ત્રી પુરુષો હાથમાં પત્ર, ફળ તથા પુષ્પ લઈ સતીની આસ-પાસ વીંટળાઈને ઉભા રહ્યાં. પતિવ્રતા સ્ત્રીની સ્વર્ગયાત્રા જોવાને ગામ-ડાના લોકો દોડતા દોડતા ત્યાં આવી રહ્યા હતા. એવે સમયે યમુના દેવીની ભાભીએ હેને કહ્યું "જેહેનાં બાળક જીવતાં ન હોય એવી સ્ત્રી જો સતીની ચિતા ઉપર પોતાના બાળકને ફેરવી આવે તો સતીના આશીર્વાદથી એ દીર્ઘાયુષી થાય છે. આજે આપણા ગામમાં એક પતિવ્રતા સ્ત્રી સતી થાય છે. તમે પણ બંસીધરને સાથે લઈને મ્હારી સાથે ચાલો." ભોજાઈની સૂચનાથી પ્રસન્ન થઈને યમુના બાળક પુત્રને લઈને સતીની ચિતા આગળ જઈ પહોંચી. ત્યાં આગળ બીજી પણ અનેક સ્ત્રીઓ પોતાના બાળકોને સતીના આશીર્વાદ અપાવવા આવી હતી.

યથા સમયે સહમરણ પદ્ધતિ પ્રમાણે પ્રાણપતિના શબને ખોળામાં રાખીને એ પતિવ્રતા વિધિપૂર્વક ચિતા ઉપર બેસી ગઈ. હેના કઠોર

કર્ત્તવ્ય પરાયણ પુત્રે સળગતી અગ્નિની ઝાળથી મરણ પામેલા વીર પિતા અને જીવતી વીરમાતાનો અગ્નિ સંસ્કાર કર્યો. લોકો જય જયકાર કરવા લાગ્યા અને શંખ, ઘડિયાળ આદિ વાજાં વાગવા માંડયાં. પત્ર, ફળ, પુષ્પો આદિથી લોકો પતિવ્રતાનું પૂજન કરવા લાગ્યા.

જે સ્ત્રીઓ બાળકોના દીર્ઘાયુષ્યની કામનાથી ત્હેમને ચિતા ઉપર ફેરવી લાવવા ઉભી હતી તેઓ હવે ઘણી ઉતાવળથી એ કામ કરવા લાગી. યમુના દેવીએ ઘણીએવાર બંસીધરને ચિતા ઉપર ફેરવવાનો વિચાર કર્યો પણ શરમને લીધે ત્હેનાથી એ કામ થયું નહિ, ત્હેની મુખમુદ્રા ઉપરથી પતિવ્રતા ત્હેની ઇચ્છા સમજી ગઈ, ત્હેણે પાસે ઉભેથી યમુનાના હાથમાંથી બંસીધરને લઇ લીધો અને હૃદય સરસા ચાંપીને દીર્ઘાયુષી થવાનો આશીર્વાદ આપ્યો. દંતકથા એવી પણ છે કે એ સતીએ એવું પણ કહ્યું હતું કે, ' આ બાળક વિખ્યાત સંન્યાસી થશે.

પતિવ્રતા સતીના આ કાર્યથી લોકો ઘણા આશ્ચર્ય પામ્યા. કારણ કે પોતાનાં સગાં સંબંધી સર્વના સ્નેહનો મોહ છોડીને સળગતી ચિતા ઉપર બેઠલી પતિવ્રતા, એક બાળક ઉપર આવી વિશેષ કૃપા બતાવે એ ખાસ અસાધારણ વાત હતી.

જોતજોતામાં અગ્નિ જોરથી સળગી ઉઠયો. લોકો ચિતાથી દૂર ન્હાસી ગયા. પતિવ્રતા હસતી હસતી પતિલોકમાં ચાલી ગઈ. માબાપનો અગ્નિ સંસ્કાર કરીને ત્હેનો પુત્ર પણ ભીડની સાથે ઘેર વિદાય થયો. એ દિવસે કલ્યાણી ગામમાં ઘેરઘેર એજ વિષયની ચર્ચા થઇ. લોકો સતીના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા.

યમુના દેવીના હૃદય ઉપર પણ સતીદર્શને ઘણી ઊંડી અસર કરી.

૩.

સ્વામી વિશુદ્ધાનંદજીના બાલ્યજીવનની અનેક અલૌકિક ઘટનાઓ પ્રચલિત છે, પણ ત્હેમનો અત્રે ઉલ્લેખ ન કરતાં, ત્હેમની

બાલ્યાવસ્થાની એક અતિ પ્રચલિત અને વિદ્વાનો દ્વારા વિશ્વાસ પાત્ર ગણાતી ઘટનાનોજ ઉલ્લેખ કરીશું. એના ઉપર વિશ્વાસ રાખવો ન રાખવો એ હમે વાંચકોની મુનસફી ઉપર છોડીએ છીએ.

ઉપર જણાવી ગયા છીએ કે સ્વામીજી એક વર્ષના હતા ત્યારથીજ એમને તાણુનો રોગ લાગુ પડ્યો હતો. એ રોગને લીધે હેમનાં માત પિતા, મામા આદિ સંબંધીઓ અને સ્નેહીઓ ઘણુંજ દિલગીર રહેતાં. ઘણા પ્રકારના ઉપાય કર્યા છતાં પણ રોગ મટ્યો નહિ ત્યારે એમને નિશ્ચય થઈ ગયો કે આ બાળક ; જીવનું નુકિશન છે, બે ચાર માસમાજ એ કાળનો ભોગ થઈ પડશે. પરન્તુ જે દિવસે ચિતા ઉપર બેઠેલી સતીએ હેમને આશીર્વાદ આપ્યો હતો એજ દિવસથી એમની માતા યમુના દેવીની આશા સજીવન થઈ. એક તો પુરૂષો કરતાં સ્ત્રીઓનાં સ્વભાવથીજ ધર્મ પ્રેમ અને શ્રદ્ધા વિશેષ હોય છે, હેમાં વળી યમુનાનો ધર્માનુરાગ બીજી સ્ત્રીઓ કરતા પણ વિશેષ દૃઢ હતો. એ સાધારણ સ્ત્રીઓની પેઠે ગમે તે ધતીંગને અંધ વિશ્વાસથી માની લેતી નહિ, પરન્તુ આગળ પાછળ તપાસ કરીને વિચારપૂર્વક કામ કરતી. વિચાર કરવાથી એને એવું લાગ્યું હતું કે ' જે સ્ત્રી ધર્મપાલનની ખાતર સંસારના બધાં સુખનું અને છેવટે પ્રાણ સુદ્ધાંતનું બલિદાન આપી શકે છે, તે પતિવ્રતાનું વચન કદી મિથ્યા નહિ નીવડે ' એ દિવસથી હેનો પતિવ્રત ધર્મ પણ ઉત્તેજિત થવા લાગ્યો અને પુત્રના રોગની ચિન્તા કરવાને બદલે સ્વામીની સેવા શુશ્રૂષા કરવામાં વધારે તલ્લીન થઈ ગઈ. એ સતીનાં દર્શન કર્યા પછી એની ખાત્રી થઈ ગઈ કે પતિસેવા એજ સઘળા મનોરથની સિદ્ધિનું દ્વાર છે.

બીજી તરફ સ્વામીના રોગની દશા એવી હતી કે, દવા કર્યાથી થોડા દિવસ તો શમી જતો, પણ પાછો એવા જોરથી ઉથલો ખાતો કે

જેથી સ્વામીજીના દેહને અને સગાસબંધીઓના ચિત્તને ઘણુંજ કષ્ટ પહોંચતું. ત્હેમના મામા સબસુખરામજી રોજ નવા નવા ઉપાય કરતા પણ કાંઈ વળતું નહિ. એ પ્રમાણે તાણનો રોગ સહન કરતા કરતા બંસીધર ત્રણ વર્ષના થયા. માતાને આશા બંધાઈ કે હવે પુત્ર બોલવા માંડશે. મીઠી મીઠી વાતો સંભળાવશે. સૌથી પહેલાં 'મામા' 'કાકા' ના મધુર શબ્દો સંભળાવશે, વગેરે. ભગવાનની દયાથી માતાની એ ઇચ્છા શીઘ્ર પૂરી થઈ. ત્રણ વર્ષના રોગગ્રસ્ત બાળકે એક દિવસ અકસ્માત્ પોતાના કોમળ કંઠમાંથી અવાજ કહાડીને બધાંને આનંદિત કરી દીધાં. પરન્તુ સૌથી પહેલા જે શબ્દો ત્હેના મ્હોંમાંથી નીકળેલા સાંભળવાની માબાપની ઇચ્છા હતી તે શબ્દો બંસીધરે ઉચ્ચાર્યા નહિ. ત્હેણે પ્રથમ જે શબ્દો ઉચ્ચાર્યા તેથી સર્વનું આશ્ચર્ય ઘણું વધી ગયું.

બાળક બંસીધરે પ્રથમ વૃદ્ધ પુરૂષની પેઠે બધાની સન્મુખ ફરીને પૂછ્યું "મ્હારી ચોપડી ક્યાં છે!" એ વખતે ઘરમાં ઘણાં સ્ત્રી પુરૂષો હાજર હતાં. બાળકની આ વાણીથી બધા ચમકી ઉઠયાં. કોઇ ત્હેના તરફ ટગર ટગર જોઇ રહ્યું, તો કોઈ બાળકની મશ્કરી કરવા લાગ્યું. કોઇના મનમાં ભૂતનો વહેમ ભરાયો, તો કોઇને એવી શંકા થઈ કે આ બાળક ઉપર કોઈએ જંતર મંતર કર્યું છે. બધાને મનથી આ એક તમાશો થઇ પડયો. સૌ પોતપોતાનું ગાવા લાગ્યું. બુદ્ધિમાન્ સબસુખરામ એક પુસ્તક લઇ આવીને બોલ્યા 'આ લે ત્હારી ચોપડી' બાળકે એક વાર સ્થિર દ્રષ્ટિથી પુસ્તકની તરફ જોઈને ચીડાઇ જઇને મામાને કહ્યું "મ્હારી ચોપડી ક્યાં છે?" એ દિવસે તો બાળકની આ ચેષ્ટાથી બધાને આનંદ થયો પણ બીજે દિવસે ત્હેણે એની એ હઠ પકડી ત્યહારે ઘરનાં માણસોને લાગ્યું કે, બંસીધરને આ વળી નવો રોગ લાગુ પડયો.

બંસીધરની આ હઠની વાત આખા ગામમાં પ્રસરી ગઈ. બધા મરજીમાં આવે તેમ અનુમાન બાંધવા લાગ્યા. હવે તો બંસીધર ખાતાંપીતાં, હસતાં રમતા, સર્વદા એજ પૂછ્યા કરતા કે "મ્હારી ચોપડી ક્યાં છે?" સબસુખરામે એ હઠ છોડાવવાને જેટલા પ્રયત્ન કર્યા તેટલા બધા નિષ્ફળ નીવડ્યા. બંસીધરનો વાયુનો રોગ પણ ન મટ્યો અને 'મ્હારી ચોપડી ક્યાં?' એ પૂછવાની ટેવની જક્ક પણ ઓછી થઈ નહિ.

એક દિવસ સબસુખરામ બાળક બંસીધરનીજ ચિન્તા કરતા કરતા એકલા પોતાના ઓરડામાં બેઠા હતા. એવામાં દૈવયોગે બંસીધર દોડી આવી ઉભો. મામાના મુખમાંથી 'બંસી ક્યાંય આજે થશે. એવા સહસા નીકળેલા પડેલા ઉદ્‌ગારના ઉત્તર બંસીએ આપ્યો 'આપ બોલાવશો ત્હારે.'

સબસુખરામે પ્રસન્નતાથી કહ્યું 'હું તો હમણાંજ સાદ કરૂં.

બંસીધર:--તો કહો કે મ્હારી ચોપડી ક્યાં છે?

સબસુખરામ--ત્હારી ચોપડીને ચુલામાં નાખ. તું એ કહે કે ત્હારો આ રોગ ક્યારે મટશે?

બંસી--એ ચોપડીને જોયા પછી.

સબસુખ૦--કઈ ચોપડી?

બંસી૦—મ્હારી,

સબસુખ૦--મ્હને શી ખબર કે ત્હારી ચોપડી ક્યાં છે? તુંજ બતાવ કે એ ક્યહાં આગળ મળશે?

બંસી:--પર્ણકુટીમાં

સબસુખ૦—કોની પર્ણકુટીમાં?

એનો કાંઈ ઉત્તર નહિ મળવાથી સબસુખરામે ફરીથી પૂછ્યું કે 'એ કુટીર ક્યહાં છે?'—થોડી વાર પછી બાળકે ઉત્તર આપ્યો 'શોધી કહાડો.'

કાૈતુકપ્રિય સબસુખરામે બીજા પણ અનેક પ્રશ્ન કર્યા પણ ત્હેનો ઉત્તર મળ્યો નહિ, ઘણો આગ્રહ કર્યો ત્યહારે ત્હેણે રોવા માંડયું. •

એ દિવસથી સબસુખરામની ખાત્રી થઇ ગઇ કે આ બાળક કોઈ યોગભ્રષ્ટ યોગીરાજ છે. કેમકે એની વાતો નાદાન બાળકના જેવી નથી પણ વૃદ્ધ પુરૂષના જેવી છે. એની કુટીર અને પુસ્તકની વાતમાં જરૂર કાંઇ ગુપ્ત ભેદ છે. પણ એ કુટીર અને પુસ્તક ક્યહાં આગળ હશે ? એ વિચારમાંને વિચારમાં એમણે પોતાના ઘરનું માળીયું પણ તપાસી નાખ્યુ, પરન્તુ પુસ્તકનો કાંઇ પત્તો લાગ્યો નહિ. અને ત્હેમની ચિન્તા વધવા લાગી.

કલ્યાણી ગામની ઉત્તર દિશામાં દસ અગિયાર ગાઉ ઉપર "ઔરાત" નામનું ગામ છે. ત્યહાં કીર્ણા અને મજરી નામની બે નદીઓનો સંગમ થાય છે. વૈશાખ માસમાં સંગમમાં સ્નાન કરવા સારૂ દૂર દેશાવરથી જાત્રાળુઓ ત્યહાં એકઠા થાય છે. વસંત ઋતુમાં ત્યહાંનો દેખાવ જોવા લાયક થાય છે.

આ વર્ષે સબસુખરામ પણ કુટુંબની સાથે સંગમમાં સ્નાન કરવા ગયા. સ્નાન વગેરે કરીને ત્હેમણે માનતા માની કે બંસીધર સાજો થશે તો પાછાં આવતે વર્ષે હમે બધાં અત્ર સ્નાન કરવા આવીશુ.

એ સ્થાનમાં એક ઘણા પ્રતિષ્ઠિત મહાત્મા યોગીનો આશ્રમ હતો ત્હેમના દર્શન સારૂ દૂર દૂરથી લોકો આવતા હતા. લોકો એમને યોગાશ્રમના યોગી, નામથી ઓળખતા હતા.

સબસુખરામ પણ સાધુઓના ભક્ત હોવાથી એમના દર્શનાર્થે જવા નીકળ્યા મામાને જતા જોઈ બાળક બંસીધરે પણ મહાત્માના આશ્રમમાં જવાની હઠ પકડી અને ત્યહાં ગયા ત્યહારેજ રહ્યા.

આશ્રમમાં જતાં બારજ એ કાંઈ વિચારવા લાગ્યો અને માણસ જેમ કોઇ ભૂલી ગએલી વાતને સંભારી કહાડતો હોય તેવી રીતની

ચેષ્ટા કરવા લાગ્યો. કદી તો એ સજળ દૃષ્ટિથી આશ્રમમાં ચારે તરફ જોતો અને કદી યોગીરાજના સરળ અને તેજસ્વી મુખનું અવલોકન કરતો અને કદી બન્ને આંખો મીંચી દઇને યોગી પુરૂષની પેઠે ધ્યાન ધરવા બેસી જતો તથા થોડી વાર પછી ગભરાઇને ધ્રુજવા લાગતો. હેની આવી બાળલીલાઓ થઈ રહ્યા પછી હેણે મામાને કહ્યું "મ્હારા રોગને મટાડનારી ચોપડી આ કુટીરમાં છે. એ ચોપડી જોવાથી મ્હારો રોગ એકદમ મટી જશે."

મામા સબસુખરામે, મઠના અધિકારી દયાળુ યોગી રાજની રજા લઇને એક નોકરને મઠની ઉપરની મઢુલીમાં મોકલ્યો અને કહ્યું કે ઉપર કોઈ પુસ્તક જડે તો શોધી લઈ આવો.

થોડીવાર પછી એ મનુષ્ય મઢુલી ઉપરથી નીચે ઉતર્યો અને ફાટેલા જુના ભગવા વસ્ત્રમાં બાંધેલુ એક પુસ્તક બધાની સમક્ષ રજુ કર્યું. સબસુખરામના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ પુસ્તકને જોતાં વારજ બાળક બંસીધરની આંખમાંથી આંસુનાં બે ચાર ટીપાં પડયાં. થોડીવાર સુધી એ પુસ્તક સ્હામું એકી ટશે જોઇ રહ્યા પછી હેમણે મામાને કહ્યું "મામાજી આજથી મ્હારો રોગ અને આપની ચિન્તા એકદમ દૂર થઇ ગયાં."

આશ્રમના વિદ્વાન યોગી જે અત્યહાર સુધી આ બનાવને બાળ-વિનોદ ગણીને બેપરવાઇથી ચુપચાપ જોઇ રહ્યા હતા, તે હવે પુસ્તકને ઓળખ્યા પછી બાળકનો સઘળો વૃત્તાંત સબસુખરામને પૂછવા લાગ્યા.

બાળકની અદ્દભૂત વાર્ત્તા સાંભળ્યા પછી યોગીરાજે હેના મામાને કહ્યું "આજ ત્હમે જે કાંઈ જોયું છે તેથી આપને જેટલું આશ્ચર્ય ઉપજે છે તેટલુંજ મ્હને પણ ઉપજે છે. હવે હું આ આશ્ચર્યકારી ઘટનાનું મૂળ વૃત્તાંત ત્હમને સંભળાવું છું તે સાંભળ્યા પછી ત્હમારૂં આશ્ચર્ય ઉલટું વધશે. આ પવિત્ર યોગાશ્રમના સ્વામી જ્હેમની ગાદીની

સેવા આજકાલ હું કરી રહ્યો છું. તે મ્હારા ગુરૂદેવ ઘણા પુણ્યાત્મા સાધુ હતા. ત્હેમના તપનો પ્રભાવ સર્વ કોઇને જાણીતો છે. ત્રણ વર્ષ કરતાં થોડાક અધિક સમય ઉપર ત્હેમણે પાર્થિવ શરીરનો ત્યાગ કરીને આ યોગાશ્રમ સાથેનો સંબંધ દૂર કર્યો છે.

શરીર ત્યાગ કરતાં અગાઉ થોડાક વખત પૂર્વે ગુરૂદેવે મ્હને પોતાની પાસે બોલાવીને કહ્યું હતું કે, "ઉપર મઢુલીમાં મ્હારૂં ગીતાનું પુસ્તક રાખ્યું છે. તે લઈ આવ એટલે મ્હારૂં બધું દુઃખ મટી જશે. એ પુસ્તકને એકવાર મ્હારી પાસે લાવો એમાંજ મ્હારૂં સર્વસ્વ છે. સંસારમાંથી પાર ઉતરવાનો ઉપાય એમાંજ છે." ગુરૂદેવની આજ્ઞાનુસાર હમે મઠમાં બધે એ પુસ્તકની શોધ કરી પણ કહીં પત્તો ન લાગ્યો. હમે લાચાર થઇને એ વાત ગુરૂદેવને જણાવી. ગુરૂદેવનું મુખ એ સમાચાર સાંભળતાં વારજ ઉતરી ગયું. કંઠ સુકાઈ ગયો, નેત્ર બંધ થઈ ગયાં, અને થોડીકજ વારમાં ત્હેમની જીવનલીલા સંવરણ થઇ ગઈ. અન્ત સમયના ત્હેમના અન્તિમ શબ્દો એજ હતા કે 'હાય! મ્હારૂં પુસ્તક!' એ શબ્દો અને એ વખતનો ત્હેમનો ભાવ હું હજુ વિસરી ગયો નથી. આજ ત્હમારા ભાણેજનો આ અપ્રાપ્ત પુસ્તક ઉપર આટલો બધો પ્રેમ અને વિશ્વાસ જોઇને મ્હારી ખાત્રી થઈ ગઈ છે કે હમારા મહાત્મા ગુરૂદેવના પવિત્ર આત્માએ આ બાળકના શરીર સાથે સંબંધ બાંધ્યો છે. પૂર્વ જન્મમાં એજ હમારા ગુરૂ હતા એમાં હવે મ્હને સંશય રહ્યો નથી. અન્ત સમયે જેવી મતિ હોય છે તેવી ગતિ થાય છે, એ વાત સૌ કોઈ જાણે છે. હવે પરમેશ્વર ત્હમારૂં કલ્યાણ કરશે. યતિરાજનો મનોરથ સિદ્ધ થશે. ઈશ્વર ત્હેમને લાંબુ આયુષ્ય આપે. ત્હેમનો ઘણા સમયનો રોગ આજથી નાશ પામશે એમાં સંદેહ નથી, પણ એટલી ખાત્રી રાખજો કે આખરે આ બાળક મ્હારા પરમ ગુરૂના માર્ગનું-સંન્યાસનું અનુસરણ કરશે."

યોગીનાં વાક્યો સાંભળીને બધાંને હર્ષ થયો પણ માતાને દુઃખ થયું કે ' હાય! પુત્ર જીવશે એ તો સારી વાત, પણ ઘેર વહુ લાવવાના અને છોકરાનાં છોકરાંઓને રમાડવાના મ્હારા કોડ પૂરા નહિ થાય. "

સ્વામી વિશુદ્ધાનંદજીના બાલ્યજીવનને લગતી આ વાત ઘણાને કપોલકલ્પિત લાગશે. પરન્તુ સાદાઈને સર્વદા પસંદ કરનારા, અને નિરભિમાન જીવન વ્યતીત કરનારા, સ્વામીજી મહારાજ પોતાને મુખે ઉત્તરાવસ્થામાં આ વાતનો ઉલ્લેખ કરતા હતા તથા ત્હેમના સમકાલીન અનેક મનુષ્યો ત્હેની યથાર્થતાની સાક્ષી આપતા હતા.

એટલી વાત નિર્વિવાદ છે કે એ યાત્રા કરી આવ્યા પછી બાળક બંસીધરની તબિયત સુધરી ગઈ અને ત્હેના આરોગ્ય સંબંધી ત્હેના મામાની ચિન્તા દૂર થઈ ગઈ.

૪.

સ્વામીજીના મામા સખસુખરામે પાંચ વર્ષની વયે ત્હેમને નિશાળે બેસાડયા, અને એ કલ્યાણીની પાઠશાળામાં મરાઠી અને ફારસી ભણવા લાગ્યા. પાછલી વયમાં જેવી રીતે ત્હેમને પંડિત રાઘવેન્દ્રાચાર્ય અને મહાત્મા ગોડસ્વામી જેવા ગુરૂ મેળવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું, તેવી રીતે ત્હેમને ન્હાનપણમાં પણ એક સુયોગ્ય શિક્ષક મળ્યા હતા. એ એક મહારાષ્ટ્ર બ્રાહ્મણ હતા. ત્હેમની ઉમર એંશી વર્ષની હતી, પણ કર્તવ્યપાલનમાં જુવાન પુરૂષના જેટલા ઉત્સાહી હતા; પાઠશાળામાં એ ભટજીના નામથી પ્રસિદ્ધ હતા.

એક તો સ્વામીજી બચપણથીજ નિડર અને તોફાની સ્વભાવના હતા, ત્હેમાં વળી એ નિશાળમાં મુસલમાન શિક્ષકોને વારે ઘડીએ નીચા નમીને સલામ કરવાનો રિવાજ હતો ત્હેના ઉપર ત્હેમનો પૂરો તિરસ્કાર હતો; એ કારણને લીધે ' મકતબ ' ( ગામઠી નિશાળ )ના

મુસલમાન શિક્ષકો ત્હેમના ઉપર ઘણુંજ ચીઢાતા. સ્વામીજીની શ્રદ્ધા ભક્તિ કેવળ ભટ્ટજી ઉપર હતી. બીજા શિક્ષકો ભટ્ટજી આગળ જઇને ત્હેમની ફરિયાદ કરતા કે આ વિદ્યાર્થી ફક્ત ત્હમારો પાઠ ગોખે છે અને બીજા વિષયો ઉપર ધ્યાન આપતો નથી; એ ઉપરથી ભટ્ટજી પોતાની રૂબરૂ બીજા વિષયોમાં એમની પરીક્ષા લેવરાવતા તો એમનો નંબર ઉંચોજ આવતો. સ્વામીજીની બુદ્ધિ તથા સ્મરણ શક્તિ એટલાં તીવ્ર હતાં કે એક વખત શિખેલો પાઠ એમને બહુ સારી પેઠે યાદ રહી જતો. એ ઉપરથી પ્રસન્ન થઇ જઇને ગુરૂજીએ એમનું નામ બંસીધરને બદલે શ્રુતધર અર્થાત્ સાંભળેલી વસ્તુઓને ધારણ કરનારો, પાડ્યુ હતું.

વિદ્યાર્થી અવસ્થામાં મંજુર કરેલાં પાઠ્ય પુસ્તકોના અભ્યાસ કરતાં રમતા કૂદવામાં તથા પુરાણની કથાઓ સાંભળવામાં સ્વામીજીનું ચિત્ત વધારે ચોંટતું. પુરાણ સાંભળવા એ ભટ્ટજીને ઘેર ઘણીવાર જતા અને ત્હેમને અનેક પ્રકારના પ્રશ્નો પૂછતા. કોઇ કોઇવાર તો એવા ગુંચવાડા ભરેલા પ્રશ્નો કરતા કે જહેનો ખુલાસો કરવાનું ભટ્ટજીને માટે અઘરૂં કામ થઇ પડતુ. ભટ્ટજી ત્હેમની જિજ્ઞાસા વૃત્તિ અને તીવ્ર બુદ્ધિની અત્યંત પ્રશસા કરીને આશીર્વાદ આપતા કે "બેટા! શાસ્ત્રાર્થમાં ત્હને કોઇ નહિ જીતી શકે."

સંવત્ ૧૮૮૫ માં સ્વામીજીની ઉમર સાત વર્ષની હતી ત્હારે ત્હેમના પિતા સંગમલાલજીનો સ્વર્ગવાસ થયો. કાળની કુટિલતાથી સ્વામીજી બાલ્યાવસ્થામાં પિતૃહીન થઇ ગયા! હાય! જે પિતાએ પુત્રપ્રાપ્તિની ખાતર કેટલીએ જાતનાં વ્રત અને પુણ્યદાન કર્યાં હતા, તે પિતા પોતાના પુત્રનો પ્રતાપ દેખવા સુધી જીવતા ન રહ્યા. જે મનમાંને મનમાંજ બાળક બંસીધરની શુભ કામના કરી રહ્યા હતા તથા ત્હેના દ્વારા સુખની આશા રાખી રહ્યા હતા, તે સંગમલાલ પુત્રનું સુખ જોયા વગરજ આ સંસારમાંથી જતા રહ્યા.

પતિવ્રતા યમુનાદેવીની ઇચ્છા પતિની સાથે સતી થઈ જવાની હતી, પણ સંગમલાલે પહેલેથીજ ચેતી જઇને મરતી વખતે પત્નીને કહ્યું હતું. "પ્રિયે ! આજ આપણો અન્તિમ મેળાપ છે, આજ સુધી ત્હેં મ્હારી સઘળી આજ્ઞાઓનુ પાલન કર્યું છે. તો શું હવે મ્હારી એક છેલ્લી આજ્ઞાનુ પાલન નહિ કરે ?"

યમુનાએ આજ્ઞા પાલન કરવાનું વચન આપ્યુ એટલે ત્હેમણે કહ્યું "સ્ત્રીનો ખરો ધર્મ પતિની આજ્ઞા પાલન કરવી એજ છે. ચિતાપર ચઢીને બળી મરવું એ એટલુ બધુ અઘરૂં કામ નથી. પરન્તુ જીવતી રહીને પતિનાં ઇચ્છાનુસાર કામ કરતાં રહેવું, અને દુનિયાની અનેક લાલચોથી દૂર રહેવું એ વધારે કઠિન કામ છે. તું ચિતા ઉપર બેસીને મ્હારી સહગામિની થવા માગે છે એ ઘણા હર્ષની વાત છે. એ સ્વર્ગ પણ શા કામનુ કે જ્યહાં ત્હારા જેવી પતિવ્રતા સ્ત્રી સાથે ન હોય ? પરન્તુ વિચાર કર કે આપણો પુત્ર હજુ બાળક છે. એનો વિચાર કરવો જોઇએ. આપણા મરી ગયા પછી એનુ કોણ પાલન કરશે ? માટે મ્હારો આગ્રહ છે કે ત્હારે સહમરણનો સંકલ્પ છોડી દેવો. અને પાંડુપત્ની કુન્તીની માફક સંતાનપાલન કરીને ત્હારા પતિવ્રત ધર્મનો નિભાવ કરવો."

આ આજ્ઞા ઘણી કઠોર હોવા છતાં પણ યમુનાદેવીએ ત્હેનું પાલન કર્યું. ક્ષણ માત્રના અગ્નિમાં ન બળી મરતાં, પતિવિયોગના અસહ્ય અગ્નિમાં જીંદગી સુધી બળ્યા કરવાનું એણે કબુલ કર્યું. પરન્તુ સ્વામીવિયોગથી યમુનાની દશા તદ્દન બદલાઇ ગઈ. સંસારના કોઈ પણ સુખ ઉપર ત્હેનું ચિત્ત ચોંટતું નહિ. ખાવા પીવાનુ પણ ત્હેણે ઓછું કરી દીધું. આ પ્રમાણે શોકગ્રસ્ત રહેવાથી ત્હેનું શરીર ઘસાવા લાગ્યું અને પતિના મૃત્યુ પછી ત્રણ વર્ષે એટલે કે સ્વામી વિશુદ્ધાનંદજીની અગિયાર વર્ષની અવસ્થામાં ત્હેણે પણ સ્વર્ગનો રસ્તો લીધો.

વિશુદ્ધાનંદ હવે તદ્દન અનાથ થયા. માતાના પ્રેમને લીધે પિતાના મૃત્યુનો ઘા એમને વિશેષ નહોતો લાગ્યો, પણ સ્નેહાળ માતાનું મૃત્યુ ત્હેમને અસહ્ય દુઃખનું કારણ થઈ પડયું. ત્હેમણે ઘણોજ વિલાપ કર્યો એટલુંજ નહિ, પણ કેટલાક દિવસ ખાધું પણ નહિ. પિંડદાન કરતી વખતે એમનું હૃદય ઘણુંજ ભરાઇ આવતું અને મામા ઘણુંએ સમજાવતા તોપણ રુદન બંધ કરતા નહિ.

મામા મામીનો પ્યાર બંસીધર ઉપર મૂળથીજ વધારે હતો એ હમે આગળ કહી ગયા છીએ. બ્હેન બનેવીના મૃત્યુ પછી ત્હેમણે એ પ્રેમને પરાકાષ્ટાએ પહોંચાડી દીધો. બંસીધરને લાડ લડાવવામાં ત્હેમણે કોઇ પ્રકારની મણા રાખી નહિ. હવે બંસીધરને રખે ઓછું આવશે એમ ધારીને ભણવાને માટે ધમકાવવું પણ છોડી દીધુ.

૧૩ વર્ષની ઉમરે સ્વામીજીના શિક્ષણના ક્રમ બદલાયો. ફારસી ભણવું છોડી દઇને ત્હેમણે કુસ્તી રમવી, પટા ખેલવા, ઘોડેસ્વાર થવું આદિ લશ્કરી કામોમાં ચિત્ત પરોવ્યુ. એ ઉમરમાં મરાઠી અને ફારસી ભાષાનું ત્હેમને સારૂં જ્ઞાન થઇ ચૂક્યુ હતું. આઠ વર્ષની વયે જ્યહારે ત્હેમને જનોઇ દેવામાં આવ્યુ ત્યહારે ભટ્ટજીએ સંધ્યા માત્ર ભણાવી હતી. પણ પુરાણોના આખ્યાનોની ત્હેમના હૃદય ઉપર ઘણી સારી છાપ પડી હતી. ભગવદ્ ભક્ત ધ્રુવ, પ્રલ્હાદ, આદિની કથા અને પુણ્યશ્લોક નળ અને યુધિષ્ઠિર આદિ રાજાઓનો ઇતિહાસ એ ઘણા પ્રેમથી સાંભળ્યા કરતા હતા.

હમે આગળ જણાવી ગયા છીએ કે સ્વામીજીના મામા પંડિત સબસુખરામ કલ્યાણીના નવાબને ત્યહાં સારા અધિકાર ઉપર હતા, નવાબની ત્હેમના ઉપર ઘણી કૃપા હતી. એનું કારણ એ હતું કે સબસુખરામ ઘણા કાર્યકુશળ હતા. એક વખતે હૈદ્રાબાદના નિઝામે, કલ્યાણીના નવાબ ઉપર ઘણા નારાજ થઈને ત્હેમને બિદરના કિલ્લામાં

કેદ કર્યા હતા, તે વખતે સ્વામીભક્ત સબસુખરામે પોતાની બુદ્ધિમત્તા અને કાર્યદક્ષતાથી ત્હેમને છોડાવ્યા હતા. આ કારણથી નવાબ ત્હેમનો ઘણો ઉપકાર માનતા હતા.

એ વખતમાં જો કે દક્ષિણમાં પહેલાના જેવો ઉપદ્રવ રહ્યો નહોતો, અભાગીઆ બાજીરાવનો પ્રતાપ બિઠુરમાં શાન્ત થઇ ચૂક્યો હતો અને પિંઢારાઓ પણ અંગ્રેજી રાજ્યની જવાળામાં ભસ્મ થઈ ચૂક્યા હતા, તોપણ હાલના ભારતવર્ષમાં અને એ સમયના ભારતવર્ષમાં ઘણો ફેર હતો. એ વખતે બધા લોકો શરીર ઉપર હથિયાર બાંધતા હતા અને મરવા મારવાથી બીહતા નહોતા. અગ્નિ બુઝાઈ ગયો હતો પણ ત્હેની ઉષ્ણતા કાયમ હતી. એજ કારણને લીધે પટા રમવા, હથિયાર ચલાવવાં અને ઘોડેસ્વાર થવું એ વાતોના જ્ઞાનને લોકો આવશ્યક ગણતા હતા. એ વખતના વિચારને અનુસરીને સ્વામીજીએ પણ એ બધા બળ અને પરાક્રમવર્ધક વ્યવસાયોનું અવલંબન કર્યું.

કલ્યાણીના નવાબ મોહનાશાહને બે ભત્રીજા હતા. એકનું નામ મેહદીહુસેન અને બીજાનું નામ બબરહુસેન, ત્હેમની ઉમર પણ સ્વામીજીના જેવડીજ હતી, અને ત્હેમને પણ ઘોડા દોડાવવાનો ઘણો શોખ હતો. સબસુખરામના પ્રયત્નથી સ્વામીજી એ રાજકુમારોના સાથી નીમાયા. ત્રણે જણા સાથેજ ભણતા અને સાથેજ ઘોડા દોડાવવા જતા. સ્થિતિમાં ઘણો ભેદ હોવા છતાં પણ ત્હેમનામાં બાલ્યાવસ્થાની નિર્દોષતા અને સરળતાને લીધે અન્યોઅન્ય અત્યંત પ્રેમ બંધાઈ ગયો હતો. તેઓ સંપીને રહેતા અને ઘણા આનંદમાં દિવસ નિર્ગમન કરતા.

૫.

સ્વામી વિશુદ્ધાનંદજી અને બે નવાબજાદાઓ એકજ શિક્ષકના હાથ તળે શિક્ષણ મેળવતા હતા તો પણ સ્વામીજીએ પોતાની સ્વાભાવિક તીવ્ર બુદ્ધિથી શ્રેષ્ઠતા મેળવી. જે વિષયો નવાબજાદાઓની

સ્હમજમાં આવતા નહિ તે વિષયો સ્વામીજીને ઘણી સ્હેલાઇથી હૃદયગત થઇ જતા.

શસ્ત્રપરીક્ષા વખતે સ્વામીજીનું નિશાન કદી ખાલી જતું નહિ. એજ પ્રમાણે ઘોડાની શરતમાં પણ સ્વામીજીનો સાધારણ ઘોડોજ એ નવાબજાદાઓના કીંમતી ઘોડાઓ કરતાં આગળ નીકળી જતો. ઊંચી દિવાલોને ઓળંગી જવી એ તો એમને મનથી સાધારણ વાત હતી, પટાબાજી અને તીરંદાજીમાં પણ એ નિપુણ હતા. એમની એ બધા વિષયોમાં નિપુણતા જોઇને ત્હેમનો સમવયસ્ક મિત્ર બબરહુસેન મનમાં ને મનમાં બળી મરવા લાગ્યો કોઇ પ્રકારે વિશુદ્ધાનંદજીને નીચું જોવા વારો લાવવાને એ લાગ ખોળવા લાગ્યો એણે પોતાના મ્હોટા ભાઇ મેહદીહુસેનને પણ એ પ્રપંચમાં સામિલ થવા કહ્યું; પણ ગુણગ્રાહી મેહદીહુસેને ભાઇના અનર્થકારી વિચારોને પુષ્ટિ ન આપી, એટલુજ નહિ પણ ત્હેને પુષ્કળ ધમકાવ્યો. મેહદીહુસેન સ્વામીજીના ગુણોનો સર્વદા આદર કરતો હતો અને ત્હેમને પોતાના નોકર તરીકે ન ગણતાં મિત્ર ગણતો હતો. બબરહુસેનનુ આચરણ એથી ઉલટું હતું. પરન્તુ સ્વામીજીએ ત્હેની નારાજીનો જરા પણ પરવા કરી નહિ.

એજ અરસામાં નવાબના કોઇ મિત્રે એક સુંદર અરબી ઘોડો નવાબને ભેટ આપ્યો હતો. એવું કહેવાય છે કે એનુ મૂલ્ય પાંચ હજાર રૂપિયા કરતાં વિશેષ હતું. જોનારા લોકો ત્હેના સૌન્દર્ય અને ગુણોની પ્રશંસા કરતા હતા. નવાબની ઇચ્છા એ ઘોડા ઉપર સ્વાર થઇને સેલ કરવા જવાની થઇ. પરન્તુ ઘોડાનુ તોફાન જોઇને એમને ફીકર ઉપજી કે રખે આ બદમાસ ઘોડો ક્યાંય પાડી ન નાખે! એ શંકાથી એમણે પ્રથમ એ ઘોડાને ચાબુકસ્વારની પાસે મોકલ્યો અને હુકમ આપ્યો કે, એને સીધો કરીને દરબારમાં હાજર કરો.

ઇનામનો લાલચુ ચાબુકસ્વાર ઘોડા ઉપર સ્વાર થયો કે થોડી-

કવારમાં એ તોફાની ઘોડાએ હેને નીચે પાડી નાખીને હાડકાં ખોખરાં કર્યાં. એટલું સારૂ થયું કે બિચારાનો પ્રાણ બચી ગયો અને વિશુદ્ધાનદજીની મદદથી એ નાસી જતો ઘોડો પકડવામાં આવ્યો. એમણે ચાબુકસ્વારને કહ્યું 'મિયાં, આ ઘોડાને જરા મ્હારે સ્વાધીન કરો, અને પછી જુઓ એની બદમાસી નીકળી જાય છે કે નહિ, હું એકજ ચક્કરમાં એને ઠેકાણે લાવીશ.' ચાબુકસ્વાર એમને સારી પેઠે ઓળખતો હતો અને ઘોડો ફેરવવામાં હેમની કેટલી દક્ષતા છે તે જાણતો હતો એટલે હેણે વગર સંકોચે ઘોડો હેમના હાથમાં સોંપી દીધો. બંસીધર ઘોડેસ્વાર થઇને હેને ખૂબ દોડાવવા લાગ્યા; થોડીવાર પહેલાં જે મસ્તાની ઘોડો પોતાની મસ્તી આગળ વાયુને પણ તુચ્છ ગણતો હતો, તે હવે સ્વામીજીની ચાબુકથી સીધો દોર થઈ ગયો. દૈવ સંયોગે નવાબજાદા બબરહુસૈનનું ત્યહાં આવવું થયું અને નવાબના ઘોડા ઉપર બંસીધરને બેઠેલા જોઇને હેના ચિત્તમાં ઇર્ષાનો અગ્નિ ઉત્પન્ન થયો.

કોને ખબર હતી કે આ નજીવો બનાવ બંસીધરના જીવનમાં અત્યંત મ્હોટો ફેરફાર કરશે ? કોને ખબર હતી કે નવાબના ઘોડા ઉપર સ્વાર થવું એજ બંસીધરના ભવિષ્યમાં જગપ્રસિદ્ધ સંન્યાસી થવાનું કારણ બનશે ? પરન્તુ અત્યંત સાધારણ દેખાતા બનાવ ઉપરથી મનુષ્યના જીવનમાં ઘણુંજ મ્હોટું પરિવર્ત્તન થયું હોય તથા હેમના જીવનમાં કાંઇ અપૂર્વ મહત્તા આવી ગઇ હોય, એવાં દૃષ્ટાન્ત આપણા દેશના તેમજ પરદેશના ઇતિહાસમાં વિરલ નથી. અસ્તુ !

અશ્વવિદ્યામાં નિપુણ સ્વામીજીએ ઘોડાને ખૂબ ચક્કર દીધા. હેના શરીરમાંથી જેમ જેમ પરસેવો નીકળતો ગયો, તેમ તેમ હેની ચપળતા દૂર થતી ગઈ. જ્યહારે જોયું કે એ હવે ઠીક થઈ ગયો છે અને હવે તોફાન નહિ કરે, ત્યહારે હેને ચાબુકસ્વારને સોંપી દીધો.

ચાબુકસ્વાર બંસીધરનો ઉપકાર માનીને ઘોડાને અશ્વશાળામાં લઈ ગયો; અને દરરોજના નિયમ પ્રમાણે એને ઘાસ દાણો આપ્યો તથા સેવા શુશ્રૂષા કરી, પરન્તુ દૈવ સંયોગે એજ રાતના ઘોડો અકસ્માત માંદો પડી ગયો અને તડફી તડફીને રાતમાંજ હેણે પ્રાણ ત્યાગ કર્યો.

આવા મૂલ્યવાન ઘોડાના મૃત્યુથી નવાબને ઘણો શોક થયો. એનું કારણ તપાસતાં એમને બબરહુસેન મારફત ખબર પડી કે બંસીધર એને ખૂબ વેગથી દોડાવી રહ્યા હતા. અને હેમના અતિશય મારથીજ ઘોડો મરણ પામ્યો છે. બંસીધરને બોલાવવામાં આવ્યા અને જુબાની લેવામાં આવી. સત્યવાદી બંસીધરે બધી વાત સાચેસાચી કહી દીધી અને અન્તમાં વિનંતિ કરી કે, "હજૂર! ઘોડાએ તબેલામાં આવ્યા પછી ઘાસ દાણો ખાધો છે. જો એણે ઘાસ દાણો ન ખાધો હોત તો એના મૃત્યુનો અપરાધ મ્હારે માથે આવી શકત. હવે મ્હને અપરાધી ગણવો એ વ્યાજબી નથી. પણ હેમની આ વિનતિ ઉપર કોઇએ ધ્યાન ન આપ્યું. હેમને અપરાધી ગણીને બેડીઓ પહેરાવવામાં આવી.

સ્વામીજીના મામા સબસુખરામ એ વખતે કોઇ સરકારી કામસર હૈદરાબાદ ગયા હતા. એ પાછા ન આવ્યા ત્યહાં સુધી બંસીધરને કેદમાંજ રહેવું પડયું. સ્વામીજીને હવે બબરહુસેનના પ્રપંચની ખબર પડી. અત્યાર સુધી એ હેને પોતાનો મિત્રજ ગણતા હતા. આ બનાવથી હેમની આંખ ઉઘડી ગઇ, હેમને જણાયું કે રાજપુત્ર અને પ્રજામાં ભેદ છે. સંસારમાં બધા સ્વાર્થી લોકો છે.

આખા દિવસના ભૂખ્યા તરસ્યા સ્વામીજી જેમ જેમ પોતાની ઉપસ્થિત દશાનો વિચાર કરતા, તેમ તેમ હેમની મર્મ વેદના વધતી જતી હતી. હેમના મનમાં સંસારનો ત્યાગ કરીને એક માત્ર જગદીશ્વરના ચરણની સેવા કરવાના વિચાર ઉત્પન્ન થતા હતા. આ સમયમાં ગુરૂને

મ્હોંએ સાંભળેલાં ધ્રુવ, પ્રલ્હાદ વગેરેનાં આખ્યાનનું સ્મરણ કરીને પોતાના જીવને ધીરજ આપતા હતા.

બીજે દિવસે સબસુખરામે આવીને એમને છોડાવ્યા. પરન્તુ સ્વામીજી કેદખાનામાંથી છુટીને ઘેર જવાને બદલે ભટ્ટજીને ત્યહાં પહોંચ્યા. પણ અફસોસ એમનો પણ મેળાપ ન થયો !!! એજ દિવસે વૃદ્ધ મહાત્મા ભટ્ટજીનો અચાનક પરલોકવાસ થયો હતો; સ્વામીજી તો પોતાના દુઃખી ચિત્તને શાંત કરવા અત્રે આવ્યા હતા પણ તેમને તો ઉલટા દુઃખદાયી સમાચાર સાંભળવા પડયા ! ભટ્ટજીના મૃત્યુએ ત્હેમના ચિત્ત ઉપર દાઝયા ઉપર ડામના જેવી અસર કરી. પિતાના મરણ વખતે જ્હેમણે અશ્રુપાત કર્યો નહોતો, તે બંસીધર આજ કૃપાળુ શિક્ષકના મૃત્યુથી કપાળ કુટી કુટીને રોયા.

કલ્યાણીમાં ત્હેમના ઘરથી થોડેક દૂર એક 'મહાદેવ વાવડી' હતી. એ વાવ ઉપર મહાદેવજીનું મંદિર હતું. સુંદર સઘન વૃક્ષોની છાયાથી ત્યહાંનું દશ્ય ઘણું મનોહર લાગતું હતું, અને ત્હેનુ જળ પણ ત્હેની સ્વચ્છતા અને ઉત્તમતા માટે પ્રસિદ્ધ હતું. ભટ્ટજીને ઘેરથી સ્વામીજી એ વાવડી આગળ પહોંચ્યા. જો કે એ રાતદિવસના ભૂખ્યા હતા અને મામા સબસુખરામે પોતાની સાથે ઘેર આવવાનો ઘણોએ આગ્રહ કર્યો હતો, તો પણ સ્વામીજીએ પોતાના બાલ્યાવસ્થાના ગુરૂના ચરણને પ્રણામ કરવાનું અને ઉપદેશ ગ્રહણ કરવાનું આવશ્યક ગણ્યું હતું. પરન્તુ વિધાતાએ ત્હેમનો એ મનોરથ પણ પૂર્ણ થવા દીધો નહિ. વાવડી ઉપર આવીને ત્હેમણે સ્નાન કર્યું. અને ભટ્ટજીના આત્માને જલાંજલિ આપીને પોતાના સંતપ્ત હૃદયને શીતલ કર્યું.

રાત ત્રણચાર ઘડી વીતી ચૂકી હતી. ચૈત્રની ચાંદની રાતમાં આઘેની વસ્તુઓ પણ સ્પષ્ટ દેખાતી હતી. એ વખતે વૃક્ષોની ઘટામાંથી એક મીઠો સ્વર આવી રહ્યો હતો. સ્વામી વિશુદ્ધાનંદ એ વૃક્ષ તરફ એકી

ટશે જોઇ રહ્યા હતા. થોડીવાર પછી જોયું કે એક હૃષ્ટપુષ્ટ, કોપીન-ધારી, સંન્યાસી ગાતો ગાતો એમની તરફ ચાલ્યો આવે છે.

૬.

બંસીધર એ સંન્યાસીને જોઇને મુગ્ધ થઈ ગયા. ત્હેમના મનમાં નવાબના આચરણથી તથા ભટ્ટજીના મરણથી વૈરાગ્ય સંબંધી જે વિચારો ઉત્પન્ન થયા હતા, ત્હેને વિશેષ પુષ્ટિ મળી. એમણે સાધુની પાસે જઈને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા.

સાધુએ ત્હેમને આશીર્વાદ આપી પૂછ્યું 'કહો બચ્ચા! શું જોઈએ છે'?

બંસીધરઃ—સંન્યાસ.

બંસીધરના મુખમાંથી સંન્યાસનુ નામ સાંભળીને સાધુને ઘણું આશ્ચર્ય થયું અને ત્હેમણે થોડીવાર સુધી ત્હેમની તરફ જોઈને પૂછ્યું, " યુવાવસ્થામાં સંન્યાસ લેવાની ઇચ્છા શા સારૂ થઇ?

બંસીધરઃ—સાંસારિક દુઃખોને જોયાથી.

સાધુઃ—સંન્યાસ લઇને પણ સંસાર શિવાય બીજે ક્યહાં ન્હાસી જશો?

બંસીધરઃ—ત્ય્હારે હું કરૂં? તહમેજ બતાવો કે સંસારનાં દુઃખ અને કલેશ કેવી રીતે દૂર થાય?

સાધુઃ—વાસનાનો ક્ષય થવાથી.

બંસીધર—વાસના કેવી રીતે ક્ષય પામે?

સાધુઃ—બ્રહ્મજ્ઞાનથી.

બંસીધરઃ—એનો ઉપાય શો છે?

સાધુઃ—ભગવાનની કૃપા.

બંસીધરઃ—ભગવાનની કૃપા કેવી રીતે પ્રાપ્ત થાય?

સાધુઃ—સારાં કર્મોથી.

બંસીધરઃ—ત્હારે બતાવો કે મ્હારે કેવા પ્રકારનાં સત્કર્મો કરવાં જોઇએ?

બંસીધરની જીજ્ઞાસા જોઈને મહાત્મા અતિ પ્રસન્ન થઇ ગયા અને કહ્યું કે "વત્સ! તું હજુ સંન્યાસનો અધિકારી થયો નથી. ત્હારી આકૃતિ ઉપરથી મ્હારી ખાત્રી છે કે તું બ્રહ્મચારી છે. પરન્તુ જ્યહાં સુધી વિધિપૂર્વક બ્રહ્મચર્ય ગ્રહણ કરવામાં ન આવે અને ગુરૂકુળમાં વાસ કરીને વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન ન થાય ત્યહાં સુધી બ્રાહ્મણ બીજા આશ્રમોનો અધિકારી થતો નથી. બ્રાહ્મણનું પરમ તપ વેદાધ્યયન છે. એનાથીજ ભગવાન પ્રસન્ન થાય છે. વર્ણાશ્રમ ધર્મનું રક્ષણ કરવા સારૂજ ભગવાન અવતાર લે છે." એટલુ કહીને મહાત્મા એકદમ ઉભા થઈ ગયા અને ઘણા પ્રેમપૂર્વક બંસીધરના શિર ઉપર હાથ મૂકીને બોલ્યા "લે, હવે હું જાઉં છું. આજ ત્હને જે ઉપદેશ આપ્યો છે તે ભુલી જતો નહિ. હું ત્હને યોગ્ય સમયે નાશક અને હરિદ્વારમાં મળીશ. ભગવાન ત્હારી મંગળ કામના પૂર્ણ કરશે!!

એટલું કહીને એ સાધુ એકદમ ત્યહાંથી ચાલ્યા ગયા. ઉતાવળમાં બંસીધર એ સાધુનું નામ, ઠામ, કે સંપ્રદાય આદિ કાંઇ પણ પૂછવું ભૂલી ગયા.

સ્વામીજી આ ઘટનાનો વિચાર કરતા બેસી રહ્યા હતા એવામા ત્હેમના મામા સબનુખરામ ત્હેમને શોધતા શોધતા એ સ્થાને આવી પહોંચ્યા. મામાને જોતાં વાર કાંઇ પણ આનાકાની કર્યા વગર બંસીધર ઘેર ગયા. ઘેર ગયા પછી બંસીધરે બહુ શોક વિલાપ કર્યો નહિ, પણ પ્રસન્નતાપૂર્વક બધાની સાથે ભોજન કરી અશ્વ સંબંધી બધી હકીકત કહી સંભળાવી. પોતાની નિર્દોષતા સાબિત કરી આપી. પોતાના એકાંતમાં ચાલ્યા જવા સંબંધે ખુલાસો કરતાં જણાવ્યું કે "મ્હને નવાબ સાહેબના આચરણથી ખેદ થયો નથી. ભટ્ટજીના

મરણથી ખેદ થયો છે. સંસારનો સંબંધ અનિત્ય છે. થોડાકજ વખત ઉપર જે ગુરૂ હમને પુત્રની પેઠે ભણાવતા હતા, અને પિતાની સમાન ઉપદેશ આપતા હતા, તે ભક્તિભાજન દેવતુલ્ય અધ્યાપક ભટ્ટજી હવે ક્હાં ગયા? મામાજી! મરી ગયેલા મનુષ્યોને કોઇથી મળી શકાય છે? જો એમ થતું હોત તો હું અવશ્ય આજ સ્વર્ગમાં જઇને ગુરૂજીનાં દર્શન કરત, અને સાથે સાથે મ્હારાં માતપિતાને પણ મળી શકત."

આ શબ્દોથી ત્હેમના મામા મામીના હૃદયમાં પણ શોક તાજો થઈ આવ્યો. થોડીકવાર એ સ્થળે તદ્દન નિસ્તબ્ધતા પ્રવર્તી રહી. આવી વાતથી બંસીધરના હૈયામાં રખે ઊંડો ઘા લાગે એવી શંકાથી મામાએ બીજા આનંદના વિષયોની વાતચીત ઉપાડી. બુદ્ધિમાન બંસીધર પણ એમની સાથે વાર્તાલાપમાં હર્ષપૂર્વક શામીલ થયા. એ દિવસે અડધી રાત આમોદ પ્રમોદમાં વીતી ગઇ.

હાય! પરન્તુ એ કોને ખબર હતી કે બંસીધરની આ પ્રસન્નતા, ત્હેમનો આ આમોદ–પ્રમોદ બધો જૂઠો છે. નિર્વાણ પામનારા પ્રદીપની માફક આ ચમકારો ક્ષણસ્થાયી છે! આ બધી યુક્ત મામા મામીને ભૂલમાં નાખવા સારૂ છે!

સબસુખરામ! ત્હમે તો ઘણા અનુભવી છો! છતાં ત્હમે આજે કેમ નિશ્ચિન્ત થઇને નિદ્રામાં પડયા છો? હા! ત્હમને જો ખબર હોત કે, ત્હમારી આંખોનો તારો, ત્હમારા ઘરનો પ્રદીપ, ત્હમારી વૃદ્ધાવસ્થાનો એક માત્ર આધાર, ત્હમારો એકનો એક ભાણેજ બંસીધર આજ ત્હમારાથી વિખુટો પડવાનો છે, તો ત્હમે આટલા બધા નિશ્ચિન્ત થઇને સૂઈ રહેત નહિ.

બંસીધરની સાથે હસતા હસતા સબસુખરામ સૂઈ રહ્યા હતા. એમને શી ખબર હતી કે આજનું હસવું છેવટનું છે! આખી જીંદગીમાં ફરી કદી ભાણેજનું મ્હોં જોવા નહિ મળે.! એકજ કાળમાં

અને એકજ દેશમાં રહેવા છતાં પણ ફરીથી બંસીધરનાં દર્શન નહિ થાય ?! આજ સૂર્યોદય થતાંની સાથેજ ત્હેમને પ્રકાશને બદલે (બંસીધરના અભાવથી) સર્વત્ર અંધકારજ દીસશે. !' શાક્યસિંહનાં દર્શન તો એમના પરિવારને બુદ્ધ થયા પછી થયાં હતાં, સ્વામી શંકરાચાર્યની જનની પણ ત્હેમને જોવા પામી હતી, પણ સબસુખરામ ! ત્હમે તો બંસીધરના સંન્યાસી અવસ્થામાં પણ દર્શન કરીને હૃદય શીતલ નહિ કરી શકો ! એમના પ્રતાપથી વિદ્યાનો પ્રચાર થશે, ત્હેમના યશથી દેશની કીર્તિ વધશે, મ્હોટા રાજા મહારાજાઓ એમને ઘેરી લઈને બેસશે, પણ ત્હમે ત્હેમના પાસે પણ જવા નહિ પામો !

પરન્તુ ભવિષ્યની એ બધી ઘટનાઓની ખબર કોને પડી છે કે બિચારા સબસુખરામને પડે. ખરૂં છે કે: **न जाने जानकीनाथ प्रभाते किम् भविष्यति.**

બધાંને ગાઢ નિદ્રામાં સુતેલાં જોઇને બંસીધર ધીમેથી પથારીમાંથી ઉભા થયા. એક એક વાર દરેકની પથારી પાસે જઇને ખાત્રી કરી કે કોઈ જાગતું નથી. હવે પોતાનો માર્ગ સુગમ જોઇને ત્હેમણે શરીર ઉપરથી વસ્ત્ર ઉતારી નાખ્યાં અને માત્ર કોપીન ધારણ કરીને સદાને માટે ઘર બહાર નીકળી પડયા. જે કલ્યાણી શહેરમાં એમનો જન્મ થયો હતો, જ્યહાં માતપિતાના ખોળામાં બાલ્યજીવન વ્યતીત કર્યું હતું, જ્યહાં મામા મામીની છત્રછાયામાં સુખથી યૌવનારૂઢ થયા હતા અને જે કલ્યાણી વગર બીજે કહીં ગોઠતું નહોતું, તે સ્વર્ગથી પણ પ્યારી જન્મભૂમિનો ત્યાગ કરતી વખતે બંસીધર જરા પણ રોયા નહિ, તેમજ જરા પણ શોક પ્રગટ કર્યો નહિ. કેવળ કેટલીક વાર સુધી સ્થિર દૃષ્ટિથી એના તરફ જોઈ રહીને મનમાં ને મનમાં કાંઇક વિચારવા લાગ્યા. ત્યહાર પછી શિખા સૂત્રધારી, કૌપીન પરિધાન કરેલા બંસીધર, એકલા કલ્યાણીની ઉત્તર દિશામાં ચાલ્યા ગયા.

પ્રાતઃકાળમાં ઘરમાં સર્વે માણુસોએ જોયું તો બંસીધરની પથારી ખાલી છે. ઘરનાં બધાં માણસો ગભરાઈ ગયાં. સબસુખરામે પહેલાં તો જાણ્યું કે સ્હવારના પહોરમાં ઉઠીને કહીં ગયો હશેઃ પણ જ્યહારે ત્હેમણે ત્હેનાં સર્વ વસ્ત્રોને પથારી આગળ પડેલાં જોયાં ત્યહારે ત્હેમના શોકનો પાર રહ્યો નહિ. એમના મનમાં ચિન્તા થઈ કે રખે એણે શરમના માર્યા નદી કે તળાવમાં આપઘાત તો નહિ કર્યો હોય? અથવા રીસાઇને જન્મભૂમિ છોડીને બીજે કહીં ચાલ્યો તો નહિ ગયો હોય?

એમની મામી તો બંસીધરના ગયાથી વત્સહીન ગાયની પેઠ વ્યાકુળ થઈ ગઇ. ત્હેણે મનમાં વિચાર્યું કે એને બીજે કહીં જવું હતું તો શું કપડાંનો ભાર લાગતો હતો? આપઘાત કરનારો પણ બધાં કપડાં ઉતારીને મરતો નથી, તો પછી આમાં કાંઈ બીજોજ ભેદ હોવો જોઇએ.

એટલામાં સબસુખરામને બંસીધરનાં વસ્ત્ર ખોળતાં ખોળતાં એક પત્ર મળી આવ્યો. એ પત્ર નીચે મુજબ હતો.

"મામાજી!

જે પ્રકારે આ ઘરમાં એક દિવસ ખાલી હાથે આવ્યો હતો તેજ પ્રકારે આજ ખાલી હાથે જાઉ છું. આપ મ્હારે માટે કાંઇ પણ ચિન્તા કરશો નહિ, કારણ કે વિશ્વંભર સર્વનો રક્ષક છે. બધાને સંસારમાંથી ખાલી હાથે જવું છે. તમે મ્હારી શોધ ન કરશો. હું એવા માર્ગમાં જઇ રહ્યો છું કે જાહેનો વિસ્તાર ઘણો મ્હોટો છે અને જ્યહાં ગયા પછી મનુષ્ય પાછો આવતો નથી. આશા છે કે આપ મ્હારી યાત્રાથી અપ્રસન્ન નહિ થાઓ."

આ પત્રથી કોઇના મનનો ખુલાસો ન થયો, કારણ કે એ ઘણો સંદિગ્ધ અને દ્વિઅર્થી હતો. એથી તો એમની શંકાને ઉલટી પુષ્ટિ

ાળતી હતી કે રખેને છોકરાએ સાહસ કરીને આપઘાત ન કર્યો હોય. ાસુખરામે બંસીધરની શોધમાં ચારે તરફ માણસો દોડાવ્યા. પંદર દેવસ પછી ત્હેમના ગામના એક પ્રતિષ્ઠિત માણસે આવીને કહ્યું કે, હને બંસીધર મળ્યો હતો. મ્હેં એને પૂછ્યું કે, તું ક્યહાં જાય છે? હારે એણે જવાબ દીધો કે, 'ઉત્તર દેશમાં જઇને બ્રાહ્મણોચિતકાર્ય રીશ, બ્રહ્મચારી થઈને વેદ વેદાન્ત ભણીશ અને સન્યાસી થયા છી વેદાન્ત શાસ્ત્રનો અભ્યાસ કરીશ. સંસારની માયામાં ફસાઈ ડેવાથી શો લાભ?'

કહેવાય છે કે, એ સમાચાર લાવનાર પુરૂષ સ્વામીજીના સહ- રોમાંનો એક હતો. એ કુલકર્ણી જાતિનો બ્રાહ્મણ હતો અને પાછળ- ા દક્ષિણમાં 'માનકપ્રભુ' નામથી પ્રસિદ્ધિ પામ્યો હતો. આજકાલ ના નામથી એક પંથ પણ ચાલ્યો છે.

આ સમાચાર સાંભળીને બંસીધરના કુટુંબીઓને એટલો તો તોષ થયો કે, છોકરો જીવતો છે. નાસુવા ગયો છે તો કોઈ દિવસ પાસ કરીને એને શોધી કહાડીશું તથા સ્હમજાવીને ઘેર પાછો ડી લાવીશું. બંસીધર કલ્યાણીથી નીકળીને પવિત્ર નદી ગોદાવરીના ? ઉપર વસેલા નાસિક ક્ષેત્રમાં જઇ પહોંચ્યા. ત્યહાં આગળ એ મયમાં સંસ્કૃતના મ્હોટા મ્હોટા બુદ્ધિમાન્ વિદ્વાનો વિદ્યમાન હતા. ાર્ગમાં એમને ઘણા પ્રકારની અડચણો પણ પડી, પણ એવી અડ- ણોથી જરાપણ ગભરાયા વગર એ પોતાના સંકલ્પમાં દૃઢ રહ્યા.

એ સમયે એમની ઉમર લગભગ ૧૭ વર્ષની હતી, પણ એમનું દર, ઘાટદાર, અને બલિષ્ઠ શરીર જોઈને લોકો એમને પચ્ચીસ ાંના ધારતા હતા. આજકાલ હૈદરાબાદથી નાસિક જવું એ કાંઈ ોટી વાત નથી. રેલવેને લીધે માર્ગ સુગમ છે પણ એ વખતે તો ધી સડક પણ નહોતી. એ ઉપરાન્ત એ દિવસોમાં ચોર, લુંટારા

અને ઠગનો પુષ્કળ ઉપદ્રવ હતો. એવા સમયમાં નાસિક ક્ષેત્ર સુધી એકલા જવું એ સ્વામીજીને માટે કાંઇ ન્હાની સુની વાત નહોતી.

એ સમયમાં નાસિક ક્ષેત્ર પણ કાંઈક વિલક્ષણતા ધરાવતું હતું. ત્હાં આગળ અનેક પંડિતો અને સંન્યાસીઓ અનેક પ્રકારની વિદ્યાઓનું દાન કરી રહ્યા હતા. હિન્દુ રાજાઓ પાસેથી શિષ્યવૃત્તિઓ મેળવીને હજારો વિદ્યાર્થીઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી રહ્યા હતા. અગ્નિહોમની પવિત્ર જવાળાઓથી નાસિકનું આકાશ આચ્છાદિત અને સુગંધિત થઇ રહ્યું હતું, અને ત્હાંના આશ્રમો બ્રહ્મચારીઓના વેદધ્વનિથી ગુંજી રહ્યા હતા, એજ કારણને લીધે એ સમયમાં નાસિકને લોકો દક્ષિણનું કાશી ગણતા હતા.

એ સમયમાં નાસિક ક્ષેત્રમાં પંડિતસ્વામી પણ વિરાજમાન હતા, પંડિત સ્વામી તેજ પ્રસિદ્ધ યતિરાજ ગૌડ સ્વામી છે. જહેમના ચરિત્રનું આપણે આગળ અવલોકન કરી ગયા છીએ. વિશુદ્ધાનંદ, વિશ્વરૂપાનંદ આદિ અનેક વિદ્વાન એમનાજ શિષ્ય થયા હતા. એમનું ગુરૂએ પાડેલું નામ સ્વામી તારક બ્રહ્માનંદ સરસ્વતી હતું, પણ એ સમયે દક્ષિણ દેશના સંન્યાસીઓમાં એમના જેવો વિદ્વાન પંડિત બીજો નહિ હોવાથી, લોકો એમને આદરપૂર્વક પંડિત સ્વામીના નામથી સંબોધન કરતા હતા. પ્રારંભમાં સ્વામી વિશુદ્ધાનંદજી એમની પાસે ન ભણતાં નાસિકના એક વિદ્વાન ગૃહસ્થ પાસે, વિધિપૂર્વક બ્રહ્મચર્ય ધારણ કરીને, વેદ ભણવા લાગ્યા હતા. ત્રણ વર્ષ સુધી નાસિકમાં નિવાસ કરીને ત્હેમણે સંહિતા આદિ કંઠસ્થ કરીને, વ્યાકરણના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. એ વખતની વિદ્યાભ્યાસની પદ્ધતિ પણ સ્વામી વિશુદ્ધાનંદજીના મહાન્ વિદ્વાન બનવામાં મ્હોટી મદદ રૂપ થઈ પડી.

બ્રહ્મચારી બંસીધરજીને સૌથી પ્રથમ અવધૂત મહાત્માના ઉપદેશથી વિદ્યાધ્યયનમાં પ્રવૃત્તિ થઈ હતી. વિદ્યા ઉપાર્જન કરવાનો

ઉદ્દેશ શાન્તિ હતો. વિદ્યા ભણીને ધન પ્રાપ્ત કરવાનો વિચાર તો એમણે સ્વપ્નમાં પણ કર્યો નહોતો. વિદ્યાદ્વારા એ કેવળ અનંત શાન્તિ પ્રાપ્ત કરવા માગતા હતા.

સ્વામીજીએ જ્યહારે સંહિતાને કંઠાગ્ર કરી લીધી ત્યહારે એમના સ્વરપૂર્વક વેદપાઠના શ્રવણથી શ્રોતાજનો ઘણા પ્રસન્ન થતા, એટલુંજ નહિ પણ એમના આત્માને પણ પરમ તૃપ્તિ પ્રાપ્ત થતી અને એ ઇચ્છા કરતા કે એવો પણ એક શુભ દિન આવશે કે જ્યહારે હું વેદ-મંત્રોનો અર્થ પણ સ્હમજી શકીશ.

એ અરસામા બંસીધરજીએ અષ્ટાધ્યાયી અને અમરકોષને પણ કંઠસ્થ કરી મૂક્યાં હતાં. કોઈ મ્હોટા પંડિત પાસે વ્યાકરણશાસ્ત્ર ભણવાની એમને અભિલાષા હતી. જો કે દક્ષિણમાં વૈયાકરણ પંડિ-તોનો અભાવ નહોતો તોપણ દક્ષિણ દેશ કરતાં ઉત્તર હિંદુસ્તાનમાં એ વખતે સારા વૈયાકરણીઓ રહેતા હતા કેટલાક સારા દક્ષિણી પંડિતો પણ કાશીવાસ નિમિત્તે ઉત્તર હિંદુસ્તાનમાંજ રહેતા હતા. એ કારણથી ઈ. ૧૮૮૨ માં બંસીધરે કાશીયાત્રા કરવાનો સંકલ્પ કર્યો, અને પોતાના સહાધ્યાયીઓને જણાવ્યું કે ત્હમારામાંથી કોઈને આ-વવું હોય તો મ્હારી સાથે ચાલો. પરન્તુ કોઈપણ વિદ્યાર્થી ત્હેમની સાથે જવા તૈયાર થયો નહિ બલ્કે ઘણાઓએ ત્હેમના ઉત્સાહને તોડી પાડવાનો યત્ન કર્યો. બંસીધરજી એક દિવસ એકાન્ત સ્થળમાં બેસીને કાશી જવું કે ન જવું એ સંબંધી ચિન્તા કરી રહ્યા હતા એવામાં અકસ્માત્ 'હર હર મહાદેવ'નો શબ્દ ત્હેમના સાંભળવામાં આવ્યો. એમના ભક્તિપૂર્ણ હૃદયેજ સ્વર પારખીને જાણી લીધું કે આ સ્વર મ્હારા પૂર્વ પરિચિત પરમહંસજીનો મધુર શબ્દ છે. એ તરતજ આનંદપૂર્વક પરમહંસજીની પાસે ગયા. પરમહંસે પણ દેખતાં વારજ ત્હેમને ઓળખી લીધા. પરમહંસજીને જ્યહારે ખબર પડી કે બંસીધર

બીજા વિદ્યાર્થીઓના સંગાથની ખાતરજ કાશી જવાનું મુલતવી રાખે છે, ત્યારે ત્હેમણે મૃદુ હાસ્યપૂર્વક કહ્યું "બેટા! એકલા આવ્યા છીએ અને એકલા જઇશું. તો પછી સંગાથ કોનો જોઇએ? જે કાંઇ કરવું હોય તે કર, હવે અહિં વધારે વાર થોભવું ઉચિત નથી.

પરમહંસ સ્વામી જે પ્રમાણે 'હરહર મહાદેવ' બોલતા બોલતા આવ્યા હતા તેજ પ્રમાણે ઉચ્ચાર કરતા કરતા પાછા ચાલ્યા ગયા. પરમહંસજી કોણ છે. કયા સંપ્રદાયના છે, ત્હેમનું નામ શું છે એ બધું જાણવાની વિશુદ્ધાનંદજીને ઘણી ઇચ્છા હતી પણ પરમહંસજીનું ગમન એટલી ઝડપથી થયું કે ત્હેમની એ ઇચ્છા મનમાં ને મનમાંજ રહી ગઇ.

વિશુદ્ધાનંદજીએ હવે નાસિક છોડવાનો દૃઢ સંકલ્પ કર્યો અને કેટલાક યાત્રાળુઓ ઔરંગાબાદ જતા હતા ત્હેમની સંગાથે પોતે પણ પ્રયાણ કર્યું. થોડે દૂર ગયા પછી એ યાત્રાળુઓને વિશુદ્ધાનંદજી ઉપર શક ગયો કે રખે આ કોઈ ઠગનો ભેદુ તો નહિ હોય. એવી આશંકાથી ત્હેમણે વિશુદ્ધાનંદજીને પોતાની સાથે આવવાની મના કરી અને જણાવ્યું કે હમારી મરજી વિરૂદ્ધ આવીશ તો ત્હારાં હાડકાં ખોખરાં કરી નાખીશું.

યાત્રાળુઓએ આ પ્રમાણે ધમકી બતાવ્યાથી સ્વામીજી ઇલોરાની ગુફાની પાસેના 'રોજા' નામના ગામ આગળથી ત્હેમનો સંગાથ છોડી દઈને એકલાજ જવા લાગ્યા. ઇલોરાથી દૌલતાબાદ જતાં રસ્તામાં ત્હેમનું શરીર બગડી આવ્યું. જ્વર ઘણા જોરથી ચ્હડી આવ્યો અને દસ્ત પણ ઉપરા ઉપરી થવા લાગ્યા. સ્વામીજીએ લોથ પોથ થઇ જઈને બૌદ્ધ મંદિરના એક ભાગ્યા તુટયા ખંડેરમાં આશ્રય લીધો. અને એ સ્થાનમાં ત્રણ દિવસ સુધી ભૂખ્યા તરસ્યા અચેતન દશામાં પડ્યા રહ્યા. ત્રીજે દિવસે જ્યહારે એમને શુદ્ધિ આવી ત્યહારે

પાસેના નાળામાંથી પાણી પી આવ્યા અને પાછા પોતાની ગુફામાં જઇને સૂઇ રહ્યા. તૃષા તો આ પ્રમાણે નિવારણ થઇ જતી હતી પણ ક્ષુધા નિવારણનો કોઇ ઉપાય નહોતો.

એક દિવસ સંધ્યાકાળે બે હિન્દુ વટેમાર્ગુ ત્હેમની પાસે આવ્યા, દેખાવમાં એ ભોળા અને બીકણ જણાતા હતા, પણ ખરૂં જોતાં પક્કા ઠગ હતા. એ વખતે હિન્દુસ્તાનમાં ઠગ લોકોનું ઘણુંજ જોર હતું. એ બે વટેમાર્ગુઓએ ત્હાં આગળ રસોઇ કરી અને એમાંથી થોડીક મીઠાઇ સ્વામીજીને પણ આપી. સ્વામીજીને ભૂખ એટલી બધી લાગી હતી કે આગળ પાછળનો જરાપણ વિચાર કર્યા વગર એ મીઠાઇ સત્વર ખાઇ ગયા. એ વખતે એમને ખબર નહોતી કે આ મીઠાઇમાં વિષ મેળવેલું છે. ઠગ લોકોને મનમાં એવો વહેમ ભરાયો હતો કે આ કોઇ બ્રહ્મચારી નથી પણ હમારા ત્રાસથી બચવાને માટે આવા વેષમાં પ્રવાસ કરનાર કોઇ શેઠીઓ, અથવા શેઠીઆનો દૂત છે, એના પુસ્તકોની વચમાં જરૂર કાંઇ ધન સંતાડેલું હશે.

ઠગ લોકોએ આપેલા વિષની અસર સ્વામીજીના શરીર ઉપર ઘણી જલદી થઈ. શ્વાસ રૂંધાવા લાગ્યો, કંઠ સુકાવા લાગ્યો અને નેત્ર બંધ થઇ ગયાં. વિષની અસર થયેલી જોઇને પાપીઓએ સ્વામીજીના હાથપગ દોરડાથી મજબૂત બાંધી દીધા, તથા મ્હોંમાં ડુચો માર્યો અને પુસ્તક, વસ્ત્ર વગેરે ઉપાડીને ચાલતા થયા. નિઃસંદેહ સ્વામીજીની પોટલીમાં ધન તો અવશ્ય હતું, પણ એ ધન એવું નહોતું કે જહેને ચોર કે ઠગ ચોરી જઇ શકે. એ તો વિદ્યારૂપી અમૂલ્ય ધન હતું, કે જહેનો ઉપભોગ અધિકારી મનુષ્યજ કરી શકે છે.

ઠગ લોકો તો પોતાને મનથી સ્વામીજીને મારીને ચાલ્યા ગયા પણ વિધાતાની લીલા વિચિત્ર છે. સ્વામીજીને જ્યહારે ભાન આવ્યું ત્યહારે તે એક સુંદર ઘરમાં કોમળ શય્યા ઉપર પોઢેલા હતા. આ ફેર-

કાર કેવી રીતે થયો તે એમનાથી કળી શકાયું નહિ. એ વિચારવા લાગ્યા કે આ તે સ્વપ્ન છે કે મગજની નબળાઇનું પરિણામ છે? પરન્તુ આસપાસ નજર નાખતાં ત્હેમણે બે પુરૂષોને પોતાની પથારીની પાસે બેઠેલા જોયા. એક યુવક હતો અને બીજો વૃદ્ધ હતો. યુવકનો વેશ સૈનિકના જેવો અને વૃદ્ધનો પંડિતના જેવો હતો. સ્વામીજીએ નમ્રતા પૂર્વક એ બે પુરૂષોને પૂછ્યું "હું ક્યહાં છું? અહિંયાં મ્હને કોણ લાવ્યું ? આપ કોણ છો ?

યુવકે ઘણા પ્રેમ અને આનંદપૂર્વક કહ્યું "આપ દૌલતાબાદમાં છો અને આ હમારૂં મકાન છે. હું અહિંનો પટેલ છું અને આ વૃદ્ધ પુરૂષ હમારા વૈદ્યરાજ છે. આજ ત્રણ દિવસ ઉપર ઇલોરાના રસ્તામાં ધાડ પડી હતી. અડધી રાતનો સમય હતો. ધાડપાડુઓ મુસાફરોનો સરસામાન લૂંટી લઇને આજુબાજુ સંતાઇ ગયા. એ ખબર પહોંચતાં વાર અહિંના અમલદારે થોડાક સિપાહીઓ સાથે લઇને એ ધાડપાડુ-ઓની પૂંઠ લેવાનો મ્હને હુકમ આપ્યો. હું તુર્તજ એમની શોધમાં નીકળ્યો. ધાડપાડુ લોકો ઘણુંખરૂં છાપો માર્યા પછી ખંડેરોમાં સંતાઇ જાય છે એવી ધારણાથી હું ત્હમે જે ખંડેરમાં પડયા હતા ત્યહાં ગયો. એ વખતે મ્હેં બે જણાને હાથમાં પોટલાં લઇને ન્હાશી જતા જોયા. મ્હેં એમને ઘાંટો પાડીને કહ્યું કે જાન બચાવવા માગતા હો તો ઉભા રહો અને સરસામાન મૂકી દો. પણ એમણે મ્હારા કહ્યાની જરા પણ પરવા ન કરી. લાચાર થઇને મ્હેં તથા મ્હારા સિપાહીઓએ ગોળી ચલાવી અને ત્હેમની જીંદગીનો અન્ત આવ્યો. મરતી વખતે ત્હેમનામાંના એક ઠગે મ્હને કહ્યું કે "આ ખંડેરમાં એક બ્રહ્મચારી પડયો છે, ત્હેને બચાવો, હમે ત્હેને ઝેર ખવરાવ્યું છે." એટલું કહેતાં કહેતામાં ત્હેનો પ્રાણ ચાલ્યો ગયો. હું ઝટપટ ખંડેરમાં ગયો તો આપને તડફડિયાં મારતા જોયા. હમને એ વખતે આશા નહોતી કે આપ

બચશો! કારણ કે મરણ વખતે જે જે ચિહ્ન મનુષ્યના શરીરમાં જોવામાં આવે છે એ બધાં આપનામાં થવા આવ્યાં હતાં. તો પણ પરમેશ્વર ઉપર ભરોંસો રાખીને હમે આપને અહિં આગળ લાવ્યા અને આ વૈદ્યરાજ પાસે ઇલાજ કરાવ્યો. એમણે આપની દવા કરવામાં તન, મન, ધનથી યત્ન કર્યો છે. ઝેરની અસર બિલકુલ કહાડી નાખવા સારૂ કેટલીક વખત આપને ઉલટી તથા ઝાડા કરાવ્યા છે. આજ હમારી ખાત્રી થઈ છે કે વૈદ્યરાજની મહેનત નિષ્ફળ નહિ જાય. એક બ્રાહ્મણ બ્રહ્મચારીના પ્રાણનુ રક્ષણ હમારા હાથે થયું એથી હમને ઘણો આનંદ થયો છે. આપનાં વસ્ત્ર તથા પુસ્તકો આ ઘરમાંજ છે. હવે આપ આ ઘરને પોતાનુંજ ગણીને બધી ચિન્તાઓમાંથી મુક્ત થાઓ.”

સ્વામીજીના આ પ્રાણરક્ષકનું નામ ગંગાધરરાવ હતું. એ સ્વધર્મનિષ્ઠ પુરૂષને ગોબ્રાહ્મણની સેવા કરવાનો ઘણો શોખ હતો; એની ઉમર ફક્ત ત્રીસ વર્ષની હતી. એની સ્ત્રી એક પુત્ર અને એક કન્યા છોડીને મરણ પામી હતી, પણ સંતાનવત્સલ ગંગાધરરાવે બીજી વાર લગ્ન કર્યું નહોતું. ગંગાધરરાવને ત્હાં સ્વામીજી પૂરા બે મહિના રહ્યા. જીવનરક્ષાના પ્રત્યુપકારરૂપે કહો, કે આશ્રયદાતા પ્રતિ કૃતજ્ઞતા બતાવવા ખાતર કહો, અથવા મનુષ્ય સ્વભાવમાં સાધારણ રીતે રહેલા પરસ્પર પ્રેમને લીધે કહો, ગમે તેમ કહો પણ એટલું તો ખરૂંજ કે સ્વામી વિશુદ્ધાનંદ દૌલતાબાદ આવીને મોહજાળમાં ફસાઈ ગયા. જો કે શરીર સારૂં થયા પછી પોતે મધુકરી વૃત્તિથી ઉદરપોષણ કરતા હતા, અને બ્રહ્મચર્યના નિયમનો ભંગ કર્યો નહોતો, તો પણ કર્તવ્યપરાયણતામાં શિથિલતા આવી ગઇ હતી. એક દિવસ સાયંકાળે પોતે કથા વાંચી રહ્યા હતા. આખા દિવસનો થાકેલો ગંગાધરરાવ પોતાની માતા અને સંતાનની સાથે એ કથા સાંભળીને થાક

ઉતારી રહ્યો હતો; રાજર્ષિ ભરતનું ઉપાખ્યાન ચાલી રહ્યું હતું. ચક્રવર્તી મહારાજા ભરત, જ્હેમના નામ ઉપરથી આપણો દેશ ભરતખંડ કહેવાય છે, તે પોતાના સમૃદ્ધિવાન રાજપાટ, તથા પુત્રપુત્રાદિનો ત્યાગ કરીને દયાવશ એક હરણીનું બચ્ચું પાળવાથી કેવી રીતે તપોભ્રષ્ટ થયા હતા એ વિષય ચાલી રહ્યો હતો. સ્વામીજી એ વ્યાખ્યાનને પ્રીતિપૂર્વક સંભળાવી રહ્યા હતા એવામાં એ કથાએ એકાએક ત્હેમના હૃદય ઉપર અસર કરી અને ત્હેમની મોહનિદ્રા ઉડી ગઇ.

હવે એમને ખબર પડી કે, જે દશા ભરતની થઇ હતી તેજ દશા પોતાની થઈ રહી છે. ભરત રાજ્ય અને પુત્ર કલત્રને છોડીને મૃગબાલના સ્નેહમાં ફસાયા હતા તેમ પોતે પણ બાપના કરતાં પણ અધિક વ્હાલા મામા મામીના કુટુંબનો ત્યાગ કરીને અહિંયા નવું કુટુંબ વસાવી રહ્યા છે. એમણે પોતાના મનને ઠપકો દઇને કહ્યું 'સંસારીઓની સાથે રહેવું હતું તો પછી મામાને ત્હાં શું દુઃખ હતું. નાહક આટલી બધી તસ્દી વેઠી.'

કથા પૂરી થયા પછી એમણે પોતાનો મનોભાવ ગંગાધરરાવ આગળ પ્રગટ કર્યો. અને દૌલતાબાદમાંથી ચાલ્યા જવાની રજા માગી. સ્વામીજીને જવાને માટે ઉત્સુક જોઇને ધર્માત્મા ગંગાધરરાવને ઘણું દુઃખ થયું તોપણ ત્હેણે એમની યાત્રામાં કાંઈ વિઘ્ન નાખ્યું નહિ, ત્હેણે સ્વામીજીની યાત્રાનો સામાન તૈયાર કરાવ્યો. થોડું ઘણું ધન પણ આપવા માંડયું પણ સ્વામીજીએ આગ્રહપૂર્વક ના કહી. ગંગાધરરાવે લાચાર થઇને શીત નિવારણને વાસ્તે એક ગોદડી અને પ્રવાસમાં બેસવા સારૂ એક ટટ્ટુ આપીને સ્વામીજીને વિદાય કર્યા. જતી વખત ગંગાધરરાવ થોડે સુધી વળાવવા ગયા અને વિદાય માગતી વખત એક પત્ર સ્વામીજીના હાથમાં આપીને કહ્યું, આપને કોઈ વસ્તુની આવશ્યકતા પડે, ત્હારે આ પત્ર ઉઘાડીને વાંચશો, એથી આપની

અભિલાષા પૂર્ણ થશે. સ્વામીજીએ એ પત્રને ભલામણનો કાગળ સમજીને વગર વાંચેજ પોતાની પાસે રાખી મૂક્યો, સ્વામીજીને એ વખતે ખબર નહોતી કે આ ગોદડીમાં ગંગાધરરાવે સોનામહોરો સંતાડી રાખી છે.

દૌલતાબાદથી સ્વામીજી ઓંકારનાથ પહોંચ્યા. ઓંકારનાથનું તીર્થ મહાદેવજીનાં બાર જ્યોતિર્લિંગોમાંનું એક છે, એ સ્થાન પવિત્ર નર્મદા નદીના દક્ષિણ કિનારા ઉપર આવ્યું છે. ઘણું રમ્ય અને સોહામણું છે. ત્યહાં હોલકરનુ રાજ્ય છે. એ દિવસોમાં અનેક સાધુ સંન્યાસી ત્યહાં જઈને શિવજીની આરાધના કરતા હતા. ત્યહાં આગળ એક દરિદ્ર કાન્યકુબ્જ બ્રાહ્મણ, જહેની ઉમર એંશી વર્ષથી ઓછી નહિ હોય, તે ઘણા ઊંચા અને મધુર સ્વરે **दारिद्र्यदुःखदहनाय नमः शिवाय** ” એ સ્તોત્રનો મંદિરની સ્હામે પાઠ કરતો નિત્ય સ્વામીજીના દીઠામાં આવતો. પૂછપાછ કરતાં માલૂમ પડયું કે એને ચાર કુંવારી કન્યાઓ છે, અને કાન્યકુબ્જ બ્રાહ્મણોમાં કન્યાદાનની સાથે પુષ્કળ ધન આપવાનો રિવાજ હોવાથી આ દુઃખી બ્રાહ્મણ મહેશ્વરના દરબારમાં પોકારવા આવ્યો છે.

સ્વામી વિશુદ્ધાનંદને આ દીન બ્રાહ્મણ ઉપર ઘણીજ દયા આવી અને ગંગાધરરાવે આપેલો પત્ર એને મદદ કરવામાં ઉપયોગી થઈ પડે તો એ દ્વારા એને સાહાય્ય કરવાનો સંકલ્પ કર્યો. એ પત્ર ફોડીને વાંચ્યો તો એમાં લખ્યું હતુ કે ‘આપ જેવા સત્પાત્ર બ્રાહ્મણ હમારે ઘેરથી ખાલી હાથે જાય એ ઠીક નહિ જણાયાથી, આપની આજ્ઞા લીધા વગરજ થોડીક અશરફીઓ મ્હેં આપની ગોદડીમાં સંતાડી રાખી છે. જ્યહાં જ્યહાં જાડો દોરો દીધો છે અને થીગડાં મારેલાં છે, ત્યહાં ત્યહાં અશરફીઓ છે. આશા છે કે એ કોઈ દિવસ આપને કામ લાગશે.’

આ પત્ર વાંચ્યાથી સ્વામીજીના હર્ષનો પાર રહ્યો નહિ. એમણે ગોદડી ઉકેલી નાખી તો સોનામહોરનો ઢગલો થઈ ગયો. એ બધી

અશરફીઓ લઇને એ ચૂપચાપ દરિદ્ર બ્રાહ્મણની પાસે ગયા. બ્રાહ્મણે પ્રથમ એ ધનને ચોરીનો માલ ગણીને લેવાને ના કહી, પણ વિશુદ્ધા- નંદજીએ ઘણોજ આગ્રહ કર્યાથી મહેશ્વરની કૃપાનું ફળ ગણીને આદર- પૂર્વક ત્હેનો સ્વીકાર કર્યો.

ઓંકારનાથજીના ચાલ્યા સ્વામીજી ઉજ્જન આવ્યા. ત્હાં એમણે સાંભળ્યું કે મહાકાલેશ્વર મંદિરમાં શિવપંચાક્ષર મંત્રનો જપ કર્યાથી સર્વ પ્રકારની કામના પૂર્ણ થાય છે. સ્વામીજીને વિદ્યા પ્રાપ્ત કરવાની ધૂન લાગી હતી એટલે ત્હેમણે વિધિપૂર્વક એ મંત્રનો જપ કરવાનો આરંભ કર્યો. જ્યહાં સુધી એ જપ થયો ત્હાં સુધી એ ભિક્ષા માગવા પણ કહીં જતા નહિ. એક મારવાડી એમના સ્થાન ઉપર આવીને એ મુઠી ચણા નાખી જતો એ ખાઇને નિર્વાહ કરતા.

ઉજ્જનથી ઇન્દોરને રસ્તે ગ્વાલિયર પહોંચ્યા. ગ્વાલિયર સિંધિયા મહારાજાની રાજધાની છે અને સુંદર શહેર છે. એ વખતે મ્હોટા મ્હોટા પંડિતો એ રાજધાનીની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા હતા. સિંધિયા સરકાર એમનો ઘણો આદરસત્કાર કરતા હતા. સ્વામીજીએ સાંભળ્યું હતું કે ગ્વાલિયરમાં શાસ્ત્રનો વિદ્યાભ્યાસ સારો થાય છે. એજ ઉદ્દેશથી એ ગ્વાલિયર ગયા હતા; પણ એમને ખબર નહોતી કે એ વખતમાં ગ્વાલિયર જવું એ જાણી જોઇને વિપત્તિ વ્હોરી લેવા જેવું હતું.

સન ૧૮૪૩ માં જુનકુજીરાવ સિંધિયાનું મૃત્યુ થયું. ત્હેને કોઇ સંતાન નહોતું. રાણી તારાબાઈ જે એ સમયે તેર ચૌદ વર્ષની ઉમર ની હતી, ત્હેણે પોતાના કુટુંબના એક આઠ વર્ષના બાળક જીયાજીરાવને દત્તક લઇને પોતાના સ્વામીની ગાદી ઉપર બેસાડી દીધો. રેસિડેન્ટની સંમતિથી મહારાજાના મામા સાહેબ રાજકારભાર ચલાવવા લાગ્યા. આ વાત તેજસ્વી દાદા ખાસગીવાળાથી સાંખી શકાઈ નહિ. એણે

રાણીની સાથે મળી જઈને મામા સાહેબને કહડાવી મૂકીને બધી સત્તા પોતાના હાથમાં લીધી. રેસિડેન્ટ સાહેબે મામલો બગડતો જોઇને પોતાનો મુકામ ધોલપુરમાં કર્યો.

એવામાં સિંધિયાની સેનામાં ફાટફુટ થઈ. કેટલાક દાદા ખાસગીવાળાના અને કેટલાક બાપૂ સિતોલિયાના સહાયક બન્યા. પરસ્પર યુદ્ધ થયું. એકબીજાના આદમીઓને શક ઉપરથી કેદ કરવા માંડયા. એ સમયે સ્વામી વિશુદ્ધાનંદજી બાપૂ સિતોલિયાના એક સ્નેહી સરદારને ત્હાં, કોઇ પંડિતની સાથે ઉતર્યા હતા. દાદા ખાસગીવાળાના માણસોએ રાતે એ ઘર ઉપર હુમલો કર્યો. સરદાર માર્યો ગયો, ઘરબાર લૂંટાઇ ગયાં, અને કેટલાક માણસો સાથે સ્વામીજી પણ કેદ પકડાયા.

બુદ્ધિમતી રાણી તારાબાઇએ જોયું કે પરસ્પર યુદ્ધથી સેના અને રાજ્યનો વિનાશ થશે. એણે યુદ્ધ બંધ કરવાની આજ્ઞા આપી. દાદા ખાસગીવાળાને કેદ કરીને આગ્રા મોકલી આપ્યો અને બાપૂ સિતોલિયા દીવાન થયો. એને જ્યહારે પોતાના મિત્રના માર્યા ગયાની તથા ત્હેના નોકરો અને આશ્રિતો કેદ પકડાયાની ખબર પડી, ત્યહારે એણે તરતજ એમને છોડી મૂકવાની આજ્ઞા આપી. આ રીતે સ્વામીજીનો છુટકારો થયો.

સ્વામીજીની સાથે સિતોલિયાનો વિશેષ પરિચય થઈ ગયો હતો. પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી, જ્હેમની સાથે સ્વામીજી કેદ પકડાયા હતા અને બાપૂ સિતોલિયાના સ્વર્ગસ્થ મિત્રના ઘણા કૃપાપાત્ર હતા, ત્હેમણેજ એ પરિચય કરાવી આપ્યો હતો. ગ્વાલિયરમાં યુદ્ધની તૈયારીઓ જોઈને એમણે ત્હાંથી જવાની વિદાય માગી. બાપૂ સિતોલિયાએ ગ્વાલિયરમાં રહેવાનો ઘણો આગ્રહ કર્યો. પણ સ્વામીજીની ઇચ્છા આગળ જવાની હોવાથી, લાચારીએ વસ્ત્રાલંકાર આદિથી સન્માનિત કરીને વિદાય આપી.

ગ્વાલિયરથી બિઠુરની તરફ જતી વેળા રસ્તામાં અંગ્રેજ સરકારની ફોજે ત્હેમને સિંધિયાના ગુપ્તચર ધારીને કેદ પકડયા. એમણે ઘણુંએ કહ્યું કે હમે નિરપરાધી છીએ, પણ અમલદારોને એમના ઉપર વિશ્વાસ ન આવ્યો. એમને એવો શક હતો કે આ બે જણા ગ્વાલિયર તરફથી બાજીરાવને ખબર પહોંચાડે છે. આખરે સિંધિયાની ફોજ મહારાજપુર અને પનિયરના યુદ્ધમાં પરાસ્ત થઇ અને અંગ્રેજ સરકારની સાથે નવી સંધિ થઈ ત્યારે સ્વામીજી અને ત્હેમના સાથી પંડિતજીનો છુટકારો થયો. ફરીથી રખે એ પ્રમાણે કોઈ શક ઉપરથી પકડી ન લે એટલા સારૂ ત્હેમણે અંગ્રેજ સેનાનાયક પાસેથી બલામણનો પત્ર લઈ લીધો. આ આપત્તિઓ સમયે પંડિતજીનુ ધૈર્ય ચાલ્યું જતું હતું, એ ઘરબાર અને સગાંસંબંધીઓને સંભારીને રોદન કર્યા કરતા હતા, પણ વિશુદ્ધાનંદજીનુ ચિત્ત જરા પણ ચલિત થયું નહોતું. એતો પહેલાંની માફકજ ધર્મશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનની વાતો કર્યા કરતા અને નિશ્ચિન્ત અને સુખ રહેતા.

જે સમયનું હમે વર્ણન કરીએ છીએ તે સમયના બિઠુરમાં અને આજના બિઠુરમાં ઘણું અંતર છે. હાલ બિઠુર સુનસાન છે. પણ એ વખતે એ સુંદર સોહામણું નગર વારાણસીનું પ્રતિસ્પર્ધી થઈ રહ્યું હતું. ઈ. સ. ૧૮૧૮માં પ્રસિદ્ધ મહારાષ્ટ્ર નરેશ બાજીરાવ પેશવા અંગ્રેજોથી પરાજીત થઈને, સ્વદેશ અને સ્વરાજ્ય ગુમાવીને આઠ લાખનું પેનશન લઈને બિઠુરમાં આવી રહ્યો હતો. એ વખતે એની પાસે મ્હોટી સેના નહોતી એ વાત ખરી પણ ત્હેની વિદ્વાન વિપ્રમંડળી એ સમયે પણ ત્હેની સાથે હતી. હજારો વિદ્વાન બ્રાહ્મણો એ સમયે બાજીરાવના આશ્રય નીચે શાસ્ત્રચર્ચા કરી રહ્યા હતા. બિઠુર એ સમયે વેદના સુમધુર ધ્વનિથી ગુંજી રહ્યું હતું: દૂર દેશાવરથી આવેલા પંડિતો પોતાની વિદ્યાનો ચમત્કાર બતાવીને ઉદાર બાજીરાવ

પાસેથી યોગ્ય પુરસ્કાર પ્રાપ્ત કરતા હતા.

એ સમયમાં બિઠુરમાં પંડિત રાઘવેન્દ્રાચાર્ય નામના વૈષ્ણવ સંપ્રદાયના એક વિદ્વાન બિરાજતા હતા. પંડિત રાઘવેન્દ્રાચાર્ય વ્યાકરણ શાસ્ત્રમાં એક્ક્ષ હતા. પેશવાને ત્યહાંથી એમને વર્ષાસન મળતું હતું, એટલે ઉદરનિર્વાહને માટે ફિકર નહોતી, પવિત્ર ગંગામાં સ્નાન કરતા, હરિભજન કરતા અને વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ કરાવતા. એ જેટલા વિદ્વાન હતા તેટલાજ સદાચારી પણ હતા. વ્યાકરણ શાસ્ત્રમાં એમણે ઘણો સુધારો કર્યો હતો. નાગેશ ભટ્ટના અત્યુત્તમ ગ્રન્થ 'પરિભાષેન્દુ શેખર'ની એમણે કરેલી ટીકા એ વખતે ઘણી પ્રશંસા પામી હતી. રાઘવેન્દ્રાચાર્યના વૃદ્ધ શિષ્યો, જેઓ છેક હમણા સુધી હયાત હતા તેમને મ્હોંએ સાંભળવામાં આવ્યું છે કે, રાઘવેન્દ્રાચાર્યનો આશ્રમ જોઇને એવો ભાસ થતો હતો કે જાણે વાલ્મિકી અને પાણિનીના પુણ્ય અને શ્રમનું ફળ અત્યહારે પ્રગટ થઇ રહ્યું છે.

પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી સ્વામી વિશુદ્ધાનંદજીને લઇને પોતાના જૂના મિત્ર રાઘવેન્દ્રાચાર્યજીના આશ્રમમાં પહોંચ્યા અને પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા બાદ શાસ્ત્રીજીએ હસીને કહ્યું કે, આજ આપને ભેટ કરવા સારૂ હું આ વિદ્યાર્થી લાવ્યો છું. એને આપ સાધારણ વિદ્યાર્થી ન સ્હમજશો, એ ઘણો ચંચળ પુરૂષ છે. મ્હને તો લાગે છે કે તપસ્વી વિશ્વામિત્રની શસ્ત્ર વિદ્યાએ દશરથ કુમારની પાસે જવાથી જેવું ફળ પ્રગટાવ્યું હતું તેવુંજ પરિણામ આપની સંસ્કૃત વિદ્યા આ વિદ્યાર્થીદ્વારા પ્રકટાવશે.

આચાર્યે સ્મિત પૂર્વક ઉત્તર આપ્યો 'હા ! એમાં આશ્ચર્ય શું છે?! વિશ્વામિત્રે જે પ્રકારે દશરથ કુમારનો પોતાના આરાધ્ય તરીકે સ્વીકાર કર્યો હતો, તેવીજ રીતે હું પણ એમનો સ્વીકાર કરૂ છું અને સંભવ છે કે હું પણ એજ પ્રમાણે કૃતાર્થ થઇશ.

પંડિત રામકૃષ્ણ, સ્વામી વિશુદ્ધાનંદજીને અનેક પ્રકારની શિખામણો આપીને, આશ્રમમાં મૂકીને ચાલ્યા ગયા. રાઘવેન્દ્રાચાર્યજીએ ખરા દિલથી એમને ભણાવવું શરૂ કર્યું અને સ્વામીજીએ પણ એકાગ્રતાથી વિદ્યાભ્યાસ કરવા માંડયો. એનું પરિણામ એ થયું કે ત્રણ વર્ષમાં સિદ્ધાન્ત કૌમુદી, મનોરમા, શબ્દેન્દુશેખર, પરિભાષેન્દુશેખર અને મહાભાષ્ય જેવા વ્યાકરણના ગ્રન્થ એમને સારી પેઠે આવડી ગયા.

બાલ્યાવસ્થાથીજ વિશુદ્ધાનંદજી ગુરૂભક્તિ કરતાં શીખ્યા હતા. એક દિવસ પંડિત રાઘવેન્દ્રાચાર્ય પોતાના શિષ્યોની સાથે ગંગાના કિનારા ઉપર સંધ્યોપાસના કરી રહ્યા હતા. ચોમાસાના દિવસ હતા. ગંગામાં પૂર આવી રહ્યું હતું. ભાગીરથીનો ઘનઘોર શબ્દ બિઠુરના શાન્ત કિનારાની શાન્તિમાં ભંગ કરી રહ્યો હતો. અકસ્માત્ એક વિદ્યાર્થીનો પગ ખસી ગયો અને જોતજોતામાં એ ગંગાના પ્રવાહમાં તણાવા લાગ્યો. ડુબતી વખતે એ બુમ પાડી ઉઠયો 'ગુરૂજી! બચાવો! હું બુડી મુઓ.! ગુરૂજી પણ ગભરાઈ ગયા. શું કરવું એ હેમને સ્હમજાયું નહિ. હેમણે પોતાની પાસે બેઠેલા વિદ્યાર્થીઓને કહ્યું 'જુઓ એ ડુબી ન જાય. ગુરૂવચન સાંભળતતાંવારજ એક વિદ્યાર્થી કુદી પડયો અને પોતાના ગુરૂબન્ધુને બચાવવા ગંગાના પ્રવાહમાં તણાવા લાગ્યો. જોત જોતામાં બન્ને વિદ્યાર્થી અદૃશ્ય થઈ ગયા. ગુરૂજીએ એમની શોધમાં ગંગાના કિનારા ઉપર દૂરદૂર સુધી માણસો દોડાવ્યા પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. ગુરૂજીને પણ ઘણોજ શોક થયો કારણ કે ગુરૂની આજ્ઞા સાંભળતાં વારજ પોતાના પ્રાણને જોખમમાં નાખીને ગંગાના પ્રબળ પ્રવાહમાં ઝંપલાવનાર વિદ્યાર્થી બીજો કોઇ નહિ પણ આપણા ચરિત્રનાયક વિશુદ્ધાનંદજીજ હતા.

બીજે દહાડે પ્રાતઃકાળે પંડિતજી પોતાના આશ્રમમાં ઉંડા વિચારમાં ગરકાવ થઈને બેઠા હતા તે સમયે અચાનક સ્વામી વિશુ-

દ્ધાનંદજી પોતાના સહાધ્યાયી વિદ્યાર્થીને સાથે લઈને આવી પહોંચ્યા અને ગુરૂચરણમાં નમસ્કાર કર્યા. સ્વામીજીએ એ વિદ્યાર્થીને બચાવવામાં ઘણો પરિશ્રમ અને બુદ્ધિ વાપર્યા હતાં, તેથી એમનો વૃત્તાંત સાંભળીને ગુરૂજીએ ઘણો ધન્યવાદ આપ્યો.

વ્યાકરણમાં પારંગત થયા પછી વિશુદ્ધાનંદજીને યોગનો અભ્યાસ કરવાની લાલસા ઉત્પન્ન થઇ. એ વિદ્યા ઉપાર્જન કરવા સારૂ પોતે બિઠુરથી હરિદ્વાર ગયા. બિઠુરથી હરિદ્વાર પહોંચતાં એમને ત્રણ ચાર માસ લાગ્યા હતા. જે હરિદ્વારમાં ભાગીરથીનું અપૂર્વ દસ્ય છે. જ્યહાં અલભ્ય નિર્મળ જળનો પ્રવાહ વહી રહ્યો છે. જ્યહાં એક દિવસ મહાત્મા મૈત્રેય અને વિદુરનો સંવાદ થયો હતો અને શ્રીમદ્ ભાગવતની કથા સંભળાવવામાં આવી હતી, તે હરિદ્વાર તીર્થ જોઇને સ્વામીજી ઘણા પ્રસન્ન થયા. હરિદ્વારની દક્ષિણમાં 'કનખલ' ગામ, જ્યહાં આગળ દક્ષેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ મંદિર છે અને જે ભગવતી દાક્ષાયણીના પવિત્ર ચરિત્રનું સ્મારક છે, ત્યહાં આગળ સ્વામીજીએ નિવાસ કર્યો. કનખલમાં થોડા દિવસ રહીને પોતે બદરિકાશ્રમ પધાર્યા. ત્યહાં આગળ અનેક પરમહંસ, યોગી તથા સંન્યાસીઓનાં દર્શન કર્યાં અને યોગ ભણવાની ઇચ્છા દર્શાવી, ત્યહાં આગળ ત્હેમને એક યોગીરાજનો મેળાપ થયો. એમણે કહ્યું કે 'જે મહાત્માઓ યોગાભ્યાસ કે આત્મજ્ઞાનથી નિષ્પાપી થઇને જ્ઞાની કહેવરાવવાના અધિકારી થયા હોય ત્હેમને સારૂ બદરિકાશ્રમ છે. આરૂરૂક્ષુ અર્થાત્ જેઓ યોગના ઉંચા માર્ગ ઉપર ચઢવાની ઇચ્છા રાખે છે અને જિજ્ઞાસુ અર્થાત્ જ્હેમને આત્મતત્ત્વ કે યોગશાસ્ત્ર ભણવાની ઇચ્છા છે ત્હેમણે નીચે હરિદ્વાર કે હૃષીકેશમાં જઇને પોતાનો અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ.

બદરિકાશ્રમમાં ઘણી ટહાડ પડવાથી થંડી મોસમમાં ત્યહાં કોઇ રહેતું નથી. પંડાઓ ત્યહાંથી ઉતરી આવીને દેવપ્રયાગ આદિ સ્થાનો-

માં ચાલ્યા જાય છે અને બદરિકાશ્રમના મુખ્ય અધ્યક્ષ જ્હેને રાવળ કહે છે તે પોતાના દળ સાથે જ્યોસી મઠમાં આવી રહે છે. ત્હાં આગળ છ મહિના સુધી ભગવાન બદરીનારાયણનું પૂજન થાય છે.

યોગીરાજ સ્વામી વિશુદ્ધાનંદને પોતાની સાથે જ્યોસી મઠમાં લેતા આવ્યા હતા. યોગીરાજ પોતે જ્યોસી મઠની પાસેના વિષ્ણુ પ્રયાગ નામક સ્થાનમાં એકાંતમાં રહેતા હતા. દિવસના એ સ્વામીજી પાસે આવી જતા અથવા તો સ્વામીજી એમની પાસે ચાલ્યા જતા, પરન્તુ રાત્રે વિશુદ્ધાનંદજીને પોતાના સ્થાનમાં રહેવા દેતા નહોતા. સ્વામીજીએ એ યોગીરાજ પાસે યોગ ક્રિયા અને યોગ શાસ્ત્રનું રહસ્ય થોડા દિવસમાં શીખી લીધુ.

હિમાલયનાં બધાં જોવાલાયક તીર્થસ્થાનોમાં જઈ આવ્યા પછી સ્વામીજી હૃષીકેશમાં આવી વસ્યા. હૃષીકેશ એ દિવસોમાં ખરે-ખર તપોવન હતું. એ વખતના હૃષીકેશ સંબંધી વાત નીકળતા સ્વામી વિશુદ્ધાનંદજી કહેતા હતા કે “મહર્ષિઓના જે શાન્ત આશ્રમોનું વર્ણન આપણા ઇતિહાસ પુરાણોમાં પ્રસિદ્ધ છે, ત્હેનું અવિકલ ચિત્ર એ વખતનું હૃષીકેશ હતું. આજકાલની પેઠે એ સમયે ત્હાં સાધુઓના બંગલાઓ નહોતા. એ વખતે કોઈ સંન્યાસી પોતાની પાસે ધન રા-ખતો નહોતો, તેમજ કોઈના નામની હુંડીઓ ચાલતી નહોતી, છતાં પણ એ સમયના સંન્યાસીઓનું જીવન એવું અમૂલ્ય હતું કે હાલના બધા સંન્યાસીઓ મળીને પણ એ વખતના એક સંન્યાસીની બરાબરી ન કરી શકે. આખી દુનિયાની સંપત્તિ એ તપસ્વીઓની દૃષ્ટિમાં તુચ્છ હતી, હૃષીકેશના દર્શન માત્રથી અભિજ્ઞાન શાકુન્તલના દુષ્યન્તની પેઠે એ સમયે મુખમાંથી ઉદ્ગાર નીકળતા કે “**शान्तमिदमाश्रमपदम् ।**”

હૃષીકેશમાં સ્વામી વિશુદ્ધાનંદજીએ થોડા દિવસ રહીને સ્વામી ગોવિંદાશ્રમજી પાસે યોગ વિદ્યા અને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કર્યો. સ્વામી

ગોવિંદાશ્રમજી પૂરા વિરક્ત હતા. એમના ચારિત્ર્યની અસર વિશુદ્ધાનંદજી ઉપર ઘણી સારી થઈ હતી. સ્વામી વિશુદ્ધાનંદજી એ સમયમાં આસપાસ ઘણું ફર્યા કરતા હતા. કનખલ અને હૃષીકેશમાં અધિક રહેતા હતા. એમનો નિવાસ કનખલમાં દક્ષેશ્વરના મંદિરમાં, હરિદ્વારમાં બિલ્વકેશ્વરમાં અને હૃષીકેશમાં ગંગા કિનારાની ઝાડીમાં હતો.

એ વખતે એમનો વેશ પણ એવો હતો કે એ અલમસ્ત સાધુ જેવા દેખાતા હતા. માથા ઉપર વાળ, એક હાથમાં સોટો અને બીજા હાથમાં કમંડળ, ખભા ઉપર મૃગછાલા, બગલમાં પુસ્તક, તરૂણ વય અને સુદર શરીર, જોનારાઓના ચિત્તનું આકર્ષણ કરતાં હતાં. સ્વામી ગોવિંદાશ્રમજીએ એક દિવસ લાડમાં એમને "વીરભદ્ર" નામથી બોલાવ્યા હતા. ત્ય્હારથી કેટલાક લોકો એમને બંસીધર બ્રહ્મચારી અને ઘણા વીરભદ્ર બ્રહ્મચારી નામથી બોલાવતા હતા.

ઉત્તર દેશમાં એમણે ત્રણ વર્ષ સુધી વાસ કર્યો. એટલા સમયમાં એમણે અનેક તીર્થોની યાત્રા કરી અને અનેક સુયોગી અને સંન્યાસીઓના સમાગમમાં આવ્યા. કૃષ્ણચાંદ્રાયણ આદિ વ્રત તથા ગાયત્રી આદિ મંત્રોના જપથી શરીર અને અંતઃકરણના દોષ દૂર કરવા પ્રયત્ન કર્યો. જ્યોસી મઠના યોગીરાજ પાસેથી જે વિદ્યા મેળવી હતી તે નિરંતર સાધુઓના સહવાસમાં રહેવાથી વધતી ગઈ. એ પોતે કેટલાએ દિવસ સુધી સમાધિસ્થ થઈને ધ્યાનમાં પડયા રહેતા હતા. હઠયોગમાં તો એ નિપુણ થઈ ગયા હતા પણ રાજયોગનુ એમને વિશેષ જ્ઞાન નહોતું.

સ્વામી ગોવિંદાશ્રમજીએ ત્હેમને રાજયોગ ભણાવતી વખતે એક દિવસ નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતો.

"યોગશાસ્ત્રમાં ત્હારો અત્યંત અનુરાગ જોઇને મ્હારે કહેવું પડે છે કે સંન્યાસીને માટે લૌકિક વિષયો જે પ્રમાણે વિષની પેઠે

ત્યાગ કરવા લાયક છે તેજ પ્રમાણે યોગજ વિષય પણ ત્યાજ્ય છે. જો ત્હારી ઇચ્છા સંન્યાસ ગ્રહણ કરવાની હોય તો સ્મરણમાં રાખવું જોઇએ. કે એક દિવસ યોગસિદ્ધિની દુર્વાસનાનો પણ પરિત્યાગ કરવો પડશે.

વિશુદ્ધાનંદજીએ સંદેહપૂર્વક નિવેદન કર્યું ' મહારાજ ! યોગ શું સંન્યાસને પ્રતિબંધક છે કે એક દિવસ યોગસિદ્ધિની વાસના પણ ત્યજવી પડશે ? શું યોગકામના પણ વિષયવાસનાની સમાન દુર્વાસના છે ? જો એવુંજ છે તો પછી શાસ્ત્રોમાં યોગનું વિધાન શા સારૂ છે ? ”

ગોવિંદાશ્રમઃ—હા ! વત્સ ! યોગવાસના પણ એવીજ છે. શાસ્ત્રોએ અધિકાર મુજબ બધી વાતોનું વિધાન કર્યું છે. રાજયોગ એક પ્રકારે સંન્યાસીનો સહાયક બની શકે છે પણ હઠયોગ નહિ. સંન્યાસ પ્રકરણમાં જ્યહાં યોગની પ્રશંસા છે ત્યહાં રાજયોગ સ્હમજવો જોઇએ અને જ્યહાં નિંદા હોય ત્યહાં હઠયોગની નિંદા છે એમ માનવું જોઇએ.

વિશુદ્ધાનંદ—લૌકિક વિષયો તો પ્રત્યક્ષ રૂપે મનુષ્યના અધઃપતનના હેતુરૂપ છે, પણ હઠયોગ પણ એવો છે એ વાત મ્હારી મંદ બુદ્ધિથી સ્હમજી શકાતી નથી.

ગોવિંદાશ્રમઃ—વાસ્તવિક છે. લૌકિક વિષયો પ્રત્યક્ષરૂપે મનુષ્યના અધઃપતનના કારણરૂપ છે એ જાણ્યા છતાંએ મનુષ્ય એમાં શા સારૂ પ્રવૃત્ત થાય છે ? પ્રવૃત્તિ તો ઇષ્ટ માર્ગમાં હોવી જોઇએ. અનિષ્ટમાં નહિ! પરન્તુ ખરૂં કારણ એ છે કે મનુષ્ય ભ્રમવશ થઇને એવું કરે છે. જે લોકો ભ્રમગ્રસ્ત નથી તે લોકો એમાં ફસાતા નથી.

ભ્રમવશ થઇને લોકો હઠયોગ અથવા યોગસિદ્ધિ પ્રાપ્ત કરીને ત્હેમનેજ પુરૂષાર્થની અવધિ માનીને મહા અહંકારી બની જાય છે. કલિયુગના લોકો પોતાની શારીરિક શક્તિથીજ ફુલીને ફુલણજી બની

જાય છે તો પછી યોગસિદ્ધિ મળી જાય તો પછી એમના અભિમાન અને અત્યાચારનું શું ઠેકાણું?

વિશુદ્ધાનંદઃ—સંન્યાસી કે વિરક્ત મનુષ્ય યોગ શાસ્ત્રનો પણ વિચાર ન કરે તો બીજું શું કરે ?

ગોવિંદાશ્રમઃ—એક માત્ર બ્રહ્મવિદ્યાનો વિચાર. બ્રહ્મવિદ્યા અને વેદાન્તનો વિચાર એ સિવાયનાં બધાં શાસ્ત્ર સંન્યાસીને માટે બંધનનાં હેતુ છે.

વિશુદ્ધાનંદઃ—ત્હારે તો સંન્યાસાશ્રમ ઘણો કઠિન છે.

ગોવિંદાશ્રમઃ—કઠિન શું મહા કઠિન છે. પરન્તુ જો કોઈ એ આશ્રમને બરોબર નિભાવે તો જન્મ મરણના ચક્રમાંથી પણ નીકળી જાય છે.

આ અમૂલ્ય ઉપદેશને લીધે સ્વામી વિશુદ્ધાનંદજીનું મન યોગશાસ્ત્ર ઉપરથી ઉતરી ગયુ અને ત્હેમણે વેદાન્તના અભ્યાસ તરફ લક્ષ દોડાવ્યું. સ્વામી ગોવિંદાશ્રમ આ ઉપદેશ આપ્યા પછી ગંગોત્તરીની તરફ ચાલ્યા ગયા અને બીજા પરમહંસોની વૃત્તિ ભણાવવા તરફ ઓછી દીઠામાં આવી. હરિદ્વાર અને કનખલમાં વેદાન્ત જાણનારા પંડિતની ઘણી શોધ કરી પણ નિરાશજ થવું પડ્યું.

આખરે એક દિવસ બિલ્વકેશ્વર મહાદેવનું પૂજન કરવા ગયા હતા ત્હાં આગળ એમને એક પરમહંસ સન્યાસીનાં દર્શન થયાં. એ મહાત્મા એમના પૂર્વપરિચિત હતા. કલ્યાણી ગામમાં મહાદેવ વાવડી ઉપર વિશુદ્ધાનંદજીને એમનાં પ્રથમ દર્શન થયાં હતાં અને એ વખતે એમણે કહ્યું હતું કે હું ત્હને હરિદ્વારમાં મળીશ. એમ કહેવાય છે કે, માતૃભૂમિના રક્ષણ સારૂ હૈદરઅલી સાથે યુદ્ધ કરીને વીરગતિ પ્રાપ્ત કરનાર કોંકણના વિખ્યાત બ્રાહ્મણ નરેશ આનંદરાવ, એ મહાત્માના પિતા હતા. એમની માતા પણ નિરાધાર અવસ્થામાં પતિના મૃત્યુ પછી

થોડા દિવસમાંજ એ બે પુત્ર સંતાન મૂકીને મરણ પામી હતી. દૈવગતિથી એ બન્ને અનાથ રાજકુમાર સંન્યાસી અને યોગી થયા હતા.

વિશુદ્ધાનંદજીએ ઘણે વર્ષે એમનાં દર્શન કરીને વિનયપૂર્વક પૂછ્યું "ઘણાં વર્ષ ઉપર દાસને મહારાજનાં કલ્યાણીમાં દર્શન થયાં હતાં એ વાત મહારાજના સ્મરણમાં હશે ?

પરમહંસઃ—હા, સ્મરણમાં છે.

વિશુદ્ધાનંદઃ—એ વખતે મ્હેં સંન્યાસી થવાની ઇચ્છા દર્શાવી હતી ત્હારે આપે આજ્ઞા આપી હતી કે પહેલાં વેદાધ્યયન કરો, પછી સંન્યાસ લેજો. હવે કહો મ્હારે શું કરવું ?

પરમહંસઃ—એજ, અધ્યયન જારી રાખો. સ્મરણમાં રાખજો કે અધ્યયન અને અધ્યાપન કરતાં મ્હોટી વાત બીજી કોઈ નથી. વેદ ભણ્યા હો તો ત્હેનાં અંગ અને શાસ્ત્રનો અભ્યાસ બાકી છે તે પૂરો કરો.

વિશુદ્ધાનંદઃ—હમણાં હું સંન્યાસ ગ્રહણ કરૂં કે નહિ ?

પરમહંસઃ—સંન્યાસમાં લેવાનુ કાંઈજ નથી. સંન્યાસ ત્યાગને કહે છે. જે ત્યાગી છે તે સર્વદા સંન્યાસી છે.

વિશુદ્ધાનંદઃ—સાચી વાત છે. પરન્તુ હું લિંગ સંન્યાસ લઉં કે નહિ ?

પરમહંસઃ—ભાઈ, સંન્યાસનો માર્ગ ઘણો અઘરો છે; પરન્તુ ત્હમારી ઇચ્છા ઘણાં વર્ષોથી સંન્યાસ લેવાની છે તો સુખેથી કાશીમાં જઈને સંન્યાસ ગ્રહણ કરો. ત્હમારે માટે સંન્યાસમાં પણ કર્મ પ્રધાન છે. પરન્તુ કર્મનો ઉપયોગ લોકહિત સારૂ કરજો અને મ્હારો આ શ્લોક ધ્યાનમાં રાખજો.

अकृत्वा प सन्तापमगत्वा खलमन्दिरं ।
अनुत्सृज्य सतां वर्त्म यर ल्पमपि तद्बहुः ॥

અર્થાત્, કોઈને પણ કષ્ટ પહોંચાડયા વગર, દુષ્ટોને ઘેર ગયા વગર અને સન્માર્ગનો ત્યાગ કર્યા વગર થોડું પણ મળે તો તે ઘણું છે.

ઉપદેશના અન્તમાં પરમહંસજીએ કહ્યું કે, બસ હવે હમારી આ સંસારમાથી વિદાય છે. મ્હારે માટે આજનો દિવસ ઘણા આનંદનો છે. તમે કોઈ મ્હારે માટે શોક ન કરશો અને મ્હેં બતાવેલા માર્ગે ચાલજો, તથા થોડી વાર પછી આ શરીરને ગગામાં પ્રવાહિત કરી દેજો એજ મ્હરી છેવટની આજ્ઞા છે. એટલું કહીને એ પરમહસે ઉત્તરાભિમુખ પદ્માસન વાળીને સદૈવની સમાધિ લગાવી દીધી. એમના પ્રાણહીન દેહને વિશુદ્ધાનંદજી, તથા એ પરમહસના બધુ સ્વામી કૃષ્ણાનદજીએ મળીને ગગામા વહેવરાવી દીધો.

ત્યહાર પછી સ્વામી કૃષ્ણાનદ હરિદ્વારથી દક્ષિણમાં ચાલ્યા આવ્યા અને સ્વામી વિશુદ્ધાનદજીએ જગતપૂજ્ય વિદ્યાપીઠ કાશીપુરીનો માર્ગ લીધો.

વિ. સ. ૧૮૫૦માં વિશુદ્ધાનંદજી કાશીપુરીમાં આવ્યા અને દશાશ્વમેધ ઘાટ ઉપર વાસ કર્યો. ત્યહાં અહલ્યાબાઈની ધર્મશાળામાં ગૌડસ્વામી બિરાજતા હતા. મહાત્મા ગૌડસ્વામીની વિદ્વત્તાની પ્રશસા સાભળીને વિશુદ્ધાનદજી ત્હેમનાં દર્શન કરવા પધાર્યા. સાધારણ કુશળ સમાચાર પૂછ્યા બાદ ગૌડસ્વામીએ વિશુદ્ધાનંદજીને પૂછ્યુ "કેમ ભાઈ! અહિં આવવાનુ શુ પ્રયોજન છે? મ્હારા લાયક કાંઈ કામકાજ હોય તો અવશ્ય કહેશો, બનતાં સુધી હું એ પૂર્ણ કરીશ."

વિશુદ્ધાનદઃ—મ્હારા ધારવા પ્રમાણે એવું કાંઈ નથી કે જે આપનાથી ન બની શકે.

ગૌડસ્વામીઃ—તો સ્પષ્ટ જણાવો. શું કામ છે?

વિશુદ્ધાનંદઃ—દયાસિન્ધો! મ્હારી એક માત્ર ઈચ્છા એ છે કે આપની પાસેથી સંન્યાસની દીક્ષા લઈને જીંદગી સફળ કરૂં.

ગૌડસ્વામી:—અહો !! સંન્યાસ ઘણો અઘરો છે. કલિયુગમાં સંન્યાસના નિયમોનું પાલન કરવું એ ઘણી દુર્ઘટ વાત છે.

વિશુદ્ધાનંદ:—કલિયુગ સંન્યાસને માટે યોગ્ય કાળ નથી તો પછી શંકરાચાર્ય વગેરે મહાનુભાવોએ કેવી રીતે સંન્યાસ લીધો ?

ગૌડસ્વામી:—ભાઇ, ક્ય્હાં ભગવાન ભાષ્યકાર અને ક્ય્હાં આપણે ? ક્ય્હાં સર્વ કર્મફળનો ત્યાગ કરનાર શંકરાચાર્યનો સંન્યાસ અને ક્ય્હાં આજ કાલના ઉદરંભરી સ્વાર્થી ભિક્ષુઓની લીલા ! ત્હમારૂં કહેવું પણ ખરૂં છે, કેવળ કાળનો પણ દોષ નથી. સંન્યાસના યથાર્થ પાત્ર ઘણા થોડા મળી આવે છે.

વિશુદ્ધાનંદ:—પાત્ર અને કુપાત્રની ખાત્રી કેવી રીતે થાય ?

ગૌડસ્વામી:—પરીક્ષાથી.

વિશુદ્ધાનંદ:—એ પરીક્ષા ક્ય્હાં અને ક્ય્હારે થાય છે ?

ગૌડસ્વામી:—સર્વત્ર અને સર્વદા

વિશુદ્ધાનંદ:—કેવી રીતે ?

ગૌડસ્વામી:—એ જરા સ્હમજવા જેવી વાત છે. જરા વિચાર કરીને જોશો તો જણાશે કે મનુષ્યની પરીક્ષા વાતવાતમાં ઠેકાણે ઠેકાણે થઇ શકે છે. સાધારણ લોકોને એનું જ્ઞાન ભલે નહિ હોય, પણ અંતર્યામી પરમાત્મા અને યોગી લોકો બધું રહસ્ય જાણી લે છે. વાતચીત, આકૃતિ, વગેરે ઉપરથી પણ લોકો એક પ્રકારનો અભિપ્રાય બાંધી લે છે પણ અમુક માણસ પાત્ર છે કે કુપાત્ર એની ખાત્રી કરવા માટે થોડાક દિવસ સાથે રહેવાની જરૂર પડે છે. માટે હું ત્હમારી સાથે રહીને ત્હમારી પરીક્ષા ન કરી લઉં ત્હાં સુધી ત્હમને સંન્યાસ આપી શકું નહિ; વળી ત્હમારી અવસ્થા પણ ન્હાની છે.

વિશુદ્ધાનંદ:—જે મનુષ્ય યુવાવસ્થામાં પ્રભુનું સ્મરણ નહિ કરે, તે વૃદ્ધાવસ્થામાં શું કરવાનો હતો ?

ગૌડસ્વામીઃ—સત્ય છે! ભગવાનનું સ્મરણ યુવાવસ્થામાંજ નહિ, પણ બાલ્યાવસ્થામાં પણ કરવું જોઇએ. કાલની કોને ખબર છે? ઈશ્વિરસ્મરણ કરતી વખતે મનુષ્યે એવું ધારવું જોઈએ કે મૃત્યુએ ગળું પકડી રાખ્યું છે. કહ્યું છે કે **गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्** ।

વિશુદ્ધાનંદઃ—જો એમજ છે તો પછી આપ મ્હને દીક્ષા આપવામાં વિલંબ શું કામ કરો છો?

ગૌડસ્વામીઃ—હરિભજન કરવાને દરેક મનુષ્ય સ્વતંત્ર છે, પણ આશ્રમધર્મ એ એક જૂદી વાત છે. એમાં દેશ, કાળ, પાત્ર, વગેરેનો અવશ્ય વિચાર કરવો પડે છે.

વિશુદ્ધાનંદઃ—એ બધો વિચાર ભલે કરો પણ મ્હને નિરાશ ન કરશો.

ગોડસ્વામીઃ—ના, એવું નહિ બને. કોઈ અધિકારી પુરૂષ મ્હારે ત્હાંથી નિરાશ થઈને જતો નથી. તમે નિત્ય અહિં આવીને પાઠ શ્રવણ કર્યા કરો અને શાસ્ત્રનું ચિંત્વન કરો. જરા પણ સમય નકામો ન ગુમાવશો, સંન્યાસના અધિકારી જણાશો તો તમારી ઈચ્છા પૂર્ણ કરવામાં આવશે.

આ ઉત્તરથી વિશુદ્ધાનંદજીના હૃદયમાં અપાર આનંદ થયો. એ દિવસથી એમણે ગૌડસ્વામી પાસે વિદ્યાધ્યયન કરવાનો આરંભ કર્યો.

લગભગ છ માસના સહવાસ પછી ગૌડસ્વામીને ખાત્રી થઇ ગઈ કે બ્રહ્મચારી બંસીધર સારા ઘરનો બ્રાહ્મણ કુમાર છે અને સંન્યાસનો અધિકારી છે. એમણે એક દિવસે બંસીધર (વિશુદ્ધાનંદ) ને પોતાની પાસે બોલાવીને કહ્યું. "થોડા દહાડા સુધી એકાન્તમાં જઇને રૂદ્રાભિષેક અને પંચાક્ષર મંત્રનો જપ કરો એટલે તમારો મનોરથ સફળ થશે."

બ્રહ્મચારી બંસીધરે એ અનુષ્ટાન સંતોષકારક રીતે કર્યા પછી ગૌડસ્વામીએ કાશીના અનેક પ્રસિદ્ધ પંડિત અને સંન્યાસીઓને નિમંત્રિત કરીને, ત્હેમની સમક્ષ બંસીધરને યથાવિધિ સંન્યાસની દીક્ષા આપી તથા **વિશુદ્ધાનંદ સરસ્વતી** નામથી વિભૂષિત કર્યા.

ગુરૂની પાસે રહીને વિશુદ્ધાનંદજીએ ન્યાયશાસ્ત્રના પ્રાચીન ગ્રન્થ, સૂત્ર, ભાષ્ય, વાર્તિક અને ચિન્તામણી, અનુમિત્યાલોક, શબ્દાલોક, તાત્પર્ય શુદ્ધિ, કિરણાવલી, કુસુમાંજલિ, તથા 'ચિન્તામણી' ની 'ગદાધરી', 'જાગદીશી' વગેરે ટીકાઓનો અભ્યાસ કર્યો તથા સાંખ્ય યોગના પ્રસિદ્ધ ગ્રન્થો ઉપરાંત 'સિદ્ધ સિદ્ધાન્ત પદ્ધતિ' નામના દુર્લભ ગ્રન્થનું પણ અધ્યયન કર્યું.

વિશુદ્ધાનંદજીને દીક્ષા આપ્યા પહેલાં ગૌડસ્વામીને બીજા ત્રણ શિષ્યો હતા. એ બધા શિષ્યોમાં સ્વામી વિશ્વરૂપજી સૌથી પ્રથમ અને પ્રિયતમ શિષ્ય હતા. એક દિવસ કોઈ વિષય ઉપર વિશ્વરૂપજી સાથે વિશુદ્ધાનંદજીને વાદવિવાદ થયો. એ વાદવિવાદમાં સ્વામી વિશ્વરૂપજીનો પરાજય થયો; પરન્તુ એ વાદવિવાદ વખતે થોડી વાર સુધી સ્વામી વિશુદ્ધાનંદજીએ શાંત ભાવ છોડી દઈને ઉગ્ર મૂર્તિ ધારણ કરી હતી. સ્વામીજીમાં એકદમ આવો ફેરફાર જોઈને ગૌડસ્વામીને અંદરખાનેથી ઘણો ખેદ થયો હતો. ગુરૂજીનો ખેદ પારખી જઈને સ્વામી વિશુદ્ધાનંદ ઘણાજ શરમીંદા થઈ ગયા અને એ દિવસથી વિશ્વરૂપજીને પોતાના મ્હોટા ભાઈ અને ગુરૂ સમાન ગણીને પૂજવા લાગ્યા.

સંવત્ ૧૯૧૬ માં ગૌડસ્વામી પંચત્વને પામ્યા. એ સમયે તેમણે વિશુદ્ધાનંદજી અને બીજા શિષ્યોને પોતાની સમક્ષ બોલાવીને વિવિધ પ્રકારનો અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો તથા સ્વામી વિશુદ્ધાનંદજીને પોતાના પ્રતિનિધિ તરીકે ગાદીપતિ બનાવવાની ઇચ્છા દર્શાવી.

ગુરૂદેવના દેહાન્ત પછી સ્વામી વિશુદ્ધાનંદજીએ ગાદી ઉપર બિરાજવાને સ્વામી વિશ્વરૂપજીને ઘણો આગ્રહ કર્યો; પણ વિશ્વરૂપજીએ હેમને સ્હમજાવ્યુ કે " વિશુદ્ધાનંદ ત્હમે ગુરૂદેવની અન્તિમ કથાનું સ્મરણ કરો; હું ત્હમારા કરતાં વયમાં શ્રેષ્ઠ છું એ વાત ખરી, પણ ત્હમે જ્ઞાનવૃદ્ધ છો. વળી જો ત્હમે ગુરૂદેવની ગેરહાજરીમાં મ્હને વડિલ તરીકે ગણતા હો તો હું આજ્ઞા કરૂં છું કે ત્હમે આ ગાદી ગ્રહણ કરો."

લાચાર થઇને સ્વામીજીને ગાદી ગ્રહણ કરવી પડી. પરન્તુ હમેશાં પોતે વિશ્વરૂપજી ઉપર ગુરૂના જેટલીજ શ્રદ્ધા રાખતા અને હેમની આજ્ઞાનુ પાલન કરવામાં કદી પણ સંકોચ કરતા નહિ.

સ્વામી વિશુદ્ધાનજીએ ગૌડસ્વામીની ગાદીનું ગૌરવ સંપૂર્ણ રૂપે સાચવી રાખ્યુ હતું એ સમયમાં સ્વામી વિશુદ્ધાનંદજીની પેઠે દર્શન, વેદાન્ત આદિ શાસ્ત્રોની ઉત્તમ મીમાંસા કરી શકે એવા ઘણા થોડા પુરૂષો હતા. ફ્રાન્સ, જર્મની, વગેરે દૂર દેશાવરથી દાર્શનિક લોકો ઉત્સુક થઇને હેમની વેદાન્તાદિની મીમાંસા શ્રવણ કરવા આવતા હતા.

ઈ. સ. ૧૮૯૮ માં ૯૩ વર્ષની વયે યોગાસનમાં બેસીને, સ્વામીજીએ દેહત્યાગ કર્યો હતો.

હિન્દમાં સ્વામી વિશુદ્ધાનંદજીના શિષ્યો, ભકતો અને પ્રશંસકો અનેક છે. એમના સ્મારક તરીકે કલકત્તામાં વિશુદ્ધાનંદ પાઠશાળા ચાલેછે.





# ૧૩. મહાત્મા પઉહારી બાબા.

## જન્મ અને બાલ્યાવસ્થા.



જોનપુર જિલ્લામાં આવેલા પ્રેમાપુર નામના ગામમાં, અયોધ્યાનાથ તિવારી નામક એક સદાચારી વૈષ્ણવ વાસ કરતો હતો. એ પુરૂષ *રામાનુજી સંપ્રદાયના 'બડદલ' વિભાગનો હતો. ત્હેને એક સગો ભાઈ હતો. એ મ્હોટા ભાઇનુ નામ લક્ષ્મીનારાયણ હતું. લક્ષ્મીનારાયણ સંસાર ત્યાગ કરીને, ગાજી-

* રામાનુજી સંપ્રદાયના બે વિભાગ છે. જેવા કે 'બડદલ' અને 'તુઇજવલ' એ સંબંધી દંતકથા આ પ્રમાણે છેઃ-એક સમયે રામાનુજી સંપ્રદાયના બે મનુષ્યો પૂજાની તૈયારી કરી રહ્યા હતા એટલામાં તેમના ઇષ્ટદેવતા શ્રી રામાનુજાચાર્યનો રથ આવતો જણાયો. એ બે ભક્તોમાંનો એક તો ઉતાવળો થઈને પૂજા અધુરી મૂકીને એકદમ ગુરૂજીના રથ આગળ દર્શન કરવા ચાલ્યો ગયો. બીજો સાધક પૂજા અને ઉપાસના સંપૂર્ણ કરીને ઉઠયો જે સાધક અગાડીથી આવ્યો હતો ત્હેને ગુરૂદેવે પૂછયું 'ત્હારૂં તિલક અધુરૂં કેમ છે! ત્હેણે જવાબ આપ્યો "જ્યહારે મ્હારા ઉપાસ્ય દેવતાના સાક્ષાત્ દર્શન કરવા હું ભાગ્યશાળી થયો, ત્યહારે હવે ઉપાસનાની શી જરૂર રહી?

પુર નગરની પાસેના કુર્ખા નામક ગામમાં ભાગીરથીને કિનારે એક વનમાં ન્હાની સરખી કુટીર બાંધીને ત્ય્હાં આગળ ભજનસાધન તથા યોગાભ્યાસ કરવા લાગ્યો. હાલના વખતમાં ગંગા નદી કુર્ખા ગામથી દૂર ચાલી ગઇ છે પરન્તુ પચાશ વર્ષ ઉપર એમ નહોતું. એ વખતે પુણ્યતોયા ભાગીરથી એ વનભૂમિની સીમાને ધોઇને વહેતી હતી.

અયોધ્યાનાથને ત્રણ પુત્ર હતા. મ્હોટા ગંગારામ, વચલો હરભજન અને કનિષ્ઠ બલરામ. બાલ્યાવસ્થામાં શીતળા ઘણા જોરથી નીકળવાને લીધે હરભજનદાસની જમણી આંખ ફૂટી ગઇ. એ એક ચક્ષુહીન—કાણા—બાળકને ત્હેનાં માતપિતા લાડમાં શુક્રાચાર્ય કહીને બોલાવતાં. ઇ. સ. ૧૮૪૦ માં ઉપર વર્ણવેલા પ્રેમાપુર ગામમાં હરભજનનો જન્મ થયો હતો. હરભજનની ઉમર દસ વર્ષની હતી તે સમયે અયોધ્યાનાથના મ્હોટાભાઇ સાધુ લક્ષ્મીનારાયણ માંદા પડયા; ત્હેમનું શરીર છેકજ લેવાઇ ગયુ, અને ત્હેમના બે પગ સુજી આવ્યા. કેટલાક મૂર્ખ લોકોની સલાહથી સાધુ લક્ષ્મીનારાયણે પોતાના બન્ને પગનાંથી લોહી કઢાવી નાખ્યું. શરીરમાંથી ઘણા મ્હોટા પ્રમાણમાં લોહી નીકળી પડવાથી એનાં નેત્ર તેજોહીન થઇ ગયાં. ચક્ષુની જ્યોતિ ધીમે ધીમે

---

એવા વિચારથી હું પૂજા અધુરી મૂકીને આપની સમક્ષ આવ્યો છુ.' બીજા ભક્તને ગુરૂએ પૂછયુ ત્યહારે ત્હેણે જવાબ આપ્યો કે 'ઉપાસના દ્વારાજ ઉપાસ્ય દેવતાની પ્રાપ્તિ થાય છે એટલા માટે ઉપાસના સંપૂર્ણ કર્યા વગર હું ઉઠી શકયો નહિ' બન્ને ભકતોની વાત સાભળીને ઇષ્ટદેવ રામાનુજાચાર્યજીએ પહેલા ભક્તને કહ્યું 'તું બડદલ નામથી પ્રખ્યાત થઈશ' અને બીજા ભક્તને કહ્યું 'ત્હને બધા લોકો તુઇજવલ કહેશે' આ બે જાતના વૈષ્ણવોના કપાળમાના તિલક જોયાથી એમનો ભેદ પરખાઈ આવે છે. એક વર્ગના લોકોનું તિલક કપાળમા ત્રિશુળની આકૃતિવાળું હોય છે. અને બીજા વર્ગના લોકોનું તિલક નાસિકા ઉપર થઈને છેક કપાળ સુધીનું લાંબું ત્રિશુળ આકારનું હોય છે.

મંદ થતી જતી હોવાથી હેમણે સુરમાનો ઉપયોગ કરવા માંડયો. એ સુરમો એટલો બધો તીખો હતો કે આંખમાં આખો દિવસ બળતરા થયા કરતી, બે ચાર દિવસ સુધી એ સુરમાનો ઉપયોગ કર્યાથી હેમનાં ચક્ષુ અને મ્હોં ખૂબ સૂજી આવ્યાં અને આઠ દશ દહાડાની અંદર નેત્ર બિલકુલ દૃષ્ટિહીન થઈ ગયાં. મ્હોટાભાઇનું શારીરિક કષ્ટ જોઇને અયોધ્યાનાથ ઘણોજ દિલગીર થયો, અને પોતાના જ્યેષ્ઠ પુત્રને હેમની સેવા કરવા સારૂ રાખવાને લક્ષ્મીનારાયણને આગ્રહ કર્યો. ન્હાના ભાઇની આટલી બધી લાગણી જોઇને લક્ષ્મીનારાયણ સાધુએ કહ્યું "ગંગારામ હને સંસારના અનેક કામકાજમાં મદદ આપશે, માટે તું એને તો તારી પાસેજ રહેવા દે. ન્હાના છોકરા †શુક્રાચાર્યને મ્હારી પાસે મોકલી દેજે. અયોધ્યાનાથે મ્હોટા ભાઇને ઘણુંએ સમજાવ્યા કે, શુક્રાચાર્ય હજુ છેક નાદાન બાળક છે, એનાથી હમારૂં કાંઇ પણ કામ સરશે નહિ. "પરન્તુ લક્ષ્મીનારાયણે એની વાત ઉપર જરા પણ ધ્યાન આપ્યું નહિ. રખેને પોતાને લીધે સહોદરને કષ્ટ વેઠવું પડે એ વિચારથી લક્ષ્મીનારાયણે શુક્રાચાર્યને મોકલી આપવાનો જ આગ્રહ કર્યો. આખરે મ્હોટાભાઇની મરજી મુજબ અયોધ્યાનાથે, દસવર્ષના બાળક હરભજનને જનનીના સ્નેહમય ક્રોડમાંથી વિખુટો પાડીને કુર્મા ગામના નિર્જન વનમાં કાકાની સેવા કરવા મોકલ્યો. ત્યહાર પછી એકવાર એ બાળક, યજ્ઞોપવીત સંસ્કાર માટે ઘેર આવ્યો હતો. જનોઇ દીધા પછી અયોધ્યાનાથે હરભજનને પાછો કાકાની સેવામાં મોકલી દીધો.

## વિદ્યાભ્યાસ.

હરભજને કાકાના આશ્રમમાં આવીને વિદ્યાભ્યાસનો આરંભ કર્યો. દરરોજ સ્હવારના પહોરમાં ઉઠી તે ગંગાસ્નાન કરી આવતો તથા ત્યહારબાદ અધ્યયન કરતો. દસ વાગ્યા સુધીમાં અધ્યયન

† એ વખતે અયોધ્યાનાથના ત્રીજા પુત્રનો જન્મ થયો નહોતો.

સમાપ્ત કરીને રાંધવાનું કામ કરવા લાગતો. રસોઈ પૂરી થયા પછી મ્હોટા કાકા તથા ત્હેમના એક શિષ્યને ભોજન કરાવીને પોતે જમતો. લગભગ એક વર્ષ એ પ્રમાણે ગાળ્યા પછી તે ગાઝીપુર પ્રાન્તમાં આવેલા હુસેનપુર ગામમાં શિવરતન પંડિતની પાસે જઇને દરરોજ સંસ્કૃત ભાષાનું શિક્ષણ મેળવવા લાગ્યો. ત્યહાં આગળ થોડા દિવસ સંસ્કૃત અને જ્યોતિષ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યા પછી શંકરાગ્રામમાં નન્દા નામના પંડિતની પાસે 'બાળબોધ' 'શીઘ્રબોધ' વગેરે જ્યોતિષશાસ્ત્રના ગ્રંથોનુ શિક્ષણ મેળવવા માડ્યું. તેર વર્ષની વયે સંસ્કૃત વ્યાકરણ ભણવાની ઇચ્છા થયાથી એ ગાઝીપુર નગરનિવાસી વેચન પંડિતની પાસે 'સારસ્વત' અને 'ચન્દ્રિકા' નામના બે ગ્રન્થો ભણ્યો. ત્યહારબાદ એક વર્ષ ગોપાળ પંડિતની પાસે વેદાન્ત પંચદશીનું ઉત્તમ રૂપે શિક્ષણ મેળવ્યુ. અસામાન્ય સ્મરણશક્તિને લીધે ઘણા થોડા સમયમાં હરભજન અસાધારણ પંડિત થઈ પડ્યો. એ સમયમાં એક વાર એ પ્રેમાપુર જઇને સ્નેહમયી જનનીનાં દર્શન કરી આવ્યો.

## તીર્થયાત્રા અને સાધના.

ઈ. સ. ૧૮૫૬માં સાધુ લક્ષ્મીનારાયણે દેહત્યાગ કર્યો. કાકાની સમાધિ તથા બીજાં કામકાજ સમાપ્ત કરીને હરભજન એજ આશ્રમમાં રહેવા લાગ્યો. લક્ષ્મીનારાયણ કેટલાક દેવદેવીઓની મૂર્તિની દરરોજ પૂજા કરતો હતો. લક્ષ્મીનારાયણના મૃત્યુ પછી એમની પૂજા કરવાનો ભાર હરભજનના ઉપર આવી પડ્યો. ગુરૂાચાર્ય એ દેવદેવીઓની પૂજામાં તથા શાસ્ત્રાદિનો પાઠ કરવામાં દિવસ ગાળવા લાગ્યો, પરન્તુ એટલાથી ત્હેના હૃદયને શાન્તિ વળી નહિ. એ દિવસથી ત્હેનું ચિત્ત અત્યંત ઉદ્વિગ્ન અને ચિન્તાકુળ જણાવા લાગ્યુ. એ ઘણુંખરૂં રસોઇ કરતો નહિ; કોઇ દિવસ પાશેર કે અચ્છેર દૂધ પીને રહેતો તો કોઇ દિવસ ઉપવાસજ કરતો.

ઈ. સ ૧૮૫૭ના પ્રારંભમાં દેવદેવીની પૂજા અને આશ્રમના વહિવટનો ભાર કાકાના શિષ્યને સોંપી દઈને હરભજન તીર્થભ્રમણ કરવા બહારગામ ચાલ્યો ગયો. એ શ્રી ક્ષેત્ર, સેતુબંધ રામેશ્વર, ચિદામ્બરમ, વગેરે ઘણાં તીર્થોમાં પગે ચાલીને પર્યટન કરતો કરતો જૂનાગઢની પાસેના ગિરનાર પર્વત ઉપર જઈ પહોંચ્યો. ત્યહાં આગળ એક સિદ્ધ પુરૂષ સાથે એનો મેળાપ થયો. એ સિદ્ધ પુરૂષે ત્હેને યોગાભ્યાસ કરવાનું શિક્ષણ આપ્યુ. વિવિધ તીર્થોમાં ભ્રમણ કરીને તથા યોગસાધના કરીને લગભગ ત્રણ વર્ષે એ કાકાના આશ્રમમાં પાછો આવ્યો તીર્થયાત્રા કરીને પાછા આવીને ત્હેણે પોતાના મ્હોટા કાકા (લક્ષ્મીનારાયણ)ની સમાધિ ઉખડાવી નાંખી અને ત્હેમાંનાં અસ્થિને ગંગાના પવિત્ર જળમાં વહેવરાવી દીધાં તથા એ સમાધિને ફરીથી બંધાવીને ત્હેના ઉપર કાળા રંગના પત્થરની ચરણ પાદુકાની સ્થાપના કરી. એ સમયમાં એના પિતાએ પરલોકગમન કર્યું.

" ગિરનાર " પર્વત ઉપરથી પાછા આવીને હરભજને 'હું' શબ્દનો પરિત્યાગ કર્યો. એ દિવસથી એ પોતાને 'દાસ' કહેવા લાગ્યા અને પ્રત્યેક પુરૂષને 'બાબા' અને સ્ત્રીને 'માઈજી' શબ્દથી સંબોધન કરવા લાગ્યા.

હવે એ દરરોજ સ્હવારમાં દસ વાગ્યા સુધીનો સમય સ્નાન, સંધ્યા અને પૂજા પાઠમાં ગાળતા હતા. સૂર્યોદયની પૂર્વે જ્યહારે સ્નાન સમાપ્ત કરીને એ નદીની વચમાં ઉભા રહીને હાથ જોડીને સ્તોત્રનો પાઠ કરતા ત્યહારે એવોજ ભાસ થતો કે જાણે દેવતાઓ હમણાંજ ત્હેમની સન્મુખ આવીને ઉભા રહેશે. પૂજા સમાપ્ત કરીને એ યોગસાધનમાં પ્રવૃત્ત થતા અને ચાર પાંચ કલાક સુધી યોગની જૂદી જૂદી ક્રિયાઓ કરીને આશ્રમમાંથી બહાર નીકળતા. એ વખતે એ પોતાના હાથેજ રાંધીને દાળ અને રોટલી બનાવીને ભોજન કરતા. આહાર કર્યા પછી એ લગભગ ચાર કલાક સુધી વિશ્રામ કરતા અને

અભ્યાગતોનો સત્કાર કરીને ત્હેમની સાથે વાતચીત કરતા. ત્યાર પછી એ ફરીથી યોગસાધનામા પ્રવૃત્ત થતા. આ પ્રમાણે કેટલાક દિવસ ગાળ્યા પછી એમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે પોતાને હાથે રસોઇ કરવામાં ઘણો વખત નકામો જાય છે; માટે ધીમે ધીમે ભોજન કરવાનુ બંધ કરવું જોઇએ. એ વિચાર ધીમે ધીમે અમલમાં પણ મૂકાયો. એ દિવસથી ભોજનને વખતે રસોઇ કરવાને બદલે થોડાંક બીલીપત્રને દૂધની સાથે ઉકાળીને ત્હેનુ પાન કરવા લાગ્યા. કોઈ કોઇ દિવસ પચાસેક મરચાને વાટીને, કપડછાન કરીને થોડાક જળમા મેળવીને પી જતા અને કોઈ કોઇ દિવસ તો તદ્દન નકોરડો ઉપવાસજ કરતા. આ પ્રમાણે કેટલાંક વર્ષ ગાળીને એ પ્રયાગના માઘ મેળાના અવસરે ત્રિવેણીમાં સ્નાન કરવા સારૂ ગયા. પ્રયાગની યાત્રાએ જતી વખતે પોતાના જન્મસ્થાન પ્રેમાપુરમાં પણ ગયા અને જનની ની પાસે બેએક દિવસ રહ્યા તથા ત્હેમને પણ પોતાની સાથે જાત્રાએ લઈ ગયા. પ્રયાગથી પાછા આવીને આશ્રમની કુટીરને સુધરાવી અને યોગસાધનને માટે પૂજાગૃહની નીચે એક ગુફા બંધાવી. ગુફા બંધાઈ ચૂક્યા પછી ત્હેમણે પ્રથમ એક દિવસ અને ધીમે ધીમે બબ્બે ત્રણ ત્રણ દિવસ કરીને એક અઠવાડિયા સુધી સમાધિમાં રહેવાનો આરંભ કર્યો. ગુફામાં બેસીને તેઓ યોગસાધનજ કરતા, ખાનપાન બિલકુલ કરતા નહિ. તેમજ કોઇ જાતનો પૂજનપાઠ પણ કરતા નહિ. એ દિવસથી લોકો તેને પઉહારી બાવા કહીને બોલાવવા લાગ્યા. લોકો પઉહારી શબ્દના બે અર્થ કરે છે. પવનનો આહાર કરનારા અથવા તો પય અર્થાત્ દૂધનો આહાર કરનારા. અસ્તુ!

પઉહારીબાવા સાધારણ સંન્યાસીઓની પેઠે ભસ્મ લેપન કરતા નહોતા, તેમજ મસ્તક ઉપર જટા ધારણ પણ કરતા નહોતા. વાળને હમેશાં ધોઇને મસ્તકની સ્હામે અંબોડાની પેઠે બાંધી રાખતા, પહેર-

વેશમાં લંગોટી અને ત્હેના ઉપર છેક પગ સુધીની કફની ધારણ કરતા.

થોડા દિવસ આ પ્રમાણે ગાળ્યા પછી કોઈ એક ઉપદેશકનો ઉપદેશ લેવા સારૂ ત્હેમને ફરીથી ગિરનાર પર્વત ઉપર જવાની ફરજ પડી, પણ અયોધ્યા પહોંચ્યા પછી ત્હેમને કોઈ સાધુની મારફત ખબર પડી કે ગિરનાર પર્વતવાળા એ સિદ્ધ પુરૂષે ઉત્તરાખંડમાં દેહત્યાગ કર્યો છે. સાધુની પાસેથી એવા સમાચાર સાંભળીને એમણે આગળ જવાનું માંડી વાળ્યું; અને અયોધ્યામાંજ કોઈ એક વૈષ્ણવ સંપ્રદાયી સાધુ પાસે દીક્ષા લઈને આશ્રમમાં પાછા ગયા.

એ દિવસથી એ કુટીરની બહાર આવતા નહિ, કેવળ વર્ષમાં એક દિવસ રથયાત્રાને દિવસે બહાર નીકળતા અને ઠાકોરજીના રથની સાથે થોડે દૂર સુધી ચાલતા. થોડાંક વર્ષો પછી રથયાત્રાને દિવસે પણ કુટીરની બહાર નીકળવું બંધ કર્યું. કુટીરના બારણામાં બેસીને રથનાં દર્શન કરી લેતા. દૂર દેશાવરથી જે સ્ત્રી પુરૂષો ત્હેમનાં દર્શન કરવા અથવા તો ઉપદેશ લેવા સારૂ આવતાં ત્હેમને મળવા માટે એકાદશીનો દિવસ નક્કી કરી રાખ્યો હતો.

ઘણા દિવસ સુધી સૂર્યના પ્રકાશ વગર એકાન્ત સ્થાનમાં રહેવાથી ત્હેમનો દેહ પુષ્પના જેવો કોમળ અને શરીરનો સુંદર વર્ણ બરફના જેવો સફેદ થઈ ગયો. કેટલાક વર્ષ પછી ત્હેમણે રેલવેમાં બેસીને પ્રયાગના કુંભ મેળાની ફરીથી યાત્રા કરી હતી. ત્હાં આગળ ત્રિવેણીને કિનારે એક સાધારણ પર્ણકુટીમાં ઘણા દિવસ રહેવાથી દિવસના સૂર્યનો સખ્ત તાપ તથા રાતે ઠંડો હિમ જેવો વાયુ સેવન કરવાથી ત્હેમના દેહની ચામડી ઉતરી જવા માંડી અને ખાંસી સાથે છાતીમાં શરદીનું ઘણું તીવ્ર દર્દ ઉપડી આવ્યું. એમનો અવાજ બેસી ગયો અને વાતચીત કરવાની શક્તિ રહી નહિ. દરરોજ જ્વર આવવા લાગ્યો અને ત્હેની સાથે કોમળ દેહની સફેદ

ચામડી ઉતરી જવા લાગી. આશ્રમની પડોશમાં રહેનારા કેટલાક દરિદ્ર બ્રાહ્મણોએ હેમને ઔષધીનું સેવન કરવાનો આગ્રહ કર્યો. પણ પવ્હારી બાવાએ હેમની સલાહને મશ્કરીમાં ઉડાવી દીધી. બ્રાહ્મણોએ બહુજ આગ્રહ કર્યો ત્હારે હેમણે કહ્યું "ઠીક, ત્હમે લોકો મ્હારે સારૂ કોઈ ઓસડ લઈ આવો." થોડી વાર પછી હેમણે કહ્યું "વારૂ, ત્હમે મ્હને દવા તો પીવરાવશો પણ એની સાથે કાંઈ ખાવાનું નહિ આપો ?" પવ્હારી બાવા સદા દૂધ અને બીલીપત્ર ખાતા હતા, એ વાત સર્વને જાણીતી હતી: આજ હેમણે મ્હોંએ માગીને ખાવાનુ માગ્યુ એટલે સેવકોના આનંદનો પાર રહ્યો નહિ. હેમણે મનમાં વિચાર કર્યો કે આજે મહારાજે પોતાના મુખે માગ્યુ છે તો પછી એમને સાધારણ ભોજન થોડુજ ખવરાવાય ? હેમના ભોજનને સારૂ એ ગરીબ બ્રાહ્મણોએ ભિક્ષા માગી લાવીને જાત જાતની સામગ્રી એકઠી કરી. પવ્હારી બાવા એ બધી સામગ્રીને ઘણા યત્નપૂર્વક એક વસ્ત્રમાં બાંધીને પોતાની ઇચ્છાનુસાર એક સ્થાને ગયા. પવ્હારી બાવા એ સામગ્રીનું ભોજન કરે છે કે નહિ તે જોવા એ બ્રાહ્મણોમાંથી બે ચાર જણા છાનામાના હેમની પછવાડે ગયા. હેમણે જોયુ કે, પવ્હારી બાવાએ એક નિર્જન સ્થાનમા જઈને એ બધી મિષ્ટાન્નની સામગ્રીને અને ઔષધીને ગંગાના પ્રવાહમાં ફેંકી દીધાં. પવ્હારી બાવાનુ આવું અન્યાયી આચરણ જોઈને હેમને અત્યંત ક્રોધ ઉપજ્યો, અને તેઓ મનમાં વિચારવા લાગ્યા "આવું કરવું હતું તો હમારા ગરીબોના પૈસા શું કામ બગડાવ્યા ?" બીજે દિવસે સ્હવારે પવ્હારી બાવા પર્ણકુટીમાં આવ્યા ત્હારે બધા હેમની નિંદા કરવા લાગ્યા. એ નિંદા સાંભળીને પવ્હારી બાવા બે હાથ જોડીને વિનયપૂર્વક બોલ્યા "બાવાઓ ! ત્હમે બધા આ દાસના ઉપર ગુસ્સે કેમ થયા છો ? દાસે ત્હમારો કોઇ અપરાધ તો કર્યો નથી ? ત્હમે ઔષધ

અને ભોજન સામગ્રી જે રોગને માટે આપ્યાં હતાં તે રોગ મટાડવાના કામમાંજ મ્હેં એમનો ઉપયોગ કર્યો છે. જુઓ હવે મ્હારો એ રોગ મટી ગયો છે." બ્રાહ્મણો જોઇને આશ્ચર્ય પામ્યા કે પઉહારી બાવાના દેહમાં હવે કોઇ પણ પ્રકારનો રોગ નથી, ત્હેમનો સ્વર બેસી ગયો હતો તે પણ એકદમ ઉઘડી ગયો છે.

પ્રયાગ સ્નાન કરીને પઉહારી બાવા પગે ચાલીને પ્રેમાપુર ગયા અને જનનીનાં દર્શન કર્યાં. આ વખતે એમણે ઘરમાં પ્રવેશ કર્યો નહિ, ઘરની પાસેના એક ઉદ્યાનમાં એક દિવસ રહીને પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.

## સાધુસેવા અને સદાવ્રત.

પઉહારી બાવા કિશોર અવસ્થામાંથી જ સાધુ, સન્યાસી અને અતિથિઓની સેવા કરવામાં જીવનનુ સાર્થક્ય માનતા આવ્યા હતા. અને એ કામ જીંદગીના છેવટના સમય સુધી ચાલુ રાખ્યુ હતું. ત્હેમની એવી આજ્ઞા હતી કે, આશ્રમમાં આવીને કોઇ ભૂખ્યો પાછો ન જાય. આ સદાવ્રતનું કામ ત્હેમણે પોતાના શિષ્ય નંદકુમારને સોંપ્યુ હતું. ત્યહાર પછી પંદર વર્ષ પઉહારી બાવાના મ્હોટા ભાઈ ગંગારામે પોતે એ કાર્યનો ભાર ઉપાડી લીધો હતો.

લક્ષ્મીનારાયણના સમયમાં ખેડુતો માગશર અને ચૈત્ર માસમાં હળ દીઠ પાંચશેર અનાજ આશ્રમમાં મોકલી આપતા અને ગામના જમીનદારો પણ નાણાની મદદ આપતા, પરન્તુ એ સમયે સદાવ્રતની વ્યવસ્થા નહોતી. વર્ષની આખરે એકઠા થયેલા અનાજ તથા ધનને લક્ષ્મીનારાયણ દીન દરિદ્રીઓમાં વહેંચી આપતા.

પઉહારી બાવાને પણ એજ પ્રમાણે અનાજ અને ધન મળતું રહ્યું, પરન્તુ એમણે સદાવ્રતની ગોઠવણ કરી દીધી એટલે એ અનાજ તથા ધનનો દરરોજ ઉપયોગ થવા માંડયો. એ સમયમાં ગંગા નદી આશ્રમના બારણા આગળ થઇને વહેતી નહોતી, પણ સ્હામી બાજુએ

વહેતી હતી. એથી કરીને આશ્રમની આગળ ખેડવા લાયક જમીન હતી. પઉહારી બાવાના કાર્યાધ્યક્ષે એ જમીનમાં ખેતી કરવા માંડી તેથી અન્ન પણ પુષ્કળ પેદા થવા માંડયુ અને સદાવ્રતનું કામ પણ નિર્વિઘ્ને ચાલવા લાગ્યું.

પઉહારી બાવાનુ સદાવ્રત ધીમે ધીમે દેશમાં પ્રખ્યાત થઇ પડયું એટલે સાધુ સન્યાસીઓ તથા અભ્યાગતોની આવજા વધવા લાગી. ઝાઝી ભીડ થવાથી રખેને પઉહારી બાવાના યોગસાધનામાં અડચણ થાય એમ ધારીને હેમના કારભારીએ આશ્રમથી થોડે દૂર થોડીક પર્ણકુટીઓ બંધાવી દીધી. એક દિવસે કોઈ એક ઘણોજ તોફાની ગાંડો પુરૂષ આશ્રમમાં આવ્યો. પઉહારી બાવાને મારવા માટે હાથમાં એક મ્હોટી લાઠી લઇને, ગાળો દેતો દેતો એ ગાંડો આશ્રમની અંદરની ગુફામાં પ્રવેશ કરવા તૈયાર થયો. આશ્રમમાંના બીજા મનુષ્યોએ ત્હેની આવી વર્તણુક જોઈને, ત્હેને આશ્રમની બહાર કહાડી મૂકવા સારૂ ધક્કામુક્કી કરવા માંડી. એ વખતે એ ગાંડાએ મ્હોટી ચીસ પાડી. પઉહારી બાવા એ સમયે હોમ કરતા હતા. હોમક્રિયા સમાપ્ત થઇ રહી એટલે એ બહાર નીકળ્યા અને એ ગાંડા મનુષ્યને પોતાની પાસે બોલાવી મંગાવવાની આજ્ઞા કરી. એ ગાંડો મનુષ્ય રખે પઉહારી બાવા ઉપર કોઈ જાતનો હુમલો કરી બેસે એવી શંકાથી કેટલાક શિષ્યોએ ત્હેના હાથ પગ પકડી રાખ્યા હતા. પઉહારી બાવાએ સ્થિર દ્દષ્ટિથી થોડીકવાર સુધી એ ઉન્મત્ત પુરૂષના સ્હામુ જોઇ રહીને કહ્યું "એને છોડી મૂકો. એ મ્હોટો સાધુ છે" એ સમયથી એ ઉન્મત્ત પુરૂષની ઘેલછા બિલકુલ જતી રહી. પોતે એક વખત ગાંડો હતો એ વિચાર પણ ત્હેને કદી આવતો નહિ.

આ બનાવ બન્યા પછી થોડે દિવસે, પઉહારી બાવાના દીક્ષા ગુરૂના આશ્રમમાંનો એક સંન્યાસી વેશધારી પુરૂષ એમના આશ્રમમાં

આવ્યો અને પઉહારી બાવાને કહેવા લાગ્યો " ત્હમે તો સાધુ છોને ? ત્હમે તો યોગી છોને ? તો પછી ત્હમે આ બધી માયાને કેમ છોડી શકતા નથી ? હજુ સુધી ત્હમે માયામાં શા સારૂ લિપ્ત રહ્યા છો ? ત્હમારા ઠાકોરજીના અંગ ઉપર સોનાના અલંકાર છે ત્હેની ત્હમારે શી જરૂર છે ? એ બધું મ્હને આપી દો. " ભેખધારી સંન્યાસીની આ વાત સાંભળીને પઉહારી બાવા બોલ્યા ' બાવા ! ત્હમારી ઇચ્છા એ બધું લેવાની હોય તો સુખે લઈ જાઓ. ' સંન્યાસી ફરીથી બોલ્યો " ત્હમે આ ધન, રત્ન, અને અન્ન વગેરેથી ભરપૂર આશ્રમની માયાનો પરિત્યાગ કેમ કરતા નથી ? હું કહું છુ કે ત્હમે આ ક્ષણેજ આ સ્થાનનો ત્યાગ કરો. સંન્યાસીની વાત સાંભળીને પઉહારી બાવા બોલ્યા " બાબા ! જો હમણાંજ હું આ આશ્રમ છોડી દઇને ચાલ્યો જઇશ તો તેથી ત્હમારૂં કામ સિદ્ધ થશે નહિ; કારણ કે આશ્રમ-વાસી સેવકો મ્હને તેમ કરતાં રોકશે અને ત્હમારો મનોરથ નિષ્ફળ જશે. એટલા માટે મ્હારી સલાહ છે કે ત્હમે રાત્રી સુધી રાહ જુઓ. ધીમે ધીમે રાત્રી પણ આવી પહોંચી, એટલે પઉહારી બાવાએ ઘોર અંધારી રાતે ઉઠીને કુટીરનાં દ્વારને તાળુ વાસીને બંધ કર્યાં તથા એ તાળાની ચાવી પેલા સંન્યાસીને આપીને પોતે આશ્રમ છોડીને ચાલ્યા ગયા. બીજે દિવસે સ્હવારે આશ્રમના દ્વારને તાળું વાસેલું જોઇને બધા શિષ્યો વિસ્મય પામ્યા અને પેલા સન્યાસીને અપરાધી ગણીને માર મારવા લાગ્યા. સંન્યાસીએ ધાર્યું હતું કે આશ્રમ મ્હારા હાથમાં આવી જશે. પણ આ તો ઉલટો ચૌદમા રત્નનો સ્વાદ ચાખવો પડયો એટલે ભયભીત થઇને એકદમ ત્યહાંથી અગિયારા ગણી ગયો.

પેલી તરફ પઉહારી બાવાએ આશ્રમ ત્યાગ કર્યાના સમાચાર પવન વેગે ચારે તરફ ફેલાઇ ગયા. ત્હેમની શોધમાં અનેક મનુષ્યો નીકળી પડયા પણ કોઈને ત્હેમનો પત્તો લાગ્યો નહિ. લગભગ એક

વર્ષ સુધી ઘણી તપાસ કર્યા પછી આજમગઢના પંડિત રામાચારીજીએ બ્રહ્મપુરમાંથી હેમને શોધી કહાડયા અને ઘણું સ્હમજાવીને પાછા આણ્યા. પઉહારી બાવા આશ્રમનો ત્યાગ કર્યા પછી જગનાથજીની યાત્રાએ નીકળ્યા હતા. પરન્તુ રસ્તામાંજ માંદા પડવાથી ઠેઠ સુધી પહોંચી શક્યા નહિ. મુર્શિદાબાદ જિલ્લામાં આવેલા બ્રહ્મપુર ગામમાં હેમને રહેવું પડયું હતું. એક પરોપકારી બંગાળી ગૃહસ્થે ગંગાને કિનારે હેમને એક ઝુંપડી બંધાવી આપી હતી અને ઘણાજ યત્ન પૂર્વક હેમની સેવા ચાકરી કરી હતી. પઉહારી બાવા એ કુટીરમાં રહીને સાધન તથા ભજન કરતા.

ઈ. સ. ૧૮૮૮ના આષાઢ માસની પૂર્ણિમાને દિવસે પઉહારી બાવાએ એક મ્હોટા યજ્ઞનો આરંભ કર્યો. ભક્તિમાન જમીનદારો, ખેડુતો, તથા નગરના સંભાવિત ગૃહસ્થોએ ઘી, મેંદો, ખાંડ વગેરે પદાર્થ મોકલી આપીને પુષ્કળ મદદ આપી. ભારતવર્ષનાં મુખ્ય મુખ્ય તીર્થો-માંથી અનેક સાધુ, સંન્યાસી, પરમહંસ અને દરિદ્ર પુરૂષો એ યજ્ઞનાં દર્શન કરવા આવ્યા, અને એ દરેકનો યથાયોગ્ય સત્કાર સ્વામીજી તર-ફથી કરવામાં આવ્યો. એ મહાયજ્ઞ લગભગ એક માસ સુધી ચાલ્યો હતો.

## નિર્વાણ.

એક દિવસ અંધારી રાત્રિને સમયે પઉહારી બાવા ગંગાસ્નાન કરીને નિર્જન નદીતટ ઉપર યોગક્રિયા કરતા હતા. દૈવયોગે હેમની યોગક્રિયામાં કોઇ વિઘ્ન આવ્યું. યોગક્રિયામાં વિઘ્ન નડયાથી હેમની તબિયત પણ બગડી ગઇ. હેમને કયા પ્રકારનું દુઃખ છે એ જાણવાને ઘણા લોકોએ હેમને વારંવાર પૂછ્યું હતું, પણ હેમણે કોઈને કાંઈ ખુલાસો કર્યો નહોતો.

બંગાળી સંવત્ ૧૩૦૫ના જ્યેષ્ઠ માસની ૭ મી તારિખે પ્રાતઃ-કાળે પઉહારી બાવાના ભાઇ અને ભત્રિજા બદરીનારાયણ, કાશીની

કૉલેજના પંડિત ભાગવતાચાર્ય, પંડિત જનાર્દન વગેરે પાંચ છ જણા આશ્રમમાં આવી પહોંચ્યા. ત્હેમણે જોયું કે, આશ્રમમાંની કુટીરમાંથી ધુમાડો નીકળી રહ્યો છે. ત્હેમણે ધાર્યું કે આ ધુમાડો હોમના અગ્નિનો હશે. પણ જ્યહારે ત્હેમણે જોયું કે સફેદ મેઘના જેવો ધુમાડો નીકળે છે અને આખા ઘરમાં અગ્નિ સળગી રહ્યો છે; ત્યારે ત્હેમનાથી સ્થિર બેસી રહેવાયું નહિ. આ સંબંધમાં વધારે ચોકશી કરવાના ઇરાદાથી બદરીનારાયણ કુટીરની ઉપર ચ્હડયો અને હાથ જોડીને બોલ્યો "મહારાજ! અગ્નિ હોલવી નાખવાની રજા આપો." એ સમયે પઉહારી બાવાએ એકવાર ત્હેના સ્હામુ જોઇને કાંઈ ઈશારો કર્યો પણ બદરીનારાયણ ત્હેનો મર્મ સ્હમજી શકયો નહિ. બદરીનારાયણની બૂમ સાંભળીને પઉહારી બાવાના પ્રિય શિષ્ય ભૂતનાથ અને બીજા બે ત્રણ જણા કુટીરની ઉપર ચ્હડી ગયા. ત્હેમણે જોયું કે હમણાંજ સ્નાન કરીને બેઠેલા સ્વામીજીના કેશ વિખરાઇને પીઠ ઉપર પથરાઈ ગયા છે, તપાવેલા કાંચન જેવા અંગ ઉપર ઘીનો લેપ કરવામાં આવ્યો છે. અને પરિધાનમાં ફક્ત કુશની દોરીનું બનાવેલુ એક કૌપીન છે. હોમ કુંડની સન્મુખ, કામળીના આસન ઉપર પદ્માસનવાળીને યોગમગ્ન સ્થિતિમાં પઉહારી બાવાજી બેઠા છે તથા ત્હેમનું પવિત્ર શરીર અગ્નિની જ્વાળાથી બળી રહ્યું છે. હાથના ટેકા રૂપ 'આશા' પાસે પડી રહી છે, ચારે તરફ ઘીના કળસ, કપુરના વાડકા, ધૂપ, જવ, વગેરે હોમની સામગ્રી પડેલી છે. બદરીનારાયણ, ભૃગુ વગેરે સેવકો દિઙ્મૂઢ થઇને ત્યહાં ઉભા રહ્યા જોતજોતામાં આ મહાયોગીનો પ્રાણ બ્રહ્મરન્ધ્રને ભેદીને ચાલ્યો ગયો.

સમાપ્ત.

---

* રાત દિવસ એક સરખી રીતે આસનવાળીને બેસી રહેવાથી યોગીઓને થાક લાગે ત્યહારે T આવા આકારના એક લાકડા ઉપર હાથને ટેકવે છે. ત્હેને આશા કહે છે.

# સ્વર્ગનાં રત્નો.

( નવુંજ પુસ્તક ) પાકુ પૂઠું ૩૮૪ પૃષ્ઠ, રૂા. એક

ભક્તિ, જ્ઞાન, પ્રભુ પ્રેમ, સત્સંગ, પ્રાર્થના, પરમાર્થ, પાપ, પુન્ય, ધર્મ, કર્મ, ગુરૂ, ભક્તો, મહાત્માઓ, સુખદુઃખ, હરિદર્શન, અર્પણ વગેરેના ઉંડા ખુલાસાવાળા ૧૦૧ દાખલાનું નવું પુસ્તક ખાસ વાંચવા લાયક.

---

# સ્વર્ગની સુંદરીઓ.

## પૃષ્ઠ ૫૦૦, પાકું સોનેરી પૂઠું, રૂા. દોઢ તેમાંનાં થોડાં મથાળાંઃ—

"આપણી સ્ત્રીઓની યુરોપિયન સ્ત્રીઓ સાથે સરખામણી; પોતાને હાથે રસોઈ બનાવવાની સ્ત્રીઓની ફરજ છે તેનાં કારણો; રસોઇની વાતને ન્હાની સમજશો મા; ખરૂં પતિવ્રત કેવું હોવું જોઈએ તેનો ખુલાસો; સ્નેહ ભરેલા પત્રથી થયેલી અસર; આપણી બ્હેનોમાં કઇ જાતની હિંમતની જરૂર છે? પોતાના પતિની બહાદુરી જોવાની ઇચ્છા; ભક્તિ વધારવાના ઉપાયો; બચ્ચાંઓને ઉછેરવામાં સંભાળ રાખવી જોઇએ; ધર્મ એટલે શું અને ધર્મ કેવો હોવો જોઇએ? લાજ કાઢવી એટલે શું? લાજનો અર્થ; સ્ત્રીઓનો અવતાર શા માટે છે? ઘરસંસારી કામોની મહત્તા; પોતાના ઘરમાં રહીને પણ સ્ત્રીઓ ભલાઈ કેમ કરી શકે તેના દાખલા" આવી વાતોથી ભરેલું છે.

**અમૃતલાલ સુંદરજી પઢીયાર,**

**હાથી બીલ્ડીંગ–મુંબઇ ૨.**

# વીજળી અને તીજોરી.

અખરક, રેતી યા એવી કોઈક વસ્તુથી તીજોરીઓ ફાયરપ્રુફ થઈ શકે નહિ એવું પુરવાર કરી બાર બાર પ્રદર્શનોમાં ગોદરેજે પેહેલાં ઇનામ મેળવ્યાં છે તેથી વાંચનાર વાકેફ છે.

**બીજા મેકરની તીજોરી સાથે ગોદરેજની તીજોરી મોટી આગમાં નાખી સરકારે પરીક્ષા કરી અને તપાસમાં ફક્ત ગોદરેજની તીજોરી માંહેલા કાગળો તદન સલામત રહેવાથી ગોદરેજને સરકારી સેવીંગ બેંકોના કીંમતી ચોપડાઓની જાળવણી માટે ત્રણસો અને બોતેર તીજોરીઓ બનાવવાને ઓરડર મળ્યો તે પણ વાંચનાર જાણે છે.**

હાલમાં તીજોરીઓની બનાવટમાં ગોદરેજે એક તદન નવો સુધારો દાખલ કર્યો છે. બીજાઓ મજબુતાઇ માટે જ્યાં ખીલાઓ વાપરે છે ત્યાં ગોદરેજ વીજળીના પ્રવાહથી લોખંડ પીગળાવી જોડી નાખે છે. ખીલા યા રેવીટ કાઢી નાખી શકાય અને તીજોરી છુટી કરાય પણ પીગલાવીને જોડેલું લોખંડ છુટું થાય નહિ. આવું કામ કરવા વીજલી ઉત્પન્ન કરવાના હજારોની કીંમતના સાંચા ગોદરેજે બનાવી મંગાવ્યા છે જે માહેલા એકજ સાંચાને ચલાવવા ત્રીસ ઘોડાનું બળ જોઇએ છે. વીજળીના બળથી જોતાં જોતાંમાં લોખંડનો રસ થાય છે અને હજારો બત્તી સળગી હોય એટલો ઉજાસ થાય છે તે જોવા લાયક છે.

**કારખાનું:—ગેસ કુંપની પાસે, પરેલ, મુંબઇ.**

**દુકાન—મુલજી જેઠા મારકીટની સામે, મુંબઇ.**

# મહત્વનો દરવાજો.

વિખ્યાત ડૉ. જૉન્સન એકવાર બોલ્યો હતો કે, "ચોપડીમાં અગર ગમે ત્યાં ભલે તે મળે પણ તેનું જીવન જાણવાનું અને તેની જીંદગીનો અનુભવ, તેનાં દુઃખ, તેની વિપત્તિઓ તથા તેના કામની સિદ્ધિ અસિદ્ધિઓ જાણવાનું મને ગમે છે." તો હવે જે પુરૂષોએ જગતના ઇતિહાસમાં પોતાનું નામ અમર કર્યું હોય, અને સુધારાનો એવો વારસો જે આપણે આજ ભોગવીએ છીએ તે આપણાં માટે જેઓ ઉત્પન્ન કરી ગયા હોય તેમનું જીવન જાણવું કેટલું વધારે જરૂરનું છે? એવા મહા-જનોને લગતું જે કંઇ હોય, તેમની ટેવ, તેમની રીતભાત, તેમની રહેવાની પદ્ધતિ, તેમનો અંગત ઇતિહાસ, તેમની વાતચીત, તેમનાં નીતિવચનો, તેમના સદ્ગુણ તેમજ તેમની મહત્તા, એ સર્વ રસભર્યાં, બોધક, ઉત્તેજક અને અનુકરણીય હોય છે.

નીતિ વિશારદ પંડિતો કહે છે કે, પૃથ્વીના મોટા મોટા પુરૂષોનાં જીવનચરિત્ર વાંચવાથી માણસ ધીમે ધીમે નીચભાવ છોડે છે, અને ઉચ્ચ ગુણોની ઉપર આસક્ત થાય છે. કવિઓ ઉપદેશ આપે છે કે જ્યારે મહાન પુરૂષનાં જીવનચરિત્રોપર સ્થિર ચક્ષુ રાખીને જોવાય છે, અને તેમના સદ્ગુણોનું ચિંતન કરાય છે, ત્યારે આપણે સમજી શકાય છે કે મહત્વનો દરવાજો સર્વેને માટે ઉઘાડો છે.

ચરિત્રોનો પ્રખ્યાત લેખક પ્લુટાર્ક એક ઠેકાણે લખે છે કે, "મને આ લોકોનાં ઉજ્જ્વલ ચરિત્રોનું મનન કરવાથી જે લાભ થયો છે તે લાભ વર્ણવી શકાતો નથી. જ્યારે પણ કંઇ અનુચિત કાર્ય કરવા તરફ મારૂં મન વળે છે, અથવા સદાચરણના વિષયમાં મારો ઉત્સાહ ઓછો થયેલો જણાય છે, ત્યારે ત્યારે હું તેમનાં ચરિત્રો વાંચું છું; અને તેથી મને પુનઃ હુશિયારી આવે છે."

સ્વ. ના. હે. ના "જીવનચરિત્ર વિષે [illegible]" ઉપરથી.